# काव्यनिमज्जन

અથવા

## ગુજરાતી કવિતામાં ઉંડા ઉતરવું.



કવિવરવાણી વિમળજળ, જળનિધિ ભર્યો અથાગ;
કરી નિમજ્જન લો મુખે, રત્ન વિવિધ મહાભાગ.



લોકોપયોગી ને શાલોપયોગી થાય,

એવે ઉદ્દેશે

રચી છપાવનાર


હરિકૃષ્ણ બળદેવ ભટ્ટ,

સુરત મિશનસ્કૂલના સંસ્કૃતશિક્ષક,

હાલ અંકલેશ્વર, ઇંગ્લિશ સ્કૂલના હેડમાસ્તર




ડિરેક્ટર સાહેબે મંજૂર કર્યું છે.

(મંજૂર થયલા લિસ્ટમા પણ છે)

આવૃત્તિ પાંચમી




સુરત ઐરિશ મિશન પ્રેસમાં છપાયું.

આશ્વિન, સવત ૧૯૬૫—ઑક્ટોબર, સને ૧૯




(કિમ્મત ૧॥ રૂપિયો.)



# ગ્રંથાર્પણ

જેનું તે તેનેજ હોય, જેની સ્થિતિનું સાદૃશ્ય તેને તેજ હોંસે જોય; જેની ઉન્નતિમાં જે રાજી તેજ તેના ચડવાના પ્રયાસમાં હરખાય, જેના ગુણદોષની જેને પરીક્ષા તેનાથીજ તેનું પરીક્ષણ યથાર્થ થાય.

માટે અર્પણ થાય છે,

આ કાવ્યનિમજ્જન નામનું ટીકારૂપ ગુજરાતી પુસ્તક,

હરિ–બળ–થી રચાઇ,

વિવેકી વિદ્વાન સૌ ગુજરાતી,
ને ગુજરાતી વાંચનારને.

# સંક્ષેપચિન્હ.

स.=संस्कृत. फा., फा०=फारसी. अ., अ०, आ., आ०=अरबी. हिं=हिंदुस्तानि. सिं.=सिंधी. समा.०=समास. अलं०=अलंकार. प्रा०=प्राकृत. કર્મ૦=કર્મધારય. દ્વિ૦=દ્વિતીયાતત્પુરુષ. તૃ૦=તૃતીયા—. ચ૦=ચતુર્થી—. પં૦=પંચમી—. ષ૦=ષષ્ઠી—. સ૦=સપ્તમી—. નઞ૦=નઞતત્પુરુષ. બહુ૦=બહુવ્રીહિ. અવ્ય૦=અવ્યય, અવ્યયીભાવ. મધ્ય૦=મધ્યમપદલોપી. અનુ૦=અનુપ્રાસ. લાટા૦=લાટાનુપ્રાસ. જો૦=જોવું. ધા૦=ધાતુ. પ્રે૦=પ્રેરક. ભૂ૦ કૃ૦=ભૂતકૃદંત. વર્ત૦ કૃ૦=વર્તમાનકૃદંત. વિ=વિશેષણ. ક્રિ૦ વિ૦=ક્રિયાવિશેષણ. ભા૦ ના૦=ભાવવાચક નામ. સા૦ કૃ૦=સામાન્યકૃદંત. પુ, પુ૦=પુલ્લિંગ. સ્ત્રી., સ્ત્રી૦=સ્ત્રીલિંગ. ન., ન૦=નપુંસકલિંગ. કે૦ પ્ર૦=કેવળપ્રયોગી પ્રથમા વિભક્તિ. nom. abs.=nominative absolute અ૦, અધ્યા૦=અધ્યાય. ક૦, કડ૦=કડવું.

# પ્રસ્તાવના.

## આવૃત્તિ ત્રીજી.

નવું કેવાનું કશું નથી. એટલુંજ કે શાળાઓમાં ચલાવવા મંજૂર થયલ પુસ્તકોનું લિસ્ટ ખાતાં તરફથી બાર પડ્યું છે, તેમાં આ પુસ્તક છેક લાએબ્રેરીમાં રાખવા અને ઇનામમાં આપવા પણ મંજૂર થયલું છે. ( પુસ્ત સુરતના બુકસેલર કરસનદાસ નારણદાસ પાસેથી મળશે. )

અંકલેશ્વર, ઇંગ્લિશ સ્કૂલ,
તા૦ ૨૯ એપ્રિલ, સન ૧૯૦૪. } હ૦ બ૦ ભટ્ટ.

---

## આવૃત્તિ બીજી.

મૂળથીજ પૂરતો શ્રમ લેવાયલો, અને ફેરફાર કે વધઘટ કરવાનું કારણ વર્ષમાં મળ્યું નથી, એટલે પુસ્તક તેજ રૂપે બીજી આવૃત્તિમાં બાર પડેછે. મ આપનાર વિદ્વાનો તરફથી તે વખતે થયલી એકએ સૂચના માન્ય છે. પુસ્તકપ મળેલા મત પ્રસ્તાવનાપછી છપાવ્યાંછે. આ પુસ્તક મેહેરબાન ડિરેક્ટર સાહેબ મંજૂર કર્યુંછે. શિક્ષક અને શિષ્યવર્ગ તથા વાંચકવર્ગ તરફથી વખતે વખ સંભળાતું કે પુસ્તક સારૂંછે, પણ ખરીદનારને કિમ્મત લગાર ભારે પડેછે, તે મારો લાભ બહુ ન જોતાં કિમ્મત બે હતી તે દોઢ રૂપિયો રાખીછે; કારણ પુસ્તકને અંતે આપેલાં મારાં સમાપ્તિપંચકને મારે તો અનુસરવુંજ.

અંકલેશ્વર, ઇંગ્લિશ સ્કૂલ,
તા૦ ૨ અક્ટોબર, સન ૧૮૯૩. } હ૦ બ૦ ભટ્ટ.

---

## આવૃત્તિ પેલી.

કોઇપણ મૂળગ્રંથને તો પ્રસ્તાવના અવશ્ય જોઇએ. આવાં પુસ્તકને ઘણ અગત્ય નહિ, તથાપિ આ પુસ્તકને બાર પડવાના અને તે આવે રૂપે બા પડવાના પ્રસંગ ને ઉદ્દેશવિષે, તથા એની અંતર્ગતરચના કેવી રીતની છે તેવિં અને એવીજ એકએ બીજી બાબતપર કંઇ કેવાય તો તે અનુચિત નથી.

૫

એકવાર નવરાશની વેળા મારા બે મિત્ર ને સહકારીસાથે વિવિધવિષયપર વાતચિત થતાં થતાં અમે કવિતાપર ઉતર્યા તો અમને એકે કાળે ભાસ્યું કે મૂળ આપણું મન રસાલંકારથી રંજિત ને શોભિત છતાં હાલ કેવળ અર્થબુદ્ધિનાં કારણથી, કવિતા તે શું, એની અસર કેવી, એની સત્તા કેટલી, પ્રેમમાં તેમજ નીતિભક્તિ-વિરાગમાં એ કેવે જૂદે જૂદે રૂપે મ્હાલેછે ને શૌર્યમાં કેવી ઘુમેછે, પ્રવૃત્તિનિવૃત્તિ બન્યે એણે કેવા પોતાના ખાશ વિષય કરીલીધાછે, ચડતીનો અંકોશ ને પડતીનો આધાર બની જૂદા જૂદા મરોડમાં પણ એકજ નિશાને રથાપીઉત્સાહવાળી એ કેવી રાજેછે, બાળ-જોબન-વૃદ્ધ, સૌનાંજ મનને એ કેવી રમાડનારી છે, સૃષ્ટિ-સૌંદર્ય અને સંસારમાં વિધવિધના ફેરફારો જુક્તિથી દાખવી આખર બ્રહ્મની લીલામાં મનને લીન કરવે એ કેવી નિપુણ છે—કુંકાણમાં સર્વદા સર્વત્ર મનુષ્યનાં સ્વભાવકર્મઉપર એ કેટલી સત્તા ધરાવેછે, અને પ્રથમ નીતિથી આપણાં મનને અંકુરિત કરી એના વિધવિધ રંગતરંગમાં ઝીલવાથી કેવી લેજત ને કેટલો લાભ છે—એવિષે થોડાજ હાલ વિચાર કરતા હશે. આપણાં વળી કોઇ કોઇ વિદ્વાનની વાણીસુધારસ સીંચાવાથી એવા વિચારોની સૂકી જડમાંની કેટલીક પાછી અંકુરિત થઇ પાંગરતી કહીં કહીં જોવામાં આવેછે; તોપણ કેવળ અર્થબુદ્ધિથી જડતા પામેલાં મનને પિગળાવી ઉપર દર્શાવેલા વિષય ને વિલાસતરફ તેનું વળણ કરવાને કેઇક વિશેષ પ્રયાસની જરૂર છે. વિવિધવિષયપર કવિતા લોકમાં યથાયસંભળાયછે ને શાળાઓમાં શિખાયશિખવાયછે ખરી, પણ તે ઘણી લુખ્ખી રીતે—તેમાં પણ અર્થતાત્પર્યનેજ પ્રાધાન્ય અપાયછે. માત્ર શબ્દાર્થ શિખ્યા એટલે કવિતા શિખવાનો હેતુ પૂરેપૂરો પારપડ્યો એમ મનાયછે. કવિતા શિખવામાં શબ્દાર્થની સાથે વ્યુત્પત્તિ ને સમાસ, સ્પષ્ટાર્થ ને ગૂઢાર્થ, અર્થની ચમત્કૃતિ ને રચનામાં ચાતુરી, રસ ને અલંકાર-વગેરે ઘણુંઘણું શિખવાશિખવવાનું છે. એવી એવી બીજી ઘણી વાતો એ વિષયને લગતી થઇ ને બધી અહિયાં લખવાથી ફળ થોડું ને વિસ્તાર ઘણો થાય. વાતનું સેવટ એવું આવ્યું કે હાલ તો મારે એક કાવ્યસંગ્રહ કાડવો, એવી ઢબપર કે તે શાલોપયોગી ને લોકોપયોગી થઇપડે, અને તેમાં ઉપલી બાબતોમાંની ઘણીખરી આણીશકાય.

૬

હવે આ પુસ્તકનું નામ કાવ્યનિમજ્જન રાખ્યુંછે ને એમાં ગુજરાતી કવનવડે પ્રસિદ્ધિ પામેલા કવિઓમાંથી હાલ માત્ર નવની કૃતિમાંથી થોડું થોડું લઇ આશરે ૨૦૦૦ ઓળી એકઠી કરીછે. કવિનો ક્રમ તેના કાળપ્રમાણે નહિ પણ

ભાષાની સરળતા ને વિચારની સહજતા એ બેને ધોરણે બહુધા રાખવામાં આવ્યોછે; તેમ આ વિચારને કંઇ ઓછું ગૌરવ આપ્યું નથી કે—પ્રથમ સંસારી બાબતનો નીતિસાથે બોધ, પછી સૃષ્ટિસૌંદર્ય ને ઉંચા ગંભીર શૃંગારે રંગિત સાધારણ ભગવદ્ભક્તિ ને આસ્થા, અને ત્યારપછી તત્ત્વજ્ઞાન—એમ ઉત્તરોત્તર માણસનાં મનમાં ઠસે તો નીતિનું ઉલ્લંઘન ને ભક્તિભાવની શિથિલતા થઇ શક્શાની થવાનું તેને ક્વચિતજ સુઝે. એ નવમાંહેલાં ૭ કવિને વિષે નર્મગદ્યમાં આપેલાં ચરિત્રમાંથી માત્ર તેનાં કવનસંબંધી સંક્ષિપ્તસાર લઇ તે પ્રત્યેકનું કવન શરૂ થતાં પેલાં આપ્યોછે. વિષયની ચૂંટણીમાં ઘણુંખરૂં તો હાલ શાળાઓમાં શિખવાતા ભાગમાનુ છે, અને તે ઉપરાંત બીજું છે તેમાં કેટલાક વિચારસાથે આ વિચાર મુખ્યત્વે રહ્યોછે કે—આવું પુસ્તક કોમળ વયનાં ને કુમળાં મનનાં બાળકથી આરંભી પ્રૌઢવૃદ્ધપર્યંત સઘળી કોમનાં ને સર્વ મતનાં માણસોનાં વાંચવામાં આવે, (અને એમ થયેથીજ કર્ત્તાની ઉમેદ બરઆવવાનો સંભવ), એટલે એમાં ઉઘાડો શગાર અને સુપરિશુદ્ધ નહિ છતાં વિવેકી માણસોનાં મન દુખાય એવી ધર્મની બાબત એ નજ આવવાં જોઇએ. એ બે બાબત છેકજ ન આવે અને સારાં સાહિત્યમાંથી ચૂટણી થાય એ અશક્ય. સ્ત્રીને રતુવના બાળક અવતરી તેને રમાડિયે, તેનાં કાલાંતોતલાં મીઠાંમધુરાં વચન સાંભળિયે, તેને પરણાવીપટાવી સસારમાં લાવો લેયે, અને તેનાથી વંશની વૃદ્ધિ થતી જોઇએ—એવાં કોડ રાખવાં; અથવા નદીને મળઆગળજ પ્રયત્ને અટકાવી પછી એવી આસા રાખવી કે એનો પ્રવાહ ચાલી એ કોઇ મહાનદીરૂપે વહી આસપાસના પ્રદેશને ફળદ્રુપ કરતી ને ઘણાંઘણાં કામ સારતી તે અંતે સાગરને મળે, અને એમ જૂદા જૂદા દેશોસાથે વેવાર ચાલી દેશ સગૌરવ આબાદીને પામે. એવો ઘેલછાભર્યો આ વિચાર કે—શગારરસ અને ધર્મના ભાસવના પણ કોઇ ભાષાનું સાહિત્ય વિસ્તીર્ણ ઉંચી પ્રતિનુ મનોહારી હોઇશકે. હરકોઇ ભાષામાં એ બેના અતર્પટ રહેલાજ.

લેખનશુદ્ધિવિષે—પ્રથમ એવો વિચાર થએલો કે દિનપરદિન સુધરતીજતી પણ હજી જોઇએ તેવી સુસ્થિત નહિ એવી ગુજરાતી ભાષામાં જોડણી વગેરેનો એક નિયમ રેવો હાલ કઠિણ, માટે જોડણી અને બીજી લેખનરીતી જે કવિની જેવી હોય તેવીજ તે રાખવી; પણ પછી મારાથી એમ બનવુ દુર્લભ લાગ્યાથી તથા હાલ પ્રતિષ્ઠિત એકબે વિદ્વાનની સલાહ ને સંમતિથી આખર એમ ઠર્યું કે સઘળા

કવિની કૃતિમા ભાષા અને ઢબ કાયમ રાખી જોડણી એક ધોરણપર રાખવી; અને એમ કરતા આગળ પ્રસગે પ્રસગે મારા મનમા ઉદ્દ્ભૂત થયલા તથા આ પ્રસગે વિશેષ મનન કરવાથી દૃઢ થયલા વિચારને હુ અનુસર્યો —મનના વિચાર બાર પાડવાને ભાષા અને ભાષાદ્વારે બાર પડેલા વિચારની પરિણતિ પસાર ને સ્થાયીપણાને અર્થે લિપિ, એટલે વિચાર-ભાષણ-લિપિ, એ સ્વાભાવિક ક્રમ છે, તો ન્યાય એ કે લિપિએ ભાષણને અનુસરવુ, તેમ વળી ભાષણ છેક નિરકુશ રહી અકાળ-અઘટિત વિકારને આધીન થાય એ પણ નીતિ નહિ, માટે—જે શબ્દ સાધારણ રીતે જેમ બોલાય તેમજ તે શબ્દ લખવો—એ નિયમને મુખ્ય લઇ, કેળવણીખાતાએ ઠરાવેલા નિયમો તથા નર્મકોશની મુખમુદ્રામા સૂચવેલા નિયમો, એ બન્નેને યોગ્ય માન આપી જોડણી રાખવાતરફ લક્ષ આપ્યુછે, અને તેમ કરતા જરૂર જણાઇ ત્યાં સર્વમાન્ય ગુરુલઘુચિન્હ રાખ્યાછે. પદ ભજન રાગ જેની રચના માત્રા ને ગણકરતા તાલમાનપર વિશેષ છે તેમા એ રીત ઘણી રાખી નથી, એવા વિચારથી કે વાચનાર પોતપોતાની ઢબપ્રમાણે છૂટ લઇશકે. જ્યા હકારનુ પ્રથક્ ઉચ્ચારણ ન થતા તે પૂર્વવર્ણમા ભળેલો હોય ત્યા તે વર્ણનીચે આવુ (.) પૂર્ણવિરામજેવુ ચિન્હ રાખ્યુછે પણ એમ કરતા છેક પ્રાકૃત કે ગ્રામ્યસરખુ લાગે ત્યા મૂળનો હ હોય તે રાખ્યોછે નામયોગી જેને સબધે હોય તે શબ્દને છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય ખુલ્લો હોય ત્યા એ બે શબ્દોને છૂટા લખી પ્રત્યય અધ્યાહાર્ય હોય ત્યાં સાથેજ લખ્યાછે—ઘરની માહે, ઘરમાહે, પ્રભુના વિના, પ્રભુવિના. સસ્કૃત સામાસિક શબ્દો ગુજરાતીમાં પ્રવર્તેછે તેઉપરાત પણ કોઇ શબ્દો સમાસઅર્થે સર્વથા જોડાઇ શોભે ને સરળતાથી બોલાય તો નવા સામાસિક શબ્દો નજ બનવાદેવા એવી હઠ મેં રાખી નથી. સયુક્તક્રિયાપદ ને મિશ્રકાળને બનતાંસુધી એક શબ્દરૂપે લખ્યાછે એ શિવાય પણ એકકરતાં વધારે શબ્દો બાર પડતાંપેલા તેના અર્થનુ પ્રથકપણું આછુ પડી તેઓ એકભાવે બાર આવે ત્યા તેઓને પ્રયાસે છૂટા પાડી નાખ્યા નથી સારાંશ—શિથિલતાવગરનો ભાષાનો પ્રવાહ રહી તેમાં જડતાવગર ઘટ્ટપણું હોવુ જોઇએ. એ વિચારને ધોરણે હુ વર્ત્યોછુ

આ પુસ્તકમાં કોહેલ અને જાણવાજોગ શબ્દના અર્થ તથા કઠિણાઇની સમજૂતી એ વિસ્તારથી આપ્યાછે વ્યુત્પત્તિ સમાસ અલંકાર, શબ્દનુ મૂળ ને અપભ્રષ્ટશબ્દનું શુદ્ધરૂપ, કોઇ શબ્દના ભજન અને દાસના જાતિ પ્રયોગ ઇત્યાદિમાં ફરક હોય તે, કીર્તન અથવા કથાપ્રસગ, અને એશિવાય બીજી બાબતો

અર્થ સમજવા જરૂરની ને વિશેષજ્ઞાન મેળવવા ઉપયોગી જણાઇ તે આપીછે. એમ કરવામાં કોઇને લાગે કે એ બધું જોઇએ તેકરતાં વધારે છે તેણે આ પુસ્તકના પ્રસંગ અને ઉદ્દેશવિષેનો બીજો વાક્યખંડ ફરી એકવાર વાંચવો, અને તેમ કરવાછતાં તેનો વિચાર કાયમ રહે તો લાચાર. વ્યુત્પત્તિ આપીછે તેમાંહેલી ઘણીખરી મારી જાણેલી છે, કેટલીક સઞ્જીવનિર્જીવ આધારે સિદ્ધ કરેલી છે, અને થોડીક સયુક્તિક અટકળથી ધારીકાડેલી છે. બીજી પ્રતિની વ્યુત્પત્તિનેસારૂ આધારમાં રાજેશ્રી મહીપતરામનો વ્યુત્પત્તિપ્રકાશ, રાજેશ્રી નવલરામનો વ્યુત્પત્તિપાઠ અને રાજેશ્રી પ્રભાકરનો અપભ્રષ્ટશબ્દપ્રકાશ—એ મુખ્ય છે. કથાપ્રસંગનેમાટે નર્મકથાકોશનોજ આધાર રાખ્યોછે ને ઘણીવાર તો તેમાંનો સંક્ષેપે ઉતારો છે. અલંકાર આપ્યાછે તે કવિ નર્મદાશંકરના અલંકારપ્રવેશને ધોરણેછે. પણ એ પુસ્તક હાલ મળતું નથી ને હાલતરત છપાવાનો સંભવ નહિ, તેમ વિદ્યાર્થીઓને એ બાબત જરૂરની અને તે જાણવાને એવું પુસ્તક અવશ્ય જોઇએ; માટે એ અલંકાર-પ્રવેશમાંથી અમણાં જરૂરનું લાગ્યું તેટલું લઇ આ પુસ્તકને અંતે આપ્યુંછે. સમાસ તો ટેલરસાહેબનાં ગુજરાતી વ્યાકરણમાં વિસ્તારે આપેલાછે એટલે ફરી છપાવી પુનરુક્તિસરખું કીધું નથી. પણ તેમાં બહુવ્રીહિસમાસવિષે આપ્યુંછે તે મને કંઇ ગુંચવણભર્યું લાગેછે, અને બીજા સમાસમાં ક્વચિત્ દાખલાઓમાં સુરતભૂલ થયલી જણાયછે એમ હોય તો તેટલી બાબત શિક્ષકે સમાલીલઇ તેનો યથેચ્છ ઉપયોગ કરવો. સમાસ મૂળ સંસ્કૃતમાં અને સંસ્કૃતમાં બહુવ્રીહિવિષે સાદો વિચાર આવો છેઃ—કોઇ વિશેષણ નામસાથે જોડાઇ તે આખો સમાસ બીજાં નામનો ગુણ બતાવે ત્યારે તે સમાસ બહુવ્રીહિ થાય: આખો સમાસ—એટલે તે આખા સમાસનો ભાવ બીજાં નામને વિશેષણરૂપ થાય—સમાસના બે પક્ષમાંથી કોઇ તે બીજાં નામનો ગુણ બતાવે નહીં; કારણ કે ત્યારે તો સમાસ કર્મધારય થાય. કર્મધારય ને બહુવ્રીહિ એમાં ફેર આવો છે—કર્મધારયમાં બેમાંનો એક પક્ષ બીજા પક્ષનો ગુણ બતાવે કે તેને સમાનાધિકરણમાં હોય; વળી એ બે પક્ષમાંનો એક બીજાં કોઇ નામનો ગુણ બતાવેછે, ને આખા સમાસનો ભાવ બીજાં નામનો ગુણ બતાવતો નથી. પણ બહુવ્રીહિમાં તો તે સમાસના પક્ષમાંથી કોઇ બીજાં કોઇ નામનો ગુણ નજ બતાવે-તે આખા સમાસનો ભાવજ બીજા નામનો ગુણ બતાવે. **ઘનશ્યામ હરિ**—એમાં **શ્યામ** એ **હરિ**નો ગુણ બતાવેછે માટે સમાસ **કર્મધારય**, **બહુવ્રીહિ** નહિ. **ભગ્નહસ્ત**—એમાં

ભાંગેલો હાથ એટલોજ અર્થ હોય તો સમાસ કર્મધારય, પણ ભાગલા હાથ છે જેનો એવો ભાવ હોય તો સમાસ બહુવ્રીહિ. કઇવાર સમાસ કર્મધારય અને બહુવ્રીહિ બન્ને હોઇશકે ત્યાં વાક્યના ભાવને અનુસરતો સમાસ કેવો અ કે અન્ અને સ કે સહુની સાથે નામ જોડાઇ કઇવાર સમાસ બહુવ્રીહિ થાયછે—અપુત્ર, સસુત ઇ૦ બધો વિચાર કરતા બહુવ્રીહિ સમાસવિષે ગુજરાતીમા સક્ષેપે આવી વ્યાખ્યા ઘડિયે તો છેક અજુક્ત કે સબાધ ન કેવાય – કોઇ સમાસ બીજા સાદા કે સામાસિક શબ્દને વિશેષણરૂપે વપરાય, અને તેનો વિગ્રહ થતાં તત્પદાપેક્ષક સર્વનામ જે પ્રથમાશિવાય કોઇ વિભક્તિમા આવવુજોઇએ આ પુસ્તકમા વ્યાકરણસબધી બીજી કેટલીક ઉપયોગી સૂચના કહિં કહિ આપેલી છે, તેમાં ગુજરાતીમા absolute case નો વિચાર ન જોવાથી તે દાખલકરજોછે, અને હાલ તરત તેને નામ કેવળપ્રયોગી વિભક્તિ આપ્યુછે સસ્કૃત લાટીન ગ્રીક વગેરે ભાષામા કેટલીક જૂદી જૂદી વિભક્તિ કેવળપ્રયોગી હોઇશકે. હાલની અગ્રેજીમા પ્રથમાજ એવે પ્રયોગે છે, અને ગુજરાતીમા પણ એમજ જોવામા આવેછે કેવળપ્રયોગી વિભક્તિ વિષે મારી સમજ આવી છે —કોઇ વિભક્તિ કેવળપ્રયોગી થાય, જ્યારે કોઇ નામ કે સર્વનામ તે વિભક્તિમા આવી તેની પછી કૃદત આવે, અને એ રીતે બનેલા એ ( clause ) પદને વાક્યના મુખ્ય ભાગસાથે વ્યાકરણવિષયનો નિકટનો સબધ ન હોય કેવળપ્રયોગી રચનામાં કરનાર કે સેનાર મુખ્ય વાક્યમાં ફરી નજ આવે--ક્વચિત્ તેનેમાટે દર્શકસર્વનામ આવેછે —વાક્યનો ભાવ મનમા ઉતરતાં તેનુ મો મલકાયુ પ્રથમાશિવાય કોઇવિભક્તિ ગુજરાતીમા કેવળપ્રયોગી હોય કે કેમ, એનો વિચાર થતા—એને પીડી તારૂ શુ ભલુ થનાર છે, કેરીનો સ્વાદ લેતા તેનુ મો ઉતરીગયુ—આવાં વાક્યો આવીઉભા એમા કેવળપ્રયોગી પદ તો છેજ, પણ એને કેવળપ્રયોગી દ્વિતીયા કેવાય કે કર્ત્તા અધ્યાહાર્યસાથે કેવળપ્રયોગી પ્રથમા કેવાય, એ મારેથી નક્કી થઇશક્યુ નહિ, અને આ પુસ્તકમાં એવા દાખલા નહિ એટલે વધારે વિચાર કીધો નથી.

આ પુસ્તક શાળાઓમા શિખવતા, કયા ધોરણમાં કયો કવિ કેવી ઢબપર શિખવવો એ શિક્ષક જાણશેજ એટલે વિશેષ કેવુ એ નિરર્થક તોપણ આટલી સૂચના કરુ તો અવિવેક થશે નહિ—ત્રીજા ધોરણમાં શામળ ને દલપત૦; ચોથામાં શામળ, દલપત૦, દયારામ ને નર્મ૦; પાંચમામા નર્મ૦, નરસિહ, પ્રેમાનદ ને ગિરધર; છઠ્ઠામાં પ્રેમાનદ, ગિરધર ને ધીરો, સાતમામાં ધીરો ને

મખો—એમ શિખવવામાં બાધ નથી—પુસ્તકમાં ક્રમ પણ એજ છે. સાતમા ારણમાં નીચે શિખવાતા કોઇપણ કવિમાંથી પ્રૌઢતાવાળો ભાગ મોકળે મને ને ાંભે વિચારે શિખવ્યાથી પણ લાભ છે.

હવે આ પુસ્તકમાં ઉતરવા આતુર ને વિલંબ થવાથી અધીર એવા ાંચનારને બે પળ વધારે ખાળી પ્રસ્તાવનાની સમાપ્તિ આણુંછું.

ઇશ્વર અપાર છે, લીલા એની અગાધ છે. સંસાર એક લીલા છે, સૃષ્ટિ પણ લીલા છે—એક અદૃશ્ય.ને બીજું દૃષ્ટિગોચર. સંસાર અનેક રંગે વ્યાપ્ત છે ને જનસ્વભાવ તેમાં મુખ્ય છે; સૃષ્ટિ પણ રંગે ભરપૂર છે ને મુખ્ય તેમાં ર્વત છે. જનસ્વભાવ વિચિત્ર છે, ચેષ્ટા એની ગહન છે, કવિતા તેમાં બધી રીતે અગ્રેસર છે; પર્વત પણ સર્વાંગે સર્વાશે જનસ્વભાવને તુલ્ય છે ને સરિતા તેનો સાર છે: એટલે કવિતા ને સરિતા–કારણ ઉપયોગ ને પરિણામ જોતાં અશોંશ સમાન છે. સારાંશ–કાવ્યને જળનિધિ લહી આ પુસ્તકને **કાવ્ય-નિમજ્જન** નામ આપ્યું તે સાર્થક છે; જેવાનું માત્ર એ છે કે પુસ્તકનો ઉદ્દેશ કેટલે દરજ્જે સાર્થક થયો. કંઇપણ સાર્થક હોય તો કર્ત્તા કૃતાર્થ છે ને કર્ત્તવ્ય-વિષયે ઉત્સાહી છે.

સુરત, મિશનસ્કૂલ,
તા૦ ૨, મે સન ૧૮૮૭.

હ. બ. ભટ્ટ.

# EXTRACTS FROM OPINIONS

ON THE

## KAVYANIMAJJANA

OR

"A DIVE INTO GUJARATI POETRY."

*( Opinions with dates are original, the others being faithful translations of the originals. )*

આપે રચેલી કાવ્યનિમજ્જન નામની ચોપડી વાંચી તે બહુ સારી રચી છે. નીતિ ભક્તિ જ્ઞાન વૈરાગ્ય ઇત્યાદિ ઉપયોગી વાતો ભરેલી કવિતા તમોએ કવિઓની વાણીમાંથી એકઠી કરી છે તે બહુ વખાણવા લાયક છે. ગુજરાતી ભાષામાં જેવા હ્રસ્વ દીર્ઘ બોલાયછે તેવાજ અમારી મિત્રમડળી લખેછે, તેવાજ તમે લખ્યા છે, એમાં ભૂલ થયલી જણાતી નથી તમે સંસ્કૃત શીખેલા છો માટે હ્રસ્વ દીર્ઘનો વરતારો તમને છે. કવિતામાં સંસ્કૃત શબ્દ આવેલા તેમના અર્થ તમે યથાર્થ આપ્યા છે. આ ચોપડી શાલોપયોગી તથા લોકોપયોગી છે એમાં કશો શક નથી. શબ્દાર્થ ઉપર કથાઓ લખેલી છે તે બહુ સારી છે; એથી લોકોને જ્ઞાનમાં બહુ વૃદ્ધિ થાય છે, પુરાતન પુરૂષોનાં ચરિત્ર સમજવામાં આવે. તમારા લેખનની સર્વોત્તમ ગૂર્જર ભાષા છે. अनंगअरि–આ શબ્દમાં તમે બહુવ્રીહિ લખ્યો છે, પણ ષષ્ઠીતત્પુરૂષ લખવો જોઇએ. કામદેવને મહાદેવે બાળેલો છે. માટે તેનું શત્રુપણું મહાદેવને છે. ખરો વિચાર કરતાં સંસ્કૃતમાં જ્યાં સંહિતા હોય ત્યાં સમાસ થાય છે, એટલે સમાસ પણ ગણાય નહિ. પ્રાકૃત વ્યાકરણરીતિએ સમાસ ગણિએ તો ગણાય—પ્રાકૃત વ્યાકરણમાં વિસંધિ સમાસ ગણાય છે. તમારી લેખનપદ્ધતિ બહુજ સરસ છે. આવી ચોપડી કોઇએ પૂર્વે રચેલી નહોતી.

તા ૨૩-૫-૮૭. (સહી) શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ.

I have read your book "Kavyanimajjan" It is an excellent production Your selections from different poets of subjects relating to નીતિ, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય are very judicious and praiseworthy I see that you have adopted the same rules of Gujarati spelling as are observed by the society of my learned brethren I have been able to detect no errors You are a Sanskrit scholar and your spelling ought to be correct. You have fully and ably explained Sanskrit words occurring in the text There can be no question but that the book will be found very useful as a text book for schools as well as for the reading public Your allusions are very apt and to the point, such allusions are sure to give the readers a fair insight into the subject matter, and can unfold the character of the great personages of olden times Your language is choice Gujarati You think अनगअरि a बहुव्रीहि Samas, but I believe it is a षष्ठीतत्पुरुष Samas, Mahadeva burnt Kamadeva, therefore enmity begins with Mahadeva Truly speaking it is no Samas, for in Sanskrit there can be no Samas unless there is a coalescence of vowels However, according to the Prakrit Grammar you might take it as Samas, because it allows a Samas even though there is no combination for euphony Your style is really excellent There never was such a book published before

(Sd) SHASTRI VRAJLAL KALIDAS

---

આપનુ "કાવ્યનિમજ્જન" અને પત્ર ઉભય પોહોચ્યા તેમાં શાલોપયોગી તથા લોકોપયોગી થવાના તેના ઉદ્દેશની સફળતાવિષે અનુમત ઇચ્છયુ તેના ઉત્તરમા લખવાનુ કે —

કાર્યસિદ્ધિનો મુખ્ય આધાર કર્તાની યોગ્યતા ઉપર રહેછે આપે જે કાર્ય આરભ્યુ છે તે કરવાની યોગ્યતા આપનામાં છે એમ, કાવ્યનિમજ્જનમા અખાભક્તની વાણીના કેટલાક ભાગનુ વિવરણ મેં વાચ્યુ તે ઉપરથી સનો ઇસાચે કહેવામા કંઇ બાધ મને જણાતો નથી, એટલુંજ નહિ પણ તમારા પ્રથમ પ્રયત્નમા તમે જે સિદ્ધિ સપાદન કરી છે તે બહુ આશાજનક છે અને તેસારૂ અને પ્રસન્નતાથી આપને અભિનંદન આપુ છુ

સર્વ ભાષામાં સારા ગ્રંથોપર વિવરણ અપેક્ષણીય છે. તેમાં ગુર્જર ભાષામાં હાલ યથેચ્છ અભ્યાસક નથી તેથી વિશેષ નેમ છે. × × ×

એથી ઉચ્ચ પ્રકારે યથાર્થ કવિતાસંબધમાં છે. કવિતાનું સત્યસૌંદર્ય, રસ, ફળ અને તજ્જન્ય વિશ્વાનંદથી માંડી પુરૂષાર્થપ્રદ જ્ઞાનાનંદને ભોગવવાસારૂ બહુ સાધનની આકાંક્ષા છે. તેમાં પ્રથમ પ્રવેશ થવા આપે જે કાર્યનો આરંભ કર્યો છે તેવા પ્રકારનાં માર્ગદર્શક પુસ્તકો છે.

વિવરણ, વ્યાખ્યાન, ટીકા આદિ છે તે કાવ્યના પ્રત્યેક ખંડમાંના અર્થ, રસ, ફળ આદિ કેવી રીતે નિકળેછે તે સમજાવેછે. એક વેળા તે રીતિ યથાર્થ સમજાઇ તો પછી બીજે પ્રસંગે પોતાની મેળેજ કેટલીકવાર સમજ પડીજાયછે અને રાજમાર્ગે ચડીગયાજેવુ લાગેછે.

એ આદિ કારણોથી મને લાગે છે કે આપનો શ્રમ ઉપયોગી અને પ્રશસનીય છે. તે લોકોપયોગી થઇ લાભપ્રદ થવા પૂર્ણ સંભવ છે. તેનો આરંભ આપનાજેવા સુશિક્ષિત, બહુશ્રુત તથા 'કર્તવ્યવિષયે ઉત્સાહી'થી થાયછે એ અધિક સંતોષજનક છે; તથા પ્રથમ પ્રયત્ન છતાં બહુ અંશે તે સફળ થયોછે એમ મને લાગેછે.

તા. ૧૨-૬-૮૭. **(સહી) મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.**
(અસ્તોદયના કર્ત્તા ૪૦)

---

I have duly received your "Kavyanimajjana" and the accompanying letter. You ask me as to how far you have succeeded in your aim at making this a useful book for schools and for readers in general In reply I have great pleasure to say that a perusal of your annotations on the selections from Akho has enabled me to assure you that you do possess that ability to do justice to the task you have imposed upon yourself, which authors must have, if they wish successfully to accomplish what they have undertaken Not only so, but the success which you have achieved in your very first undertaking is an earnest of future attempts and I congratulate you on it.

In every language annotations on good works are always desirable, particularly so in Gujarati for want of such useful guides into deep studies. × × ×

Similarly and to a still higher degree it is so with regard poetry. There is the desirability of a variety of means to perception of the intrinsic beauty, melody, and all that in poetry right up to the enjoyment of the esoteric essence poetry which enables one to reach the ideal of Humanity. means to attain this desired object are a book of the sort you have published.

Annotations and explanatory remarks are necessary to dr out the hidden beauty, the essence of poetry. A thorough perus of such an annotated work opens a way for the reader to with facility without much extraneous help.

These and other reasons have led me to say that your book is very useful and praiseworthy and there is every possibility o its being useful to the reading public. It is all the more gratifying that a beginning was made by a well-read, well-informed and 'aspiring' scholar like yourself. Though it is the first literary attempt, yet, I believe, it is quite a success I wish you all success in your further attempts.

(Sd.) MANASSUKHRAM SOORYARAM,
Author of Astodaya, &c.

---

આપનું કાવ્યનિમજ્જન વાંચીને મને ઘણોજ સંતોષ થયો છે. ગુજરાતી ભાષામાં સારા કવિઓના ઉપર થયલી સારી ટીકાઓ જોવામાં ભાગ્યેજ આવેછે, અને એવી ટીકાની જરૂર તો બેશક ઘણીજ છે. આ પુસ્તકથી ગ્રંથકારો માટે એક નવો માર્ગ પ્રગટ થયોછે. જે પ્રમાણે તમે છુટક છુટક કવિઓની કવિતા લઈને તે ઉપર ટીકા કરી છે તેમ કોઈ મોટા કાવ્યઉપર ટીકા થાય તો ઘણું સારૂં

તમે ટીકામાં શબ્દના અર્થ, વ્યુત્પત્તિ, કથાપ્રસંગ ઇત્યાદિ દર્શાવ્યું છે તેથી વાંચનારને કવિનું કલ્પેલું સાક્ષાત ચિત્ર પડી રહેછે. અખા ભક્તની કવિતાઉપર જે ટીકાઓ આપી છે તે હું ધારૂંછુ કે સૌથી સારામાં સારી છે. એવી ટીકાવિના સાધારણ માણસ તો સમજી શકેજ નહીં એ નિશ્ચયછે. હું આશા રાખુછું કે તમને યોગ્ય સહાયતા મળ્યાવિના રહેશે નહીં અને તમારો શ્રમ સફળ થશે.

(સહી) મધુવચ્ચરામ બેળવચ્ચરામ,
(સબ જજ, વલસાડ.)

તા ૧૨-૮-૧૯

I have been highly pleased to read your "Kavyanimajjana." Good annotations on good poems are a rarity in Gujrati literature. It is really a great and long-felt want. This book opens a new field for Gujarati writers.

I should like you to take a longer poem of a Gujrati author for annotation as you have done selected passages.

Your annotations comprise explanations of words, etymology, allusions &c., and raise up before the mind of the reader the exact picture imagined by the poet. Of your annotations the best are those on the text of Akho, and but for these annotations, I am sure, Akho would be inexplicable to the generality of readers. I hope you will meet with every encouragement and success.

(Sd.) MADHVACHRAM BALVACHRAM,
Sub-Judge, Bulsar.

---

આ પુસ્તક મેં આદ્યંત લક્ષપૂર્વક ધ્યાનમાં લીધુ છે. તેનું પુઠુ સુદૃઢ સંગીન છે અને બાંધણી સ્વચ્છ સુંદર છે, તેજ પ્રમાણે તેના અંદરની સાહિત્યસામગ્રી સુદૃઢ સંગીન અર્થવાળી અને સ્વચ્છ સુંદર પદરચના લાલિત્યવાળી છે. આની સાથે તેને શાળોપયોગી અને બાળોપયોગી કરવાનો હેતુ છે તે બાધિત થયો નથી. જેમ કેટલાંક આપણાં સાહિત્ય પ્રજાસત્તાક મંડળના ભાગમાં શૃંગારરસનો અને કેટલાક સંપ્રદાયગ્રંથ પુરાણાદિકના નાયકના નામનો અનાદર હોવાથી અર્થ ને વસ્તુસંબંધ ઉપર લક્ષ ન આપતાં, એટલુંજ નહીં પણ અતિનિર્દય વધ કરતાં, તેને અસ્ત્રધારથી ખોતરી ખોતરીને જાણે કાઢીનાખવામાં આવે છે, તેમ આમાં નથી થયું તે સંતોષજનક છે. અસભ્ય રસિકપણામાં અને માધુર્યમાં આ કાવ્ય-નિમજ્જન કવીશ્વર દલપતરામના કાવ્યદોહનની યા તેમાંના પદ્યાદિક સંગ્રહમાં હાલના બૃહતકાવ્યદોહન આદિની તુલના નહીં કરી શકે. પણ વિવેકપૂર્વક કવિ અને કવિતાની જે ચુંટણી થઇ છે તે પ્રયત્ન અપૂર્વ છે; અને આને માટે અત્રે આ કાવ્યનિમજ્જનકર્તાને અભિનંદન આપીએ છીએ. * * *

(સહી) હરિલાલ હર્ષદરાય ધ્રુવ,
(જોઈંટ જજ, હાઇકોર્ટ, વડોદરા.)

તા. ૧૭-૬-૮૭

I have gone through this book very carefully. The general get up of the book is beautiful. The inside of the book is in keeping with its exterior; the selections and the commentary are judicious and elegant. This in no way thwarts the aim of making it useful to the students in schools and students in general. It is very gratifying to see that at least in this book some passages of very high literary merit and excellence have not been denuded of their poetic sentimentalism as is often the case with the citizens of our Republic of letters who are distinguished for their literary vandalism and zeal to extirpate all poetic sentiment or reference to any great character in the Puranas and other books of a secular nature. However this book cannot be compared with Kavi Dalpatram's Kavyadohana in point of elegance and melody, nor with Brihat Kavyadohana in point of copiousness of selection. But there never was before such a judicious selection of poets and poems, and I congratulate the author of Kavyanimajjana on this. * * *

(Sd.) HARILAL HARSHADRAYA DHRUVA,
Joint Judge, High Court, Baroda

---

"કાવ્યનિમજ્જન" નામનું પુસ્તક રા. હરિકૃષ્ણ બળદેવ ભટ્ટે રચી પ્રસિદ્ધ કર્યું છે. એ પુસ્તકમા ગુજરાતી ભાષાના પ્રસિદ્ધ નવ કવિઓની કવિતામાંથી આશરે ૨૦૦૦ લીટીઓ જેટલી કવિતા આપવામા આવી છે. ત્યાર પછી તેમા આવેલા શબ્દોના અર્થ, વ્યુત્પત્તિ, સમાસ વગેરે શબ્દશાસ્ત્રને લગતી ઘણીએક અગત્યની માહિતી આપી છે. છેલ્લે અલંકારપ્રકરણ આપવામા આવ્યુ છે. ગુજરાતી કવિતાનો અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓને આ ગ્રંથ ઉપયોગી થઇ પડે તેવો છે. રા. હરિકૃષ્ણે જે શ્રમ કર્યો છે તે પ્રશંસનીય છે. તેમનો આ પ્રથમજ પ્રગટ કરેલો ગ્રંથ હોવાથી પ્રજાજન તરફથી તેમજ સરકારી કેળવણી ખાતાતરફથી યોગ્ય આશ્રય મળવાથી બીજા એવાજ પ્રકારના ઉપયોગી ગ્રંથો બાર પાડવાને ઉત્તેજન મળશે એમ હુ ધારૂ છુ.

તા. ૧૭-૬-'૮૭ (સહી) કવિ સવિતાનારાયણ ગણપતિનારાયણ.

"Kavyanimajjana" a book lately published by Harikrishna B. Bhatt, contains about 2000 lines culled out from nine of the most eminent Gujarati poets. After the text follow the explanation of words, etymology, explanation of compounds and other useful information on the subject. Last of all comes a chapter on the figures of Rhetoric. A student of Gujarati poetry will find this book very useful. The literary effort of Mr. Harikrishna is praiseworthy. This is his first literary effort, and if it meets with encouragement from the Educational Department and the reading public, I believe it would be a sort of incitement to the author to publish similar useful works.

(Sd.) SAVITANARAYEN GANPATINARAYEN,
Poet.

---

તમારૂં રચેલું "કાવ્યનિમજ્જન" તથા તે સાથેનું પત્ર બંને મને મળ્યાં હતાં ને તેને આધારે મેં "પ્રિયંવદા" માં મારો અભિપ્રાય જણાવ્યો છે. તમે જુદા પત્રદ્વારા તે અભિપ્રાય માગોછો તો હું લખવાને ઘણો પ્રસન્ન છું કે તમારો ગ્રંથ-તેની રચનાથી, શૈલીથી અને ટીકામાંની યુક્તિથી મને સર્વથા પસદ છે. ઘણા કાળથી મારૂં એમ ધારવુ છે કે એવાજ પ્રકારની યોજનાથી ગુજરાતી કવિઓના ગ્રંથ પ્રસિદ્ધ થાય તો ગુજરાતને મહા અપ્રતિમ લાભ થઇ આવે. ભાષા શુદ્ધ છે, પણ કોઇ કોઇ સ્થળે તમારા દેશમાંના શિષ્ટ લોક લખે છે તેવી પદ્ધતિ જણાવછે, છતાં તમે એ વિષયમાં ઘણી સંભાળ રાખી છે ને તેમાં ફતેહ પામ્યા છો એમ હું કહી શકું છું. તમારી આપેલી 'નોટ' ઘણી સ્પષ્ટ, તમામ સૂચકશબ્દનો યોગ્ય ખુલાસો કરવાવાળી અને સારી છે.

એકંદર વિચારતાં એમ પણ કહેવામાં હરકત નથી કે એ પુસ્તક કેળવણી ખાતામાં ચલાવવાને યોગ્ય છે, ને તેજ હેતુથી તમે ધર્મ, શૃંગાર વગેરે આવે તેવા લીધેલા કવિઓના સરસ કાવ્ય મુકી સાદાં લીધાં જણાય છે. તમે આવોજ સ્તુત્ય પ્રયત્ન જારી રાખી ગુજરાતની સેવા નિરતર અધિકાધિક કરતા જાઓ એ મારી વાંછના છે.

(સહી) મણિલાલ નભુભાઇ દ્વિવેદી,
(પ્રોફેસર [illegible])

તા. ૧૭-૬-૮૭.

I received your 'Kavyanunajjam' and accompanied it. I have reviewed your book in "Priyamvada." Since you are desirous to have my opinion separately, I have great pleasure in testifying that your book in point of arrangement, style and annotations is worthy of all praise. I have long been of opinion that the publications of Gujarati poets with such annotations would be a great gain to Gujarati. Your language is pure, though at places you betray yourself by the idiom of your part of the country, still I can say you have tried to avoid such provincialisms and you have succeeded well. Your annotations are full and exhaustive. On the whole, the book, I think, deserves to be selected as a text-book for schools and it is on this account that you have avoided the choice poems of the great authors treating of religion and love. That you should persevere in your attempts and continue to serve your country is the prayer of your well wisher

MANILAL NABHUBHAI DWIVEDI,
Professor, Bhavnagar College

---

ગ્રંથાવલોકન—પ્રિયંવદા, જુન, ૧૮૮૭

અમને જોઇને પરમ આનંદ થાય છે કે ગુજરાતી ભાષાની ખરી સેવા કરવા સંસ્કૃત ભાષાના અભ્યાસથી શુદ્ધ સંસ્કાર પામેલા ભટ્ટ હરિકૃષ્ણ જેવા ગ્રહસ્થોને ઇચ્છા થઇ છે. ઘણા કાળથી અમે એમજ ઇચ્છીએ છીએ કે ગુજરાતી કવિના ટુંકાં ચરિતસહિત તેમના કાવ્ય શુદ્ધ છપાવી તેપર સૂક્ષ્મ ટીકા થાય તો ગુજરાતી ભાષાનું કલ્યાણ સત્વર થઇ આવે. આ પુસ્તક આવાજ નિયમથી લખાયલું છે, ને તેના ગુણથી સર્વે વિદ્વાનોને માન્યથઇપડવા યોગ્ય છે. શામળ, દલપતરામ, દયારામ, નર્મદાશંકર, નરસિંહમેહેતો, પ્રેમાનંદ, ગિરધર, ધીરો ને અખો—એટલાનાં કાવ્યમાંથી પોતાને ગમ્યા તેવા ભાગ લઇ તેપર કર્તાએ સારૂં વિવેચન આપ્યું છે. વિવેચનમાં પણ શબ્દવ્યુત્પત્તિ, વ્યાકરણ વગેરેપર લક્ષ આપી અર્થના ખુલાસા આપેલા છે, ને તેમાં વારંવાર પુરાણ વગેરેમાની સૂચનાઓ યથાર્થ સમજાવી છે તથા અલંકાર દર્શાવવા પણ પ્રયત્ન કરેલોછે. સેટ અલંકાર તથા લક્ષણાસંબંધી કવિ નર્મદાશંકરનાં ટુંકાં લખાણ પણ વાચનારની સરળતા માટે ટાંક્યાં છે. એકંદરે

ભાષા ઉપર પણ પૂર્ણ લક્ષ આપ્યુ જણાય છે, ને જોડણીના ઘણાખરા નિયમ સર્વથા પાળ્યા છે. આમ હોવાથી આ પુસ્તક સર્વને માન્ય હોયજ એમા શક નથી. ગ્રંથ રચનારનો આશય એવો જણાય છે કે સરકારી નિશાળોમાં આ પુસ્તક લેવાય તો ઠીક, અને આટલાજ કારણથી તેમણે ઉપર કહ્યા તે કવિઓનાં સારાં રસયુક્ત કાવ્ય મુકીદેઇ કેવળ સાદાં ચુટી લીધાં છે × × ×

આવા કોઇ મતભેદ છતા પણ આ ઉત્તમ પદ્ધતિનો પ્રથમજ ગ્રંથ મનન કરવા યોગ્ય જોઇ અમને ઘણો આનદ થયોછે; અને સર્વે વાચક લોકને એ ગ્રથની પરિપાટીનુ પૂર્ણ અવલોકન કરવા ભલામણ કરીએ છીએ

*(Review—Priyamvada)*

We are glad to notice that an accomplished Sanscrit scholar like Mr Harikrishna has been incited to do real service to the Gujarati language We have ever been of opinion that a correct edition of the Gujarati poets with biographical sketches and exhaustive annotations would be a valuable addition to Gujarati literature This book has been written on the same principle and deserves to meet with the approval of all learned men on account of its merit Having made selections such as he thought best to be chosen, from Samal, Dalpat, Dayaram, Narmadashanker, Narsinh Premanand, Girdhar, Dhiro and Akho, the author has proceeded to give able annotations In his explanations, he has paid attention to etymology, grammatical niceties and a full exposition of the meaning of words and allusions from the Puranas and has also attempted to point out the figures of speech For the facility of the reader he has appended extracts from Narmadashanker's work on Figures of Speech On the whole great attention seems to have been paid to purity of language and all throughout to the observance of the rules of spelling This being the case, the book cannot but be acceptable to all The aim of the author seems to have been to get it accepted as a text book in schools, and it is with this view that he has selected simple poems and avoided all compositions of a more highly poetic nature from those poets × × ×

Notwithstanding any difference of opinion on this matter, we are glad to see this book the first and the best of its kind and one deserving deep and careful attention. We are glad to recommend this book for the thorough perusal of the reading public.

---

તમારૂં કાવ્યનિમજ્જન મેં આદ્યંત વાંચ્યું, અને હું સંતોષથી કહુંછું કે ગુજરાતી કવિની કૃતિમાંથી તમે ચુંટણી કરીછે તે એકંદરે ઘણી સવિવેક છે. તમારાં પુસ્તકમાં આપેલી ટીકા અર્થ વગેરે, પોતાના વિદ્યાર્થીને શી શી બાબતની જરૂર છે ને શી શી મુશ્કેલી પડેછે તે સારીપેઠે જાણનાર કોઇ અનુભવી શિક્ષકે લખ્યું-હોય તેવું છે, એમાં શક નથી. મારા ધાર્યાપ્રમાણે સમજૂતી તમામ યથાર્થ અને પ્રસંગને લાગુપડતીજ છે. સૂક્ષ્મ ટીકા એવી તુષ્ટિપ્રદ નથી, પણ સુભાગ્યે તે ઘણીજ થોડી છે એટલે તમારાં પુસ્તકનાં ઉપયુક્તપણાંને બાધ આવતો નથી.

(સહી) નવલરામ લક્ષ્મીરામ,
(પ્રિન્સીપાલ, ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ.)

I have gone through your કાવ્યનિમજ્જન, and am happy to say that the selection you have made from the Gujarati Poets is on the whole quite judicious. The copious notes which accompany your edition are evidently written by a practical teacher well acquainted with the wants and difficulties of his pupils. As far as I have seen, I found the explanations all accurate and just to the point. The critical notes are not so satisfactory, but fortunately they are too few to affect the usefulness of your work.

*3-7-87* (Sd.) NAVALRAM LAXMIRAM,
Principal, Training College, Rajkote

---

તમારૂં "કાવ્યનિમજ્જન"નું પુસ્તક હું ઘણા ધ્યાનથી વાંચીગયોછું અને મને કહેવા દેશો કે આ પુસ્તકની ખુબી સમજનારા ગુજરાતી મંડળીમાંથી ઘણા

થોડા મળીઆવશે, તથાપિ તે એટલું બધું તો અગત્યનું છે કે ગુજરાતી શાળા અને અંગ્રેજી પાઠશાળામાં એની પેહેલી જગ્યા થવી જોઇએ. આજકાલ કવિતાની કિમત કોડી કરતાં વધારે હોય એમ મારા જોવામાં આવતું નથી; કેમકે કવિતા એ વસ્તુતઃ શું છે એ સમજનારા બિલકુલ નહિ · અથવા છે તો ઘણા થોડા છે. કૉલેજોની અંદર મારા જુવાન મિત્રોને મિલ્ટન, શેક્સપિયર અને કાઉપરટેનિસનનાં કાવ્યો ઉપર વાદવિવાદ કરતા, તેમાંના અઘરા શબ્દોની સમજુતી લેતા અને ખુબી સમજાવતા હું જોઉંછું; પણ તેઓને જ્યારે પ્રેમાનંદકૃત નળાખ્યાનનાં ૧૫ મા કડવાંની ખુબીઓ પુછવામાં આવેછે, ત્યારે જે અજ્ઞાનપણું બતાવેછે તે જોઇ મને અત્યંત શોક થાયછે. અને તેનું કારણ એટલુંજ કે ગુજરાતી કવિતા સમજવાની તેઓમાં શક્તિજ નથી, અને કાંતો તે સમજવાનો તેઓ પ્રયત્નજ કરતા નથી. કમનસીબે સરકારે પણ દેશી ભાષાની અવગણના કરીછે એટલે વિદ્યાર્થીઓના દોષ પણ હું વધારે શું કહું?

તમારાં પુસ્તકમાં જે હમે કવિતા સમજાવવા અને સમજવાની યોજના કરેલી છે, તે ઘણી પ્રશંસનીય છે. એ સંબંધમાં તમારૂં જ્ઞાન મારા જોવામાં અત્યુત્તમ આવેલું છે. (જો કે સમજુતીમાં કેટલાએક દોષો છે તો પણ તે એવા છે કે તેના પર ઝાઝુ લક્ષ આપવાની જરૂર જણાતી નથી; ને તે દોષો બીજી આવૃત્તિમાં સુધરે એ હેતુથી હું એના ઉપર વાર્તિક લખતાં દર્શાવિશ.) કવિતામાં ઉંડા ઉતરવાસારૂ તમે જે રીતે સમજુતી આપેલીછે તે ત્રીજા ધોરણનો વિદ્યાર્થી પણ સારી રીતે સમજી શકે એટલી સુલભ છે, અને કવિતાની જે ચુંટણી કરેલીછે તેમાં લેશમાત્ર પણ વાંધો કહાડાય તેમ નથીઃ—નીતિ, જ્ઞાન, અને કુદરત એ ત્રણુજ તમે તમારા વિષયો રાખેલાછે. હવે જો તમારાં પુસ્તકને સરકાર આશ્રય ન આપે, શાળા કે પાઠશાળામાં એ ચલાવે પણ નહિ, તો ભાષાનાં અને ગુજરાતી મંડળનાં કમનસીબ સાથે સાથે સમજવાં. હું ઇચ્છુંછું કે તમારાં આ પ્રકારનાં પ્રયત્નો સઘળાં ઘણું ફતેહમંદ નિવડો, ને ગુર્જરમંડળ કવિતાનું રહસ્ય, તેના અર્થ અને ચમત્કૃતિઓ સમજવાને શક્તિમત થાય એજ મારી મોટામાં મોટી ઉમેદ છે.

(સહી) ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ,

તા. ૧૭-૬-૮૭. (ગુજરાતીના અધિપતિ.)

I have gone through your "Kavyanimajjana" with grea attention, and permit me to assure you that you will find ver few of our Gujarati reading public able to appreciate the meri of this book; still however its very usefulness entitles it to th highest place in Gujarati Schools and English Colleges. Now a-days the value of poetry is at the lowest ebb, for there is none or if there are any, very few know what poetry really is. I se my young friends at the Colleges reading Milton, Shakspea Cowper, Tennyson, trying to understand difficult words and t grasp their beauties, but ask them the poetic merits of th fifteenth Stanza of Premanand's નળાખ્યાન, and the ignoranc they betray is enough to fill one with regret The reason of i is obvious; either they have no ability to appreciate the meri of Gujarati poetry or they do not make any attempt in tha direction. Unfortunately the Government also has neglected the Vernaculars, so what fault can we find with the Students?

The plan of explaining poetry and thus enabling one to understand it is praiseworthy. You seem to have excellent aptitude for this (There are a few errors in annotations, but they are such as do not require any correction I shall mention them in my review with a view that you might avoid them in the next edition.) Your annotations to enable one to dive deep into poetry are so lucid that even a student of the 3rd Standard can understand them, and your selections are not in the least objectionable Your selections have been confined to these subjects—Morality, Philosophy and Nature. Now, Sir, if you don't get support from the Government and the Educational authorities, it would be indeed a misfortune for the Gujarati language and the Gujarati reading public I wish you success in all your attempts of this sort. It is my sincerest hope that the Gujarati reading public may be enable to understand the intrinsic beauty, the meaning and the remarkable excellencies of the style of their own poetry

(Sd.) ITCHARAM SOORYARAM DESAI,

Editor of the 'Gujarati'

આપના રચેલા કાવ્યનિમજ્જન નામનો ગ્રંથ તથા તેની સાથેનો પત્ર બંને ણા દિવસ થયાં મળેલાંછે. કેટલાંક કારણને લીધે આજસુધી હું ઉત્તર લખી-ક્યો નહીં તે માફ કરશો.

એ ગ્રંથની રચના આપે અંગ્રેજી ઢબપર રચીછે. ગુજરાતી પુસ્તકોના સંબંધમાં એ રીતિ પહેલીજ દાખલ થએલી માલમ પડેછે; તે છતાં ટીકા તે ઢબ પ્રમાણે ારી છે, ને ભણનાર તથા ભણાવનારને ઘણી ઉપયોગી થઇપડશે એમ હું ધારૂંછું.

એમાં સમાસ તથા અલંકાર આપે બતાવ્યા છે, એ ઠીક કીધુંછે. પણ સ્તાવના શિવાય બીજી કોઇ જગોએ રસનું નામ દીધુંહોય, એવું મારા જોવામાં આવ્યું નથી. આપ જાણોછો કે રસજ્ઞાન પર કાવ્યજ્ઞાનની સંપૂર્ણતા ઘણો આધાર રાખેછે. માટે એ વિષય એટલે રસજ્ઞાન ટીકામાં કોઇ કોઇ યોગ્ય સ્થળે દાખલ કીધું હોત તો આપની ટીકાની ખૂબી કંઇ ઓર દેખાત. × × ×

હું આપના મતસાથે મળતો છું કે ગુજરાતી જોડણીમાં સુધારો થવાની ઘણી જરૂર છે, અને મહાજનો જે પ્રમાણે બોલતા હોય તે પ્રમાણે લિપિ પણ થવી જોઇએ. હ—કારનો જ્યાં સ્પષ્ટ ઉચ્ચાર નથી થતો ને તે પૂર્વ વર્ણસાથે મળેલો હોય ત્યારે તે વર્ણનો ઉચ્ચાર તેના બીજા વર્ણથી જૂદો પાડવા જે ઉપાય તમે દાખલ કીધો છે તે ઠીક છે. પણ તેની સાથે એક સ્વરના નીચે બતાવ્યા પ્રમાણે બે ઉચ્ચાર થાયછે તેનું પણ પ્રથક્કરણ કીધું હોય તો સારૂં. જેમકે, ઓ—નો ઉચ્ચાર "કોઇ" ને "તો" માં જૂદો જૂદો થાયછે; તેમજ એ—નો "એક" ને "બે" માં જૂદો જૂદો થાયછે. × × ×

વ્યુત્પત્તિ—આ વિષયમાં આપે શ્રમ લીધોછે તે સારો છે, તોપણ વધારે શ્રમની જરૂર છે એમ મને લાગે છે. × × ×

પ્રેમાનંદને આપ મેવાડો બ્રાહ્મણ કહો છો, પણ સુદામા ચરિત્રમાં ૧૧ મા કડવામાં એણે પોતે ચતુર્વેશી એટલે ચોવીસા બ્રાહ્મણ એવું પોતાને માટે લખ્યું છે. આ મને મારા સ્નેહી રાજશ્રી રેવાશંકર અંબારામ, ભરૂચ વિભાગના આ. ડેપ્યુટી ઇન્સ્પેક્ટર, એમણે બતાવ્યુ છે ને મેં જોયુંછે. તેમને મેં તમારૂં પુસ્તક પણ બતાવ્યુંછે, અને તેઓ મારા આ પત્રમાં લખેલા અભિપ્રાય સાથે મળતા છે.

મૂળ ગ્રંથ ટીકાની માફક જરા મોટો હોત તો સારૂં.

ટુકામાં મારો અભિપ્રાય એમ છે કે ટીકા કાઢવી એ સેહેલુ છે, પણ ગ્રંથ રચવો એ કઠીણ છે, ને બધો વિચાર કરતાં આપનો કાવ્યનિમજ્જન ગ્રંથ હાલના બધા ગ્રંથો કરતાં વિદ્યાર્થિઓને ઘણોજ ઉપયોગનો છે, ને મને ભરોસો છે કે બીજા લોકો પણ એના પ્રવાહમાં નિમજ્જિત થઇ પોતાનાં મન પવિત્ર કરશે

(સહી) ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી,
તા ૧૨-૭-૮૭ (ડિ૰ એ ન્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ભરૂચ વિભાગ)

It is some time since I received your book કાવ્યનિમજ્જન and the accompanying letter I hope you will kindly excuse me for the delay which was unavoidable for several reasons

Your book has been composed after the fashion of annotated works in English This seems to be an innovation with regard to Gujarati books, still however annotations, though after that new fashion, are very good and such as would be found useful to the student as well as to the teacher You have done well in pointing out the Samas and figures of speech; but it did not occur to me in the course of reading your book that you have mentioned poetic sentiments (રસ) anywhere but once in the preface You cannot be unaware of the fact that a thorough knowledge of poetry is dependent on an intimate acquaintance with રસજ્ઞાન A mention of it in the body of your commentary wherever it was desirable would have particularly added to the beauty of your work × × ×

I agree with you on the subject of the desirability of a reform in Gujarati spelling, and orthography should be regulated according as learned scholars speak When the sound of હ is not distinct, but it melts into that of the foregoing letter, your scheme to denote the letter with the inhering sound of હ as distinguished from the same letter without that aspirate sound is well and good Along with this a scheme to mark the two sounds of the same vowel was also desirable—as for instance the sound of ઓ in કોઇ and તો, and the sound of એ as in એક and બે × × ×

As for Etymology your efforts have been well-directed, but, I believe, there is room for a more exhaustive treatment of the subject × × ×

You call Premanand a Movado Brahman, but in the eleventh stanza of the Sudama Charitra he calls himself a Chaturvinshee or a Choviso Brahman. This was pointed out to me by my friend Mr. Revashankar Ambaram, Assistant Deputy Educational Inspector, Broach. I showed him your book and he is of the same opinion about it as I am.

I wish the text were as large as the annotations are.

To find fault with a book is easy enough, but to write one is a matter of great difficulty, so I am of opinion that taken as a whole your Kavyanimajjana is more useful to the student than any other book at present in existence, and I hope other readers too will take a plunge into the poetic current to drink their fill.

(Sd) GANPATRAM G. SHASTRI,
Deputy Educational Inspector,
Broach Division.

---

તમારૂં પુસ્તક હું કંઇ અસામાન્ય ભાવે આદ્યંત વાંચી ગયો છું. પ્રશસ્ય ગુજરાતી ભાષાની સાહિત્યસામગ્રી જે દુર્દૈવે થોડાજ વાચકવર્ગને સુલભ છે, તેને જનપ્રસિદ્ધિમાં લાવવાનો જશ અમારા એક સામાજિકે મેળવ્યો એ જોઇ મને આનંદ ઉપજેછે. ગુજરાતી ભાષાને અંધકારમાં પડતી રક્ષવામાં "કાવ્યનિમજ્જન" એ કંઇ શુભસૂચક પ્રયાસ છે.

મને પૂરો ભરોસો છે કે યુનિવર્સિટિ સ્કૂલ ફાઇનલ એક્ઝામીનેશનમાં એ પુસ્તક લેવાશેજ.

(સહી) જહાંગિરજી બેરામજી મર્ઝબાન,
(પ્રેસિડેંટ અંડરગ્રેજ્યુએટસ એસોસિએશન, મુંબઇ)

I have gone through your book with special interest. I am glad to find that a member of our Association has succeeded in popularizing the glorious Gujarati literature which unfortunately is accessible to a limited circle of scholars only. "Kavya nimajjana" is a very significant attempt to save the Gujarati literature from decay.

I do not see why the book should not be used as a text book for the University School Final Examination.

28-7-87. (Sd.) J. B. MARZBAN,
President, Undergraduates' Association,
Bombay

---

(ગ્રંથાવલોકન—એડવોકેટ આફ ઇંડિઆ.)

ગુજરાતી ભાષા યુરોપની કોઇ પણ ભાષાકરતાં વધારે પ્રાચીન નહિ તો તેટલી પ્રાચીન તો છેજ, તેનો અભ્યાસ પાછો સજીવ કરવાની અગત્યતાવિષે કેળવણી પામેલા ગુજરાતીઓ સાવચેત થયા એ કંઇ મોટું શુભશાસી ચિન્હ છે. આ પત્રે એ પૂરતી રીતે સાબીત થયુંછે કે, ગુજરાતી કવિ અને ગુજરાતી કવિતાને સૌંદર્યરસાદિકને માટે તેમજ તત્ત્વજ્ઞાનને માટે ઘણું માન ઘટેછે; અને તેથી પ્રસિદ્ધ ગુજરાતી કવિઓની કૃતિમાંથી ઉત્તમ ઓળિઓ ચુંટી કાડી હોય તે સંગ્રહ વાચકવર્ગને માન્ય હોયજ. આ "કાવ્યનિમજ્જન" એવીજ ઓળિઓનો સંગ્રહ છે. ઘણીખરી વાતમાં આ પુસ્તક "વાર્ડસ બ્રિટિશ પોએટસ" ને મળતું છે. તેની માફક આ પુસ્તકમાં પ્રત્યેક કવિનું ટુંક ચરિત આપેલું છે. કર્તા તેઓનાં મુખ્ય લક્ષણ પણ દર્શાવે છે. ગુજરાતી કવિતાના ભિન્ન ભિન્ન શિષ્ટસંમત પ્રકારોમાંના ઘણાખરાને એણે સમબુદ્ધિએ તેવડ્યા છે. મૂળની પૂરતી સમજૂતી આપવાવાળી સયુક્તિક રચનાભરી ટીકાનો પ્રચુર સંગ્રહ પણ પરિશિષ્ટમાં આપેલો છે. ખુબી એટલી છે કે એ બાબતમાં પૂર્ણતા છતાં બીજાની માફક પુનરૂક્તિદોષ નથી. મૂળ પર સૂક્ષ્મ ટીકા આપી છે તે કર્તાની મોટી ગુણવત્તા દર્શાવેછે. અલંકારપ્રકરણ આપ્યુંછે તે પણ અભ્યાસકને બહુ લાભપ્રદ છે. યુનિવર્સિટિ સ્કુલ ફાઇનલ કમિટી આ નવી પરીક્ષામાં એ પુસ્તક દાખલ કરે એવું છે, અને તમામ હાઇસ્કૂલોમાં પણ એ દાખલ થવાં જોગ છે.

*(Review—Advocate of India, 28-7-87.*

(Kavyanimajjana—or the Dive into Poetry.)

It is a healthy symptom that educated Gujaratis have become alive to the importance of reviving the study of this language, which is as old as, if not older than, any European tongue. It has been sufficiently proved in these columns that Gujarati poets and Gujarati poetry can boast much that is beautiful and much that is philosophical. A selection of choice pieces from leading Gujarati poets cannot therefore but be welcome to the public. The "Kavyanimajjana" is a collection of such pieces. This book resembles in many respects Ward's British Poets. Like it, we have in this publication a short account of the life of each poet. The editor also notices their leading characteristics. Most of the different schools of Gujarati poetry have received justice at his hand. In an Appendix we have a copious collection of explanatory notes, skilfully arranged, on the subject matter of the text. While the editor aims at fulness he does not, as many do, verge on redundance. His criticisms on the text show great appreciative power. The chapter on prosody may be studied with advantage. The University School Final Committee will find this a very good book to be prescribed for this new examination, and it might be introduced into all High Schools

---

(ગ્રંથાવલોકન—જામેજમશેદ, તા. ૪-૮-૮૭.)

સુરત મિશન હાઇસ્કૂલના સંસ્કૃત શિક્ષક મિ. હરિકૃષ્ણ બળદેવ ભટ્ટે લોકોપયોગી ને શાળોપયોગી થાય એવે ઉદ્દેશે કાવ્યનિમજ્જન એ નામે એક નવીજ જાતનું પુસ્તક છપાવ્યું છે. આજકાલ જ્યારે સ્વભાષાપર ઘણું થોડું ધ્યાન અપાય છે. અને તેનું સાધારણ જ્ઞાન મળે નહીં તેટલામાં તો અંગ્રેજી શિખવા શિખવવાનો વા વાય છે, ત્યારે આવાં પુસ્તકની જરૂર ખુલ્લી રીતે માલમ પડી આવે છે ઘણી દલગીરીની વાત છે કે ગુજરાતીઓએ જાતેજ લગભગ એક હજાર વરસ થયાં કેળવાતી આવેલી પોતાની ગુજરાતી ભાષા વિસારી દેવા માંડી છે. મિ. હરિકૃષ્ણે એવો પ્રયત્ન કીધો છે કે જેથી ગુજરાતી કાવ્યતરફ લોકનું તેમજ વિદ્યાર્થીઓનું

મન ખેંચાય. પોતાનું પુસ્તક ટેક્સ્ટબુક તરીકે નિશાળોમાં વપરાય એવા હેતુથ એમણે ચુંટણી કરતાં ઘણો વિચાર કરેલોછે. × × × ૮૬ પાનાંની કવિતાપ લગભગ ૨૦૦ પાનાં ટીકા આપી છે. એ પરથી એમણે કેટલો શ્રમ લીધો હશે તેનું અનુમાન થઇશકેછે. કઠિણ શબ્દોના અર્થ આપ્યાછે એટલુંજ નહીં પણ જ્યાં જ્યાં નવા વાંચનારને સમજ નહી પડે એવું આવે ત્યાં ઘણી સરળ સમજુતી આપી છે. વ્યુત્પત્તિ, સમાસ, અલંકાર વગેરે બાબતો ઉપયોગી જણાય તે આપી છે, ને એ વિદ્યાર્થીઓને ઘણુ ઉપયોગી થઇપડે એવુંછે × × ×

બેશક આ ચોપડી નિશાળોમાં ચલાવવા લાયકછે.

*(Review—Jame-Jamsed.)*

Mr. Harikrishna Baldev Bhatta, Sanskrit Teacher in the Surat Mission High School has published a book of quite a novel character with a view to make it useful to Schools and to the reading public The want of such a book is quite obvious at a time when after an incomplete course in the Vernacular there is an indiscreet hurryscurry for English education. It is a matter of great regret that our countrymen have grown indifferent towards their language which dates its existence as a well cultivated tongue a thousand years back. The literary attempt of Mr Harikrishna is calculated to create a taste for poetry among students and the people in general. He has been very careful in his selections with a view to see his book made a text-book in Schools × × ×

Notes extending to 200 pages on a text of 86 pages are themselves an index to the copiousness and to the arduous nature of the author's task. Not only are difficult words explained, but portions that would present a difficulty to an ordinary reader have been made accessible and easy. Etymology, Compounds, Figures of Rhetoric and other useful informations are put within the reach of the reader × × × The book is in every way worthy of being made a text-book in Schools

---

થોડા વખતપર તમે "કાવ્યપુનિમજ્જન"ની એક પ્રત મોકલી તેને માટે ઉપકાર માનુંછું. એના કેટલાંક ભાગ મેં બારીકીથી વાંચ્યા એટલે હું નિઃશંકપણે કહી

શકુછું કે તમારૂં પ્રયત્ન સફળ છે. કવિતાની ચુટણી એકંદરે સવિવેક છે, અને સમજૂતી પ્રસંગને અનુસરતી ને ઉપયોગી છે. ચરિત તમે આપ્યાં છે તે પણ યથાર્થ અને સુલિખિત છે. પુસ્તક વાંચતાં માલમ પડેછે કે એ ઉપર ઘણો શ્રમ લીધોછે ને ઘણી કાળજી રાખવામાં આવીછે. આશા છે કે એને યોગ્ય આશ્રય મળશે, અને વિસારીદેવા જોગ નહિ છતાં જે ભાષાતરફ બેદરકારી બતાવવામાં આવતી હું ખેદથી જોઉછું, તે ભાષાની પ્રસિદ્ધિની બાબતમાં આ પુસ્તક એક સાધનરૂપ થઇપડશે.

(સહી) ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક,
(મેટ્રીક્યુલેશનમાં ગુજરાતી પરીક્ષક વગેરે.)

I have to thank you very much for a copy of 'Kavya-nimajjana" which you were kind enough to send me some time ago. I have looked into certain portions of it, and I have no hesitation in pronouncing it to be a successful performance. The selection of the passages has been generally judicious, and the explanatory notes are to the point and valuable. The biographical sketches you have given are also accurate and well-written. The book evidently bears marks of much labour and care bestowed upon it. I hope it will meet with the support it deserves and will be a means of making popular a literature that I find to my regret, undeservedly neglected.

5-8-87. (Sd.) JAVERILAL U. YAJNIK,
Gujrati Examiner, Matric Examn.,
&c., &c.

---

તમારૂં પત્ર તા. ૭ મેનું તથા તે સાથે મોકલેલું પુસ્તક "કાવ્યનિમજ્જન" અને પોચ્યાં. પ્રત્યુત્તરમાં લખવાનું જે એનો ઘણોખરો ભાગ મેં લક્ષપૂર્વક વાંચ્યો તેથી મને લાગેછે કે તે અભ્યાસીને ઘણો ઉપયોગી છે. એ રચવા-પછવાડે તમે ઘણોજ લક્ષ આપ્યો છે એની ગોઠવણ પસંદ કરવા જોગ છે. આજસુધી એવું ઉપયોગી પુસ્તક ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયું નથી, અને તમે

શ્રમ લઇ તૈયાર કર્યુ તો તેથી આપણી ભાષામા ઘણો સારો વધારો થયો છે મારી ઇચ્છા છે કે એવા પ્રકારના ઘણા પુસ્તકો જન્મ પામે ને ચાલતી ખે પૂરી પડે

એ ગ્રથની ભાષા, રચના તથા છાપો ઘણો સારો ને શુદ્ધ છે તેમજ જે ઉદ્દેશથી એ રચેલોછે તે પાર પડેલો જણાયછે, એટલે નિશાળના વિદ્યાર્થીઓ જેટલો ઉપયોગી છે તેટલોજ પ્રૌઢવયવાળાને મનોરજક છે.

તમારા આ સ્તુત્ય ઉદ્યોગથી હુ ઘણો આનદ પામુછુ, ને આશા રાખુછુ તમારી મેહેનતનૂ ફળ ઇશ્વર તમને આપો ને એ ગ્રથ બોહોળો પ્રસાર પામો

(સહી) મોહનલાલ રણછોડદાસ,

તા ૧૦–૮–૮૭ (ડિ૦ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, સુરત વિભાગ)

I duly received your letter of the 7th May and a copy o Kavyanimajjana that accompanied it A careful perusal of the greater portion of your book enables me to say that students are sure to find it very useful Great care seems to have been bestowed upon its plan and arrangement which are really admirable There never was such a useful book published in Gujarati and the one that you have taken the trouble to publish is really a valuable addition to our literature

I wish there were many such useful books published and the long felt desideratum supplied The language is pure and the arrangement and typography is clear and nice The aim with which it was published seems to have been well nigh accomplished—I mean it is as useful to the student as it is entertaining to grown up persons

I have been highly pleased with your praiseworthy effort and I hope your efforts will be crowned with success and this work will meet with the widest circulation

(Sd) MOHANLAL RANCHODDAS,
Deputy Educational Inspector,
[illegible]

દલગીર છું કે હજી મારેથી તમારૂં 'કાવ્યનિમજ્જન' આદ્યંત વંચાયું નહી. તથાપિ એ પુસ્તકની યોગ્યતા વિષે મત આપતાં બાધ ન નડે એટલો ભાગ તો વાંચવામાં આવ્યોછે એમ હું ધારૂંછું. કવિતાની ચુંટણી સવિવેક અને પોતપોતાની ખાસ ઢબે મનોરંજક છે. ગુજરાતી કવિતાને જનપ્રસિદ્ધ કરી લોકપ્રિય કરવાતરફ તમારૂં યત્ન સફળ થયું એમાં કંઇ શક નથી. પુસ્તકની રચના શાળાના વિદ્યાર્થીને તેમજ બ્હારના કોઇપણ વાંચનારને અનુકૂળ થઇપડે એવી છે. નિશાળમાં ચાલતી ખોટ પૂરી પડવા જોઇએ તે ઢબનુંજ આ પુસ્તક છે.

મારા ધાર્યા પ્રમાણે ગુજરાતી ભાષાતરફ ઘણી બેદરકારી બતાવવામાં આવેછે, અને પુસ્તકસંગ્રહ પણ ઘણો જૂજ છે; તેમાં તમારૂં પુસ્તક એકંદરે ઘણો કીમતી ઉમેરો થયુંછે. તમારાં પુસ્તકની યોગ્યતા છેજ, અને તે પ્રમાણે એને જસ પ્રાપ્ત થાય એવું હું ખરા મનથી ઇચ્છું છું.

(સહી) રણછોડલાલ લલ્લુભાઈ ખંભાતી,
(આ. ડિ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, સુરત વિભાગ.)

I am sorry I have not as yet been able to go through the whole of your Kavyanimajjana. But the portion that I have read is, I think, sufficiently large to justify an expression of opinion on the merits of the book. I have found the selections to be judicious and interesting in their own peculiar way. Your attempt at popularizing our Gujarati poets is, no doubt, a success. The arrangement of the book is equally adapted to the requirements of the student as of the general reader. It is just the sort of book which will best answer for the present the wants of our schools.

Your book as a whole is a valuable addition to the limited stock of publications on Gujarati literature, which, I believe, is much neglected. I cordially wish your book the success it undoubtedly merits.

15-8-87. (Sd.) RANCHHODLAL L. KHAMBATI,
Assistant Deputy Educational Inspector.

## (ગ્રંથાવલોકન—બોમ્બે ગેઝિટ.)

પોતાના મંડળના વિદ્વાન વર્ગને પોતાની દેશી ભાષાતરફ બેદરકારી બતાવતા જોઇ ખેદ પામનારા હિંદુસ્તાનના દેશીઓ દેશી ભાષાને સ્કૂલ ફાઇનલ એક્ઝામિનેશનનાં ધોરણમાં દાખલ થયલી જોઇ બેશક આનંદ પામશે, કેમકે એથી એ ભાષાઓના અભ્યાસને કેટલેક અંશે ઉત્તેજન મળશે. એવીજ જરૂરની અગમચેતીથી પ્રસિદ્ધ થયલાં પુસ્તકોમાંહેલું એક કાવ્યનિમજ્જન છે. એમાં ગુજરાતના કવિઓની કૃતિમાંથી સંગ્રહ કરેલોછે. લીધેલી કવિતાઓ વિવિધ વિષયપર છે, અને તેમાં ભાષાની છટા વિવિધ છે ને ઘણા પ્રકારનાં વૃત્તો છે. વ્યવહારિક ચોક્ખા નિયમો શિખવવાવાળાં, અને સંસારિક ઠાઠમાઠ ને મિથ્યાગર્વને તુચ્છ કરી બતાવવાવાળાં શામળભટનાં નીતિવચનો એમાં છે; ત્યારપછી હાસ્યરસ અને વર્ણનશક્તિને માટે પ્રસિદ્ધ કવિ પ્રેમાનંદ અને નરસિંહમેહેતો એ બેની બાની છે; અને અંતભાગે તત્વજ્ઞાન સબંધી અખાનાં કેટલાંક વચનો આપ્યાંછે. દલપતરામ ડાયાભાઇની કૃતિમાંથી કેટલુંક ચૂંટીલીધાવિના પુસ્તક સંપૂર્ણ નજ હોય. પણ અમારી ધારણામાં તો એમજ છે કે આ આંખે અપંગ કવિ, જેને સરકારતરફથી સી. આઇ. ઇ-નો ખિતાબ મળ્યોછે અને લોકોતરફથી માનપત્ર મળ્યુંછે, તેની બીજી કવિતાઓ છે તે એનાં પરોઢિયાનાં વર્ણનકરતાં ઘણી ચડિયાતી છે— આમાં તો કેટલીક વિલક્ષણ અને, કદાસ હોય તો, વિચક્ષણ કલ્પના છે, બાકી વિચાર તો સાધારણજ છે. એકંદરે જોતાં આ ગ્રંથના કર્તા મિ. હરિકૃષ્ણ બળદેવ ભટે પોતે આરંભેલું કામ સવિવેક પારપાડયુંછે. એનો ઉદ્દેશ એવો છે કે એ પુસ્તક શાળાઓમાં શિખવાય, અને લીધેલી કવિતા પ્રચુર ટીકાવડે સ્પષ્ટ સમજાવી છે. ખરૂં જોતાં એ પુસ્તકનો ઘણો ભાગ કઠિણ શબ્દોપર આપેલા અર્થનો છે, અને એમ હોયજ; કારણ કે ગુજરાતના જે જે કવિઓ થઇગયાછે તેઓએ, સાધારણ લોકો સમજીશકે એવી ભાષામાં દિલના ખરા જુસ્સા બાર પાડવાને બદલે ભારે લાંબા લાંબા શબ્દો પુષ્કળ વાપરી ગૂઢ વિચારવાળા થવાનું માન લીધુંછે. આ કવિઓમાં શામળભટે બહુધા સાદી ભાષા વાપરી જણાયછે અને તેનું ફળ તેને મળ્યુંજ, તે એ કે એની કવિતાની વાંચનારના દિલપર લાગણી સ્થાપી છે. અદ્યાપિ ગુજરાતમાં માગણવર્ગ આ લોકપ્રિય કવિની

નીતિબોધક કવિતાઓ ગાઇશુણાવી નિરૂપદ્રવે પોતાનુ ગુજરાન કરેછે. મિ. ભટે આ શ્રમસાધ્ય કામ શ્લાધ્યપ્રકારે પારપાડયુંછે. પણ પોતાનુ પુસ્તક શાળાઓમા ચાલે એવો ઉદ્દેશ છે ત્યારેતો પોતાની વિદ્વત્તાભરી પ્રસ્તાવનાના સબધમાં પણ કેટલીક ખુલાસાભરી સમજૂતી આપવી જોઇતી હતી

(*Review—Bombay Gazette, 20-8-87* )

Those of the natives of India who deplore the indifference of the educated portion of their community towards their own mother tongues, will no doubt be glad to find that the introduction of the vernaculars in the course proposed for the School Final Examination will afford, in some degree, an incentive to their study Among the books which have already been published in anticipation of the demand, is a publication entitled *Kavyanimajjan*, which contains selections from the works of some of the leading poets of Gujarat The specimens cover a wide range of thought, and include many varieties of diction and metre There are the moral pieces of Samalbhat, inculcating pure maxims of life, and making light of the pomps and vanities of the world Then there are selections from Premanand and Narsingh Mehta, both eminent among bards for their humour and descriptive power, while some metaphysical disquisitions of Akha occupy some of the concluding pages of this book The publication would not have been complete without specimens gleaned from the writings of Dalpatram Dahyabhai But we venture to think that this blind poet who has been honoured by the Government with a C I E. and by the public with a testimonial, has written many pieces far superior to his description of early morning, which along with some queer and perhaps ingenious imagery, contains ideas which scarcely rise above the commonplace On the whole, Mr Harikrishna Baldev Bhat, who is the author of the book has judiciously performed the task which he had set before himself. He intends his work as a text book for students, and has illustrated the poems with very copious notes In fact, his glossary of difficult words forms by far the largest part of the

book, as well it might, because the poet has yet to be born in Gujarat who, instead of lending a mysterious dignity to his ideas by the free use of "sounding sesquipedalians," will express the genuine emotions of the heart in a language which may be understandod of the common people. Among those poets, Samal Bhat appears to have made the nearest approach to simplicity, and he has his reward in the firm hold which his productions have on the mind of his readers. To this day many a wandering minstrel throughout Gujarat thinks he can best earn a decent livelihood by reciting the moral verses of this popular poet. Mr. Bhat has creditably performed a laborious task. But since he intends his book for schools, he might as well have added some explanatory notes in connection with his learned preface.



श्री

# काव्यनिमज्जन.



## શામળભટ.

"એ કવિ શ્રીગોડમાળવી બ્રાહ્મણ હતો ને તે શ્રીનગરનું (અમદાવાદનું) વેગણપુર નામનું પરૂં જેને હાલ ગોમતીપુર કેછે ત્યા રેતોહતો અટકળ થાયછે કે સંવત ૧૭૪૦ પછી એનો જન્મ થયવો ને ૧૮૦૦ પછી એનું મરણ થયઊ એના રચેલા ગ્રંથો—સિંહાસનબત્રીશી, સુડાબ્હોતેરી, નંદબત્રીશી, મદનમોહના, બરાસકસ્તૂરી, પદ્માવતી, શનિશ્ચરાખ્યાન, બિહાણાનું આખ્યાન, ઉદ્યમકર્મસંવાદ, વાક્તમાળા (?), અંગદવિષ્ટિ, મંદોદરીસંવાદ, શિવપુરાણ, રેવાખંડ, રણછોડજીના શ્લોકો વગેરે છે શામળે વ્રજભાષાનો અને સંસ્કૃતનો સારો અભ્યાસ કરેલો જણાયછે દોહરા, ચોપાઇ, છપ્પા, કવિત વગેરે વૃત્ત જે મૂળ સંસ્કૃતમા નહિ (પ્રથમ વ્રજ ભાષામાજ નિકળેલા) તે શામળે ગુજરાતીમા વિશેષે પ્રવૃત્ત કીધા ને તેમા એ ફતેહ પામ્યોછે એની કવિતાનો મોટો ભાગ વાર્તાનો છે એ વાર્તા લખવાનો ઉદ્દેશ ગામડિયાઓને રીઝવવાનો છતા એણે પોતાની વિદ્વત્તા અને કવિત્વશક્તિ સારીપેઠે બતાવીછે અજ્ઞાની લોકની કવિતાતરફ રુચી કરાવ્યાનું અને તેમા નીતિ બતાવ્યાનું માન શામળને છે ભોજપ્રબંધ આદિ લઇ વિક્રમભોજસંબંધી સંસ્કૃત પુસ્તકોમાથી જોઇલઇને સારીપેઠે વધારીને એણે વાર્તાઓ બનાવીછે કેટલીક નવી જોડીછે ને કેટલીક ફારસીમાથી સાભળીલઇને કરીહશે એણે સંસ્કૃત સાહિત્યના શ્લોકના કવિતા છપ્પા બનાવેલાછે વાર્તામા ને બીજી કવિતામા પ્રસંગે પ્રસંગે નવે રસ, અલંકાર તથા સાહિત્યથી દેખાડ્યાછે, પણ એ રસ ઘટ જામેલા નથી—ઉપલકિયા છે એટલે અસર ઘણી વાર રેતી નથી. કવિનો ગ્રંથ લખવાના ઉત્સાહનો ઉભરો એવો તો જોસમા ખાર પડેલો છે કે તેણે હિંદુ ઉર્દુ જૈન શબ્દો તાણીતોડી પ્રાસને અનુકૂળ કરી પોતાની વાણીને સરળ તેજભારતી ને છટાવાળી દેખાડી છે શામળે ઘણુ લખ્યુછે, ઘણુ સાહિત્ય વાપર્યુછે, ઘણો બોધ આપ્યોછે, ઘણી ચાતુરી બતાવીછે ને ઘણા રંગ દર્શાવ્યાછે તે સૌ જોતા એની કવિતા, ગુર્જરી સ્થિતિ પ્રદેશમા એક રંગમંડપ હોયની તેવી શોભેછે કે જેમા ગુજરાતી સ્ત્રીપુરુષો અનીતિ મૂર્ખાઇ વગેરેનુ હાસ્યરસ નાટક જોઇ અને દૃષ્ટાંતકથન સાભળી સુબોધશિક્ષા ગ્રહણકરેછે ગુજરાતિઓમા પ્રવૃત્તિના આનંદનો અને ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ, પરાક્રમ એ સદ્ગુણોનો પ્રથમ બોધ કરનાર શામળભટ છે—'જીવતો નર ભદ્રા પામશે' એ વચન તો કેણીરૂપ થઇરહ્યુ છે

(छप्पा)

## विद्याविषे.

સદ્વિદ્યાજ સુવર્ણ, આભરણ-સદ્વિદ્યા સત્યે;
સદ્વિદ્યાથી સ્વર્ગ, વિપત્તિતારણ વિત્તે;
સદ્વિદ્યાથી સિદ્ધિ, રૂડી વચનો વર વાણી;
સદ્વિદ્યાથી રિદ્ધિ, જગતમા મધજે જાણી;
સદ્વિદ્યાને વર્ણ મર્વછે, સદ્વિદ્યા ત્યાં શી મણા;
શામળ કહે સદ્વિદ્યાવિના, ભટકે ગુણહીણા ઘણા.

લક્ષપતિ નો લાખ, દીઠા નિર્માલ્યપ્રમાણે;
જાય રાયનું રાજ્ય, રૂપ પણ રહે ન ટાણે;
કુળ પણ હોય કલંકિ, જોર જોતામા જાએ;
જોબન પણ વહીજાય, વશ નિર્વિશ થાએ;
નહિ રાજ ચોર કે અગ્નિ-ભય, ભાગ મુકાવે બહુ ધણી;
મોટા પુરુષો મન માનજો, સદ્વિદ્યા શુભ સહુથકી

મુકાવે વિદ્યા ભાગ, પૂર્ણ જન વિદ્યા પામે;
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે;
વિદ્યામાહિં વિવેક, વિમળ વિદ્યાથી વાણી,
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહની જાણી;
સદ્વિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડું નહિ કશું;
સદ્વિદ્યાઆગળ ધન કશું, વિદ્યાહીન જન તે પશુ.૧

પંડિતઆગળ મૂઢ, હંસઆગળ જેમ બગલા;
પંડિતઆગળ મૂઢ, કોકિલાઆગળ કાગા;
પંડિતઆગળ મૂઢ, રાયઆગળ જેમ રાંકાં,
પંડિતઆગળ મૂઢ, સિંહઆગળ જેમ ટોકા,
છે પંડિતમા પ્રાક્રમ ઘણાં, પંડિત સહુ શિરમોર છે,
શામળ કહે પંડિતઆગળે, મૂઢ તો ચાકર ચોર છે.

મૂરખને વાહન, પડિત અણવાણે ચાલે;
મૂરખને મોતીહાર, પડિત ફુલમાળા ધાલે;
મૂરખને બહુ માન, પડિત કહીં ગરીબ કહાવે;
મૂરખને અનખત મોજ, પડિત ખડધાન્ય જ ખાવે;
પણ મૂરખ કાચ કથીર છે, દીસતો તો દિલ હરે;
પડિત રત્ન અમૂલ્ય છે, શામળ જે પરીક્ષા કરે

મૂરખને નહિ માન, મૂર્ખ ઝાઝામા ઝુરે;
દે ન મૂર્ખને દાન, મૂર્ખમાં અકલ અધૂરે;
મૂરખ હલકા હોય, બહુ ગુણરતો બોલે,
મૂર્ખ ન લેખામાહી, નહીં પડિતને તોલે;
જે હસમધ્ય બગલાં પર્યાં, કારણ શું જાણે કશું;
શામળ કહેછે સાચુ કહું, વિદ્યાવણ નર તે પશુ.

પડિત જાય વિદેશ, તોય જશથી જાણીતો;
પડિત પ્રાક્રમ પૂર, મહીપતિનો માનીતો,
પડિતને પરણામ, કરે જન સૌ કરજોડે;
પડિતને સનમાન, માન અનમીનાં મોડે;
જે અગમનિગમ છે ગુણ ઘણા, લક્ષકોટિધા તે લહે;
છે વિદ્યા મોટી વિશ્વમા, શામળભટ સાચુ કહે

---

## વચન પાળવાવિષે.

વચનકાજ હરિચદ, નીચઘર પરહ્યુ પાણી,
વચન એકને કાજ, કૃષ્ણ રુકમણીને આણી;
વચન એકને કાજ, હરે હળાહળ પીધો;
વચન એકને કાજ, દેવવર દંત્યે લીધો;
શુભ ધર્મ કર્મ ને શર્મ સૌ, વચન જતાં તે વહીગયુ;
કવિ શામળભટ સાચુ કહે, વચન ગયુ તો શુ રહ્યુ

એક વચનને કાજ, રંક રાવણ થઈ બેઠો;
એક વચનને કાજ, બળિ પાતાળે પેઠો;
એક વચનને કાજ, વેચી હરિશ્ચંદ્રે નારી;
એક વચનને કાજ, પાંડવો હાર્યા પ્યારી;
વળી એક વચનને કારણે, ભાઈ પાંચે વનમાં ભમ્યા;
કહે શામળ વચનજ કારણે, સૌ કેટક સાથે શમ્યા.

વચન ન પાળ્યું જેણ, તેહ સુકૃત વ્રત હાર્યો;
વચન ન પાળ્યું જેણ, કમોતે તેને માર્યો;
વચન ન પાળ્યુ જેણ, તેહ નર દૈવે દંડ્યો;
વચન ન પાળ્યુ જેણ, તેહ શિર અગ્નિ મંડ્યો;
જો વચન વ્યર્થ જેનું થયું, તો દૈવત તેનું ગયું;
કવિ શામળભટ સાચુ કહે, વચન ગયુ તો શું રહ્યું.

પાળે વાચક શૂર, જેહ રણમાં બહુ ઝૂઝે;
પાળે વાચક સિદ્ધ, જેહને આગમ સૂઝે,
પાળે વાચક ભક્ત, હરે ઈશ્વર વશ આપે;
પાળે દાતા વચન, શ્રુતિ જેને પરતાપે;
પાળે જે વાચક પ્રેમથી, વેદે વિવિધ વખાણિયો;
શામળ વાચક સમાળતાં, જશ જગતમાં જાણિયો.

વચન પળે તે રાય, બાકી તો રાંડીરાંડા;
વચન પળે તે સાહ, બાકી ગુણદીણા ગાંડા;
વચન પળે તે વિપ્ર, ધર્મ સૌ ધાર્યો તેણે;
વચન પળે તે વીર, જગત જશ લીધો જેણે;
પાળે સત્વાચક પ્રેમદા, પાંચે પૂરણ પક્ષણી;
શામળ કહે વચન ન સાચવે, લલના એજ કુલક્ષણી.

## મોતવિષે.

કોઇ કહે આવ્યો તાવ, કોઇ કહે થયુ કોગળિયુ,
કોઇ કહે કરડ્યો નાગ, કોઇ કહે વાસી વળિયુ,
કોઇ કહે વાધ્યો રોગ, કોઇ કહે શસ્ત્રજ વાગ્યુ,
કોઇ કહે મારી મૂઠ, કોઇ કહે પાપજ લાગ્યુ;
ઘર માથે લેતા નથી, જગતમાંહિ મહિમા જુઓ,
શામળ કહેછે સૌ સાંભળો, મોત આવ્યુ તેથી મુઓ

પેસે અરણ્યવનીર, તીર ગંગાને એમે,
ચડે જો પર્વત મેર, કદી પાતાળે પેસે,
પર્વતમાહિ પ્રવેશ, કરે આપે એકાંતે,
ઔષધ અમૃતાહાર, ભમે ભૂલ્યા બહુ ભાતે;
કંકર રાખે કઇ કોટિધા, સચ પ્રપંચ ઘણા કરે;
શામળ કહેછે સૌ સાંભળો, મોત આવ્યે નિશ્ચે મરે.

માત તાત ને મિત્ર, પુત્ર પરિવારજ પોઢા,
અલખત અપરમપાર, ઘણા હસ્તી ને ઘોડા,
સેવક સાથે શૂર, પરિપૂરણ પરતાપે,
બળવતા બહુ બાહુ, છત્રછાંયે છત છાપે;
અધિકાર અયુતલખ ઇંદ્રનો, કોડવાર શું કહું કથી;
પણ મોતથકી મુકાવવા, શામળ કોઇ સમરથ નથી

નાઠે ન મૂકે ભૂખ, દુ:ખ નાઠે નવ જાય;
નાઠે ન મૂકે ભોગ, રોગ નાઠે પણ થાય;
નાઠે ન મૂકે તાવ, પાપ નાઠે નવ છૂટે;
નાઠે ન રહે લાજ, ચોર કે હાકમ લૂટે;
કદી નાઠે મોત મૂકે નહિ, પ્રસંગોપાતથી પ્રાપ્ત છે,
કવિ શામળભટ સાચુ કહે, નામ સર્વનો નાશ છે

જે જાયું તે જાય, જેહ ફૂલ્યું તે ખરશે;
ભર્યું તેહ ઠલવાય, ચડ્યું તે તો ઉતરશે;
લીધું તે સુકાય, નવું તે જૂનું થાશે;
આયુદીવસ સર્વ, કાળ સૌકોને ખાશે;
જો કિંનર જક્ષ ને રાક્ષસો, દેવ ગાંધર્વ ને દાનવી;
મઘવાદિક પણ ગોતે મરે, કોણમાત્રમાં માનવી. 17

ગયા ઇંદ્ર કઇ ક્રોડ, ગયા બ્રહ્મા કઇ ભૂલ્યા;
ગયા કરોડો કામ, અડગ શૂરા પણ ડૂલ્યા;
ગયા દેવ દિગપાળ, ગયા માંધાતા મહીપત;
ગયા દિલીપ હરિચંદ્ર, ગયા છાકેલ છત્રપત;
વળી ગયા જનક ને જાદવો, જે વળી લાવ્યા જાન્હવી;
થિરથાવર કોઇ રહ્યા નહીં, કોણમાત્રમાં માનવી. ૧૮

માતપિતાનો ભોગ, જોગ વીરજ બંધાયુ;
રુધિર માસ ને હાડ, શરીર તેનું સધાયુ,
નસાજાળ નખ વાળ, સગ લઇ સાધા મેળ્યા;
પંચભૂતના ભાગ, લાગ ભમવાને ભેળ્યા;
મમતા માયા અહંકાર અતિ, વાયુરૂપ કોઇક વસ્યો;
શામળ જળપરપોટો જથા, કહો ગરવ તેનો કશો. (૧૯)

મારું મારું કહે મૂઢ, કારમી કાયા માયા;
અજ્ઞાને આરૂઢ, અંધ થઇ ધધેં ધાયા;
આ મારુ ઘરસૂત્ર, પુત્ર મારો પરણ્યાનું;
ઘડપણ પાળે મને, આજ ભલીભાત ભણ્યાનું.
પણ દીપક વશ છે વાયુને, કાચો કુંપો કાચનો,
શામળ કહે મૂઢ મમતા કરે, એવા શરીર અસાચનો. ૨૦

જાય જોરાવર શરણ, પ્રીતે પાતાળે પેસે;
પેસે આ- ની- મેર છે

જાય શેષને શરણુ, રવિરથ આગળ ચાલે;
મત્ર-જંત્રના જાપ, કરી મઘવાસંગ મ્હાલે;
કદી સંચ પ્રપંચ કરે ઘણા, રવિમંડળ આખું અટે;
પણુ શામળભટ સાચું કહે, મરવાનું તો નહિ મટે. ૨૧

કોઇ આજ કોઇ કાલ, કોઇ દિવસે કોઇ રાતે;
કોઇ જોબન કોઇ વૃદ્ધ, બાળ જન જુવતી જાતે;
કોઇ તાવે તરફડી, આપઘાતે કોઇ મરતા;
કોઇ ભોગ કોઇ રોગ, કોઇ તો સરપ કરડતાં;
કોઇ વાસીવિકાર કે હડકવા, કોઇ મમતે લડીને મુઓ;
કાળ ન મૂકે કોઇને, શામળ કહે સમજી જુઓ. ૨[illegible]

રાખે લખ રખવાળ, લોહપિંજરમાં પેસે;
અરણુવવિચ આસંન, વાળીને જો કોઇ બેસે;
વજ્રગુફા ગંભીર, માંહિ કોરાવી માણે;
ઈંદ્રજાળ વિદ્યાય, જુગતથી જો વળી જાણે;
સંભાળી સાચવી સાંચરે, કોટિ જતન કોડે કરે;
જાળવતાં પણુ જીવે નહીં, મોત વખત નિશ્ચે મરે. ૨[illegible]

ચિરંજીવી નહિ કોઇ, ગયા માંધાતા મહીપત;
ચિરંજીવી નહિ કોઇ, ગયા વહી અગણિત અહિપત;
ચિરંજીવી નહિ કોઇ, ગયા અધિકારી ઈંદ્ર;
ચિરંજીવી નહિ કોઇ, ગયા કઇ સૂરજ ચંદ્ર;
વળી ગયા રામ ને રાવણુ, ગયા દેવ ને દાનવી;
સતવાદી સલક્ષણુ ગયા, કોણુ માત્રમાં માનવી. ૨[illegible]

કોઇ આજ કોઇ કાલ, કોઇ માસે ખટમાસે;
કોઇ વર્ષ દસબાર, કોઇ પચ્ચીસ પચાસે;
કોઇ સીઠ સિત્તેર, કોઇ પોણોસો એંસી;
જે જાયું તે જાય, નથી રહેવાનું બેસી;

જે નામ તેનો નાશ છે, ધર્મજ એવો ધારવો;
કવિ શામળ કહે મૂરખ-કરે, ગંદી દેહનો ગારવો. ૨૫

ઘડી પલક કે પોર, સાંજ સવાર કે વ્હાણું;
એ દીપક ઓલાય, ન આવે સાથે નાણું;
રહે ઘરમાં કે ગામ, દેશ પરદેશે પડશે;
જળપરપોટા જેમ, એક દિન નિશ્ચે મરશે;
રાખી કોઇની રહેશે નહીં, દિવસ નકી નહિ દેહનો;
શામળ કહે શાચો કુભ છે, તો ભરૂસો શો એહનો. ૨૬

---

## पिताना हेतविषे.

પુત્ર કરે જે પાપ, પિતા તે પુણ્યજ જાણે;
પુત્ર કદી દે દુઃખ, પિતા તે સુખ પ્રમાણે;
પુત્ર કરે જે હાણ, પિતા તે લાભજ લેખે;
પુત્ર વદે જો જૂઠું, પિતા દિલ સત્યજ પેખે;
અવગુણ અસખ્યધા પુત્રના, પિતાને મન તો લાડ છે.
શા ગુણ ઓશિકળ કીજિયે, પૂર્ણ પિતાનો પાડ છે. ૨૭

પુત્રતણો વિજોગ, તેથી દાવાનળ રૂડો;
પુત્રતણો વિજોગ, તેથી શુભ જળમાં બુડવો;
પુત્રતણો વિજોગ, તેથી શુભ ડસવો સાપે;
પુત્રતણો વિજોગ, તેથી શુભ તપવું તાપે;
મહા દુઃખ નહીં મરવાતણું, દુઃખ નહીં તનરોગનું;
પણ કોટ દુઃખ શામળ કહે, પોઢું પુત્રવિજોગનું; ૨૮

પ્રીત ભલેરી તાત, મહા પ્રીત માતાની;
પ્રીતિ સગાં સમસ્ત, પ્રીત ભારે ભ્રાતાની;
પ્રીત પછી મોસાળ, પ્રીત પણ શ્વસુરપખાની;
પ્રીત પછી પિયુ નાર, પ્રીત શુભ સ્નેહી સખાની;

છે પ્રીતિ અધિક પ્રકારની, કહે શામળ કોડે કથી;
પણ અધિક પ્રીત અંતરતણી, સપુતસમાન સરસ નથી.

પુત્રવિના નહિ મોક્ષ, પુત્રવિણ મેણું મોટું;
પુત્રવિના ઘર શૂન્ય, પુત્રવિણ જીવન ખોટું;
પુત્રવિના પરિવાર, વિશ્વમાંહિ નવ વાધે;
પુત્રવિના સંસાર, કોણ સારે પિતૃશ્રાધે;
ઘર ગરથ વ્યર્થ કોણ ભોગવે, ઘણું દ્રવ્ય પણ ગાંજિયો;
અવતાર બળ્યો બાળકવિના, વિશ્વ કહે સૌ વાંજિયો.

---

## સદગુણદુર્ગુણવિષે.

ઈંદ્રવારણાં હોય, કોય ખાંતે નવ ખાએ;
આવળકેરાં ફૂલ, તેથી શિવ નવ પૂજાએ;
ઝાકળકેરાં નીર, તૃષા તેથી નવ ભાગે;
બગલા ઉજ્વળ હોય, હંસને કામ ન લાગે;
દેખાય કરા મોતીસમા, આભ્રણ નવ ઓપે અશાં;
કવિ શામળ કહે સાંખી જુઓ, ગુણવિણ રૂપ કહો કશાં.

કામ ક્રોધ ને લોભ, મોહ માયા નવ મડે;
અહંકાર અભિમાન, છક છળભેદજ છંડે;
પરધન ને પરનાર, તજે પરનિંદા પ્રીતે;
સત્યસાથ સંબંધ, રજોગુણ રાખે રીતે;
દે દાન માન સનમાન શુભ, પરમારથ પ્રીતે કરે;
જો ગ્રહસ્થમાં ગુણ એટલા, તો એકોતર ઓધરે.

પ્રતિદિન પ્રાતઃકાળ, સ્નાનસંધ્યા શુભ સેવા;
ગંગાજળસમ ગણે, પિતા માતા ગુરુદેવા;
ગાયવિપ્રનાં વૃંદ, તુલસી પીપળને પૂજે;
જુએ ગાડે નામ, સત્યની વાણી સૂજે;

ભોજન કરાવી ભોજન કરે, જથાશક્તિ દાતા દયા;
શામળ સદગુણી ગ્રહસ્થ તે, સહજમાંજ સ્વર્ગે ગયા. ૩૩

લોભીને પ્રિય લાભ, જારને વાલી જારી;
સુમને વાલું દ્રવ્ય, ગુરુને વાલી પ્યારી;
શૂરને વાલું શસ્ત્ર મૂરખને મૂર્ખ વખાણે;
રાગીને પ્રિય રાગ, જોગી જોગીને જાણે;
ગુણ સાથે ગુણ જેના મળે, તો ત્યાં પૂરણ પ્રીત છે;
કહે શામળભટ સૌ માનજો, એજ અનાદિ રીત છે. ૩૪

છાનું ન રહે પુણ્ય, રહે નહિ છાની છત્યે;
છાનું ન રહે ખૂન, છાની ન રે ગુણગત્યે;
વિદ્યા છાની ન રહે, રહે નહિ છાની પ્રીતિ;
છાનો ન રહે શૂર, રહે નહિ છાની રીતિ;
દાતા ઝુઝાર જ્ઞાની ગુણી, વ્યસન વાદ વિદ્યા વિધિ;
વળી દાન માન સનમાન શુભ, છાની ન રે સિદ્ધિરિધિ. ૩૫

છાની ન રહે છેક, રીત રૂડી કે ભૂંડી;
ઘરમાં કરિયે ગુહ્ય, દેશમાં વાગે ડૂંડી;
છાનો ન રહે પુરુષ, શૂર કાયર કે દાતા;
છાનું ન રહે છિદ્ર, ભ્રાત ભગની કે માતા;
વળી વિદ્યા છાની રહે નહીં, વિશ્વાસ્યેર લક્ષ્મીતણી;
કહી છાનું પાપ રહે નહીં, ખોદી ઘાલ પ્રથવી પણી. ૩૬

નમે આપને જેહ, સખા તેને નમિયે;
દમે આપને જેહ, તેહને દશધા દમિયે;
પાય આપને નીર, દૂધ તેને તો દઇયે;
કરે આપને ઘાત, જીવ તેનો તો લઇયે;
ધારી આપણને દામ દશ, જર ઝાઝો દઇયે સહી;
જે ગુણઅવગુણ નહિ જાણશે, પિત્ર પિંડ લેશે નહિ. ૩૭

રાજાને તે સાલ, ફૂટાયો ભાઇ ફૂટે;
એક પ્રજાને સાલ, ભૂપ વણવાંકે લૂટે;
વેપારીને સાલ, પટંતર પટકુળ નાંખે;
પૂરૂં પુરુષને સાલ, ભામની ભૂંડુ ભાખે;
શામાને સાલજ શોકયનું, મૂરખને વિધાતણું;
જે નર નવ માને નારને, સ્ત્રીને સાલે તે ઘણું. ૩૮

જેમ મચ્છને નીર, જેમ વન્હિને વાયુ;
જેમ ભક્ત ભગવાન, જેમ જીવતને આયુ;
જેમ સતીને નાવ, જેમ જાચકને દાતા;
જેમ લોભીને લચ્છ, જેમ બાળકને માતા;
પ્રીતિ અનેક એવી વિધિ, બહુ પ્રકાર બૂઝે બહુ;
કવિ શામળ ભટ સાચું કહે, લેણદેણ લેછે સહુ. ૩૯

નાગો નવ લૂટાય, સૂંમે નવ દાન અપાએ,
સાચો નવ દડાય, ક્ષમાધર કદી ન કપાએ;
વૈદ જુએ શુ નાડ, નિરોગી જેની કાયા;
ગુણિકાથી ન ઠગાય, મેલી જેણે જગમાયા;
મૃત્યુ પણ મારી નવ શકે, આયુષ છતાં આપને;
જમથી પણ નરક નખાય નહિ, શામળ નર નિષ્પાપને. ૪૦

ભલેજ જાયો જંન, જેથી સુખ પ્રાણી પામ્યાં;
ભલેજ જાયો જંન, જેથી દુનિયા દુખ વામ્યાં;
ભલેજ જાયો જન, દાનદાતા કેવાણો;
ભલેજ જાયો જન, સદા સદગુણી ગણાણો;
જનનીએ જંન ભલે જણ્યા, શૂર પૂર દાતા ભગત;
શામળ તે ભલે જનમિયા, જેથી સુખ પામ્યું જગત. ૪૧

ધન્ય તેહની માત, પુણ્યઉપર જે પ્રીતિ;
ધન્ય તેહની માત, જેહ ઘર રૂડી રીતિ;

ભોજન કરાવી ભોજન કરે, જથાશક્તિ દાતા દયા;
શામળ સદ્ગુણી ગ્રહસ્થ તે, સહજમાંજ સ્વર્ગે ગયા. ૩૩

લોભીને પ્રિય લાભ, જારને વાલી જારી;
સૂમને વાલું દ્રવ્ય, પુરુષને વાલી પ્યારી;
શૂરને વાલું શસ્ત્ર મૂરખને મૂર્ખ વખાણે;
રાગીને પ્રિય રાગ, જોગી જોગીને જાણે;
ગુણ સાથે ગુણ જેના મળે, તો ત્યાં પૂરણ પ્રીત છે;
કહે શામળભટ સૌ માનજો, એજ અનાદિ રીત છે. ૩૪

છાનું ન રહે પુણ્ય, રહે નહિ છાની હત્યે;
છાનું ન રહે ખૂન, છાની ન રે ગુણગત્યે;
વિદ્યા છાની ન રહે, રહે નહિ છાની પ્રીતિ;
છાનો ન રહે શૂર, રહે નહિ છાની રીતિ;
દાતા જુઝાર જ્ઞાની ગુણી, વ્યસન વાદ વિદ્યા વિધિ;
વળી દાન માન સનમાન શુભ, છાની ન રે સિદ્ધિરિધિ. ૩૫

છાની ન રહે છેક, રીત રૂડી કે ભૂંડી;
ઘરમાં કરિયે ગુહ્ય, દેશમાં વાગે ડૂંડી;
છાનો ન રહે પુરુષ, શૂર કાયર કે દાતા;
છાનું ન રહે છિદ્ર, ભ્રાત ભગની કે માતા;
વળી વિદ્યા છાની રહે નહીં, ભિક્ષા ક્રૂર લક્ષ્મીતણી;
કહી છાનું પાપ રહે નહીં, ખોટી ધાક પ્રથવી ભણી. ૩૬

નમે આપને જેહ, શતધા તેને નમિયે;
દમે આપને જેહ, તેહને દશધા દમિયે;
પાય આપને નીર, દૂધ તેને તો દઇયે;
કરે આપને ઘાત, જીવ તેનો તો લઇયે;
ઘાસે આપણને કામ દશ, નર ગુણે દશે સહી;
જે ગુણ અવગુણ નહિ જાણશે, પિત્ર પિંડ લેશે નહિ. ૩૭

રાજાને તે સાલ, હટાયો બાધ દૂરે;
એક પ્રજાને સાલ, ભૂપ વણવાંકે લૂટે;
વેપારીને સાલ, પટંતર પટકુળ નાંખે;
પૂરુ પુરુષને સાલ, ભામની ભૂંડું ભાખે;
શામાને સાલજ શોક્યનું, મૂરખને વિધાતણું;
જે નર નવ માને નારને, સ્ત્રીને સાલે તે ઘણું. ૩૮

જેમ મચ્છને નીર, જેમ વન્હિને વાયુ;
જેમ ભક્ત ભગવાન, જેમ જીવતને આયુ;
જેમ સતીને નાવ, જેમ જાચકને દાતા;
જેમ લોભીને લચ્છ, જેમ બાળકને માતા;
પ્રીતિ અનેક એવી વિધે, બહુ પ્રકાર પૂજે બહુ;
કવિ શામળ ભટ સાચું કહે, લેણદેણ લેછે સહુ. ૩૯

નાગો નવ લુટાય, સૂમે નવ દાન અપાએ,
સાચો નવ દડાય, ક્ષમાધર કદી ન કપાએ;
વૈદ જુએ શુ નાડ, નિરોગી જેની કાયા;
ગુણિકાથી ન ઠગાય, મેલી જેણે જગમાયા;
મૃત્યુ પણ મારી નવ શકે, આયુષ છતાં આપને;
જમથી પણ નરક નખાય નહિ, શામળ નર નિષ્પાપને. ૪૦

ભલેજ જાયો જંન, જેથી સુખ પ્રાણી પામ્યાં;
ભલેજ જાયો જંન, જેથી દુનિયા દુખ વામ્યાં;
ભલેજ જાયો જન, દાનદાતા કેવાણો;
ભલેજ જાયો જન, સદા સદગુણી ગણાણો;
જનનીએ જંન ભલે જણ્યા, શર પૂર દાતા ભગત;
શામળ તે ભલે જનમિયા, જેથી સુખ પામ્યું જગત. ૪૧

ધન્ય તેહની માત, પુણ્યઉપર જે પ્રીતિ;
ધન્ય તેહની માત, જેહ ઘર રૂડી રીતિ;

ધન્ય તેહની માત, જેહ સદાવ્રત આપે;
ધન્ય તેહની માત, પરાયાં કષ્ટજ કાપે;
ધન ધન તે માતા તેહની, દારિદ્રતા કવિની દળે;
કહે શામળ તે સાચા વડા, બાકી બીજા બહુ મળે. ૪૨

સાસરેરું કલંક, પાપણી વહુ પ્રકાશે;
કુમિત્ર મિત્રકલંક, વિશ્વ સઘળામાં વાસે;
શેઠતણુંજ કલંક, ખુની વાણોતર બોલે;
કંથતણુંજ કલંક, બુદ્ધિહીણી સ્ત્રી બોલે;
આપણે હામ દેખાડિયે, કલક બોલે આપણું;
શામળ કહે તેવુ પરખિયે, પ્રથમથીજ લુચ્ચાપણું. ૪૩

હાસથકી બહુ હાણ, હાસથી ગરુઆ ગાંજે;
હાસથી હોય કલેશ, હાસથી ભવનજ ભાંજે;
હાસથી રૂઠે રાય, હાસથી હિમ્મત હારે;
હાસથકી જશ જાય, હાસ વણમોતે મારે;
હસવાથી દુઃખ પહોંચે નહીં, હસે ખોડ લાગે ખરી;
શામળ કહે શાણા સમજજો, કરશો નહિ કદી મશ્કરી. ૪૪

---

## दातार.

તરુવર લીલું જોઈ, છાંહ તેની સૌ બેસે;
ભર્યું નવાણે નીર, પાણી પીવા સૌ પેસે;
ફળ્યો દેખી વનરાય, જાય ક્ષુધાતુર ખાવા;
ગંગા જ્યાં ગંભીર, નીર સૌ જાય નહાવા;
જ્યાં દાતા દિલદરિયાવ છે, ત્યાં જાચક જાએ ઘણા;
વેતાળ જાય વિક્રમકને, શામળ શી આટમ મણા. ૪૫

પૂજે જેહા દેવ, દેહ દેવાંશી થાએ;
અમર થાય તે આપ, જેહ અમરિતફળ ખાએ;

ભળે ગંગમાં નીર, તેહ પણ થાએ ગંગા;
મળયાગરને પવન, કાટ ચદન શુભ અગા;
સુધરે સજ્જનસંગતથકી, તુંબીસંગ જ્યમ તન તરે;
કવી શામળભટ સાચું કહે, દાતા આપ સમો કરે. ૪૬

જોગી જૂઠો જોગ, વેષ વેરાગી વાધા;
જંગમ-વરતિક વેદ, કાળ ગુમાવે કાયા;
જટા જંગોટા જાહ, નાયધુવે પણ નરતા;
મમત બાંધીને મુઆ, માહરું તારું કરતા;
શામળ કહે સાધન શ્રેષ્ટ તો, કષ્ટ લોકનું કાપવું;
વળી રામનામ રસના રટે, દાન અહોનિશ આપવું. ૪૭

ઉપર જેહનો હાથ, તેહના તો જશ ઝાઝા;
ઉપર જેહનો હાથ, તેહ વશ રૈયત રાજા;
ઉપર જેહનો હાથ, વશ્યકારી એ વિદ્યા;
ઉપર જેહનો હાથ, ન થાય તેની નિંદા;
જે ઉપર હાથ તે અધિપતિ, દાસ થાય સુરદાનવી;
વશ વરતે શિવસુદ્ધાં સકળ, કોણમાત્રમાં માનવી. ૪૮

---

## લોભ.

લોભ ઘટાડે લાજ, કાજ બગડે જો જાગે;
વળી ઘટે વેવાર, ભાર શોભા પણ ભાગે;
લોભે લક્ષણ જાય, થાય અન્યાય અધર્મે;
લોભે સૌ સંતાપ, છાપ ચોટે કુળકર્મે;
સનમાન માન મોટમ મરે, શુદ્ધ કુળમાં શૂળ છે;
શામળ કહે શાણા સમજજો, લોભ પાપનું મૂળ છે. ૪૯

લોભ તજાવે લાજ, લોભ તો સુત છંડાવે;
લોભ ભગાવે ભાર, લોભ દાડી દડાવે;

લોભ કરાવે પાપ, શાપ લોભે લે માથે;
લોભે બગડે બહુ, શુદ્ધ નારી કોઇસાથે;
તે લોભ નીચમાં નીચ છે, લોભે બુદ્ધિ ઘટે ઘણી;
કવિ શામળભટ સાચું કહે, લોભ નરકકેરો ધણી. ૫૦

જાય લોભથી જીવ, દેવ પણ લોભે રૂઠે;
ભવન કરીદે ભસ્મ, લોભનો અગ્નિ ઊઠે;
હોય લોભથી હાણ, જાણપણું લોભે જાએ;
લોભે હિમ્મતહીન, દીનપણું લોભે થાએ;
લોભે લક્ષણ લાખો ઘટે, લોભે સંકટ શૂળ છે;
કવિ શામળભટ સાચું ભણે, લોભ પાપનું મૂળ છે. ૫૧

લોભે તૂટે પ્રીત, લોભથી હિત ન હોએ;
લોભે ચોરી ચાડી, કરે કુળવંતા કોએ;
લોભે બોલે જૂઠ, લોભથી હત્યા થાએ;
લોભે જાય વિદેશ, લોભથી ગાણાં ગાએ;
લોભી સઘળો સંસાર છે, હોય જેથી પણ હીનતા;
શામળ બહુ લોભી બે જણાં, વિપ્ર અને વળી વિનતા. ૫૨

લોભ કરાવે કષ્ટ, લોભ મરજાદ મટાડે;
લોભ કપાવે શીષ, લોભ ગુણગાન ઘટાડે;
લોભે જાય તણાઇ, લોભ સુખ સર્વ શમાવે;
ઉત્તમ અધિપતિ આપ, નીચને શીષ નમાવે;
દુખ દાવાનળ તે લોભ છે, કરે ગુણીને ગરકમાં;
કવિ શામળભટ સાચું કહે, લોભી પડશે નરકમાં. ૫૩

અરથી ન ગણે પાપ, અરથી જમને નવ જુએ;
અરથી ન માને શાપ, પાણી પરિયાનું પુએ;
અરથી કુડાં કામ, કરે પેટે નવ બીએ;
અરથી બોળે નામ, લાખ લો[illegible];

અરથી તો જીન આપે ખુએ, અરથી અવગુણ નવ ગણે;
અરથી આંખે દેખે નહીં, શામળભટ સાચું ભણે. ૫૪

આશા ઉંડી ખાડ, પાડથી થાય ન પૂરી;
હેમ મેરુસમ હોય, તોયપણ રહે અધૂરી;
આશા નીર અથાત, બહુ જન તેમાં બૂડ્યા;
કોણ રાય કે રંક, કોણ રૂડા કે ભૂંડા;
શૂરા પૂરા પંડિત સહુ, ભણ્યાગણ્યા ભૂલ્યા ભમ્યા;
આશારૂપી અરણ્યવન્હીએ, શામળ કહે સરવે શમ્યા. ૫૫

ગળે અંગાડે અંગ, ગળે નાસા ને નેણાં;
પળે મુંડ ને તુંડ, વદાએ વિપરીત વેણાં;
અસ્થિ રુધિર ને માંસ, સુકાય ચલાય ન ચરણે;
ધાતુ સરવનો ધ્વંસ, કર્યું સમળાય ન કરણે;
ઈંદ્રીઓ બધી અડવડે, અહાર નિદ્રા પણ ઘટે.
શામળ કહે તૃષ્ણા શતગુણી, મનમાં તઘે નહીં મટે ૫૬

---

## ભીખ.

ભીખમાંહિ નહિ ભોગ, ભીખથી જોગ ન સાધે,
ભીખમાંહિ નહિ માન, ભીખથી ભાગ્ય ન વાધે
ભીખ નામ નિર્માલ, ભીખથી ભારજ ખુએ;
ભિક્ષુક ઓછુંપાત્ર, ભીખસામુ કો જુએ;
છે વરણ તુચ્છ તે સરવથી, ભીખ હોય હલકી બહુ;
કવિ શામળ કહે શાણા સુણો, ભીખથી ભૂંડું શું કહુ. ૫૭

થરથર ધૂજે દેહ, દેહની શુદ્ધ વિસારે;
તનઉપર નહિ તેજ, રામનું નામ ઉચારે;
ગળું ગળેગળું ચ્યાય, નેત્રથી નીર ઝરેછે;
ઓસે હળવા બોલ, શ્વાસ ઉશ્વાસ ભરેછે;

જેટલાં ચિન્હ મરવાતણાં, દુખદાવાનળ લાગતાં;
ઘરીર ઉપજે શામળ કહે, માગણજનને માગતાં. ૫૮

---

## સત્ય.

સત્ય રાખ્યું હરિચંદ, નીચઘર પાણી ભરિયું;
રાખ્યું સત્ય બળિરાય, રાજ્ય પાતાળે કરિયું;
સત્ય સુધન્વા વીર, તેલ તાતે તન ધરિયું;
મીરાં રાખ્યું સત્ય, વિષનું અમૃત ઠરિયું;
સત રાખ્યું જે સતવાદીએ, આગળથી મહાદુખ મળ્યાં;
શામળ કહે અંતે સત તણું, ફળ સુખનાં ઉત્તમ ફળ્યાં. ૫૯

સાચું બોલે ચોર, છેક બંધનથી છૂટે;
સાચું બોલે જાર, રાય તેને નવ રૂઠે;
સાચું બોલે રાંડ, દંડ તેને નહિ દેશે;
સાચું બોલે સાહ, નામ તેનું નહિ લેશે;
છે સાચાને સુખ હુકડું, સતનો સૂરજ સાખિયો;
શામળ સાચોજ સલક્ષણો, ભૂપ ભલાએ ભાખિયો. ૬૦

પાપી ન કરે પુણ્ય, પ્રભુ પાખંડી ન પૂજે;
સતને ન ગમે જૂઠ, અધર્મી ધર્મે ન ધ્રૂજે;
થાય કપટનું ચપટ, કૂડનું ભૂડયું જાણો;
સત્યજ તરે સદૈવ, રાંક કે મોટો રાણો;
કૈં સાચાથી સુખ પામશો, જૂઠે રૂઠે રામજી;
કવિ શામળભટ સાચું કહે, કરો ગમે તે કામજી. ૬૧

## साचीसमत.

જટા ધરે વડ વૃક્ષ, પતંગ નિજ બાળે કાયા;
જળચર જગમાં ન્હાય, ધ્યાન ધરવા બગ ધાયા;
ગાડર મુડાવે શીષ, અજા મુખ દાઢું રાખે;
ગર્ધવ લોટે છાર, શુક મુખ રામજ ભાખે;
વળી મોર તજેછે માનુની, શ્વાન સકળીનું ખાયછે;
કવિ શામળ કહે સાચાવિના, કોણ સ્વર્ગમાં જાયછે. ૬૨

ઊચું ભાળે ઉંટ, વાગોળ નીચુ ન્યાળે;
તરુવર સેછે તાપ, પાડ આસન દ્રઢ વાળે;
ઘર કરી ન રહે નાગ, ઊંદરો રહે છપીને;
નોળીકર્મે ગજરાજ, ભક્ષ ફળપત્ર કપિને;
ઈશ્વર અનુભવવિણ નવ મળે, સેજ ભાવના ભંગ છે;
શામળ મનસા સિદ્ધ તેહને, કથરોટમાં ગંગ છે. ૬૩

સિદ્ધે મુડાવ્યાં શીષ, કરી ઉઘાડી કાયા;
ફરી માગવી ભીખ, ન મેલી કોઇએ માયા;
વરતી ઘણાએ વેશ, લક્ષણો લેત ન લેતા;
કાયા–માયા કાજ, ફરે ધર્મલાભ કહેતા;
વિશ્વંભર તેથી વેગળો, જ્યાલગી મન ભામની ભજી;
શામળ કહે સાચો સિદ્ધ તે, જેણે મમતા ને માયા તજી. ૬૪



# दलपतकाव्य.

## परोडियुं.

( उपजातिवृत्त. )

ઘટાતણા ચાર ટકોર વાગ્યા, ઉદ્યોગિલોકો જન સર્વ જાગ્યા;
જાણે શ્રુતિ ચારતણા ઉચારે, મુમુક્ષુ અજ્ઞાનપણું ઉતારે. ૧

પૂર્વે ઉગ્યો શુક્રતણો સિતારો, તેજસ્વી તે શોભિત શ્રેષ્ઠ સારો;
શું સૂર્યનો તે સરદાર આવ્યો, સંધિ કરાવા શુભ વિટિ લાવ્યો. ૨

પુરોડિયે શીતળ વાયુ વાય, તેથી પડે ટાઢ અને ધ્રુજાય;
કુરાજ્યમાં જેમ જનો ન જંપે, બીકે બધા લોકની કાય કંપે. ૩

પરોડિયે ઝાકળ તો પડેછે, ભીનાં થએલાં તરુ તેવડે છે;
જાણે નિશા સુંદરી છાંડી ધીર, રોઇ ધરાવે નિજનેણ નીર. ૪

કૂ કૂ સ્વરો કુકૂટ તો કરે છે, સર્વત્ર જેના સ્વર સંચરેછે;
જાણે રવિરાય પધારનારો, તેના છડીદારતણા ઉચારો. ૫

વાજે રૂડાં ચોઘડિયા નગારાં, જે લોકને નિત્ય જગાડનારાં;
જાણે નવા રાજ્યની ફોજ આવે, તેની બડી નોબત આ બજાવે. ૬

ઘટી તણા ઘોષ ઘણાક થાય, દાણા પડ્યા બે પડમાં દળાય;
આકાશ પૃથ્વી પડ બે પ્રમાણો, જીવો પડ્યા તેમ દળાય જાણો. ૭

મહી વલોવે અહિયારી નારી, તજી બીજું માખણ લે ઉતારી;
તે જેમ સુજ્ઞો સૂણી શાસ્ત્રબોધ, તજે બીજું સધરી સાર શોધ. ૮

સીમાભણી શબ્દ કરે શિયાળ, કાને પડે ઘોષ ઘણા કરાળ;
જાણે નિશાની ચમૂને જણાવે, નાસો હવે સૂર્યનું સૈન્ય આવે. ૯

વિદ્યારથી પાઠ ઉઠી કરેછે, જાણે રવિના જશ ઉચરેછે;
પ્રભાતિયાં ગાય સુભક્ત પ્રીતે, જાણે રવિના ગુણ ગાય ગીતે. ૧૦

## प्रभात.

(उपजातिवृत्त.)

ઘણો કરેછે નિધિ ઘુઘવાટ, ગાજી રહ્યોછે બહુ સર્વઘાટ;
જાણે ગયું પુત્રનું રાજપાટ, ક્રોધે કરે ગર્જન એજમાટ. ૧

પખી મધુરા સ્વર ઉચરેછે, જૂદીજૂદી જાત અનેક જે છે;
જાણે થશે આજ નવીન રાય, ગાંધર્વ તેના ગુણગાન ગાય. ૨

જનો સ્તુતિ ઈશ્વરની કરેછે, માહાત્મ્ય તેનું મનમાં ધરેછે;
જાણે રવિનું શુભ રાજ્ય જાગે, પ્રભુસમીપે મુખ એમ માગે. ૩

ઉઠયા જનો અચળ અલ્પ દીશે, જામો ન અંગે નહિ પાઘ શીષે;
જાણે થતાં બે નૃપની લડાઇ, લોકોતણી લક્ષ્મી ગૈ લુંટાઇ. ૪

રહે કુભાર્યા પતિસાથ રૂઠી, પ્રભાતમાંથી લડતીજ ઊઠી;
સુરાજ્ય થાતાં પણ બડખોર, સુખે ન બેસે ઠરીને નઠોર. ૫

પ્રતિવ્રતા કાળ પવિત્ર જાણી, વદે પતિઆગળ પ્રેમવાણી;
સુરાજ્યનો જોગ રૂડો જડેછે, સુજાણ સંપી સુખ ભોગવેછે. ૬

શેહેરમાં માર્ગ જળે સિચાય, જેથી પુરીમા ગરદી ન થાય;
જાણે રવિદૂતતણી સવારી, પધારશે જાણી પુરી સુધારી. ૭

રાતે રહેલા જન ચોકીદાર, તેમાં કરે નાયક ફેરફાર;
જાણે જૂના રાયતણા સિપાઇ, વિદાયકીધા નવી ફોજ ધાઇ. ૮

દેવાલયો ને વળી રાજદ્વારે, વાજાતણા ઘોષ થયા અવારે;
જાણે પ્રજાએ શુણીને વધાઇ, સામા જવાની કરીછે સજાઇ. ૯

મૂક્યાં ઉઘાડાં પુરદુર્ગદ્વાર, પ્રવાસિયો પંથ પળે અપાર;
છૂટે જીવોનો જઠરાગ્નિવાસ, હરેફરે જેમ કરે વિલાસ. ૧૦

પ્રવાસિયો જાય અનેક રસ્તે, પ્રવાહની પેર ધસે સમસ્તે;
જાણે રવિથી હિમ પિગળીને, વહી નદીઓ બહુ નીકળીને ૧૧

ઉતાવળો ક્રોધ વહે અગાડી, અગાડી જાનાર રહે પછાડી;
પૃથ્વી શનિઆગળ ચાલીજાય, તો જેમ તે વક્ર થયો જણાય. ૧૨

ઉતાવળો જે જન પંથ ધાય, થાકી રહે ને મનમાં મુઝાય;
ઉતાવળો થાય દરેક કામે, તે જેમ તેમાં નહિ સિદ્ધિ પામે. ૧૩

---

## शारदऋतुमाथी.

### १ (मालिनीवृत्त.)

સરદરુતુસમામાં, સ્વચ્છ આકાશ દીસે,
દરપણ શુભ માજ્યું, જેમ ઓપે અતિસે;
ચળકચળક થાતું, ચદ્રનું બિબ ચારૂ,
અમળકમળ ઓપે, નીરમાં જેમ સારુ. ૧

ચળકચળક થાતું, ચદ્રનું બિમ કેવું,
સરસવદન શોભે, રાત્રિરાણીનું જેવુ;
વળી ગગનવિષે આ, સ્વચ્છ તારા ઘણા છે,
રજનીતરુણીના શુ, હાર હીરાતણા છે.

શશિસનમુખ ભાળે, ચાહીચાહી ચકોરી,
જનમથકીજ બાધી, પ્રેમની જેમ દોરી;
પ્રભુપદપર પ્રેમી, એ રીતે પ્રેમ આણે,
અવર સકળ મિથ્યા, જીવમાં એમ જાણે. ૩

કુમુદની રજનીમાં, ચદ્ર દેખી ખિલેછે,
દિવસપતિ નિહાળી, દુ ખ પામી લજેછે;
મૂરખ મનુપ ઢોગીને સદા સ્નેહી જાણે,
પરમપુનિતને તો, દેખીને દુ ખ આણે. ૪

કુસુદકમળ સાથે, જન્મીને તચ્છરેછે,
પણ શશિરવિસાથે, સ્નેહ જૂદા કરેછે;

જનમ જનની એક, તોય જૂદા સ્વભાવ,
વિબુધજન વિલોકો, ઈશ્વરી એ બનાવ. ૫

અધિક વિમળ ઓપે, આજ આકાશગંગા,
નભ મકરરાશીમધ્યભાગપ્રસંગા :
લઘુ લઘુ બહુ તારાકેરી તે છે પ્રભાય,
વિગતિ સરવ જોતાં, દુર્બિને તે જણાય. ૬

---

## २ (मालिनीवृत्त.)

નદીજળ મળ છાંડી, વેગ ધીમો જણાય,
મનુષ ગતજુવાની, શાંત તે જેમ થાય;
તટસમીપ તરુઓ, નિર્ભયે છે નિહાળો,
સુજનસમીપવાસી, તે સુખી જેમ ભાળો. ૧

સરિત સર સુશોભે, નિર્મળાં નીરવાળાં,
કમળ સરસ રંગી, ત્યાં દીસેછે રૂપાળાં;
નિરમળ મનમધ્યે, ધર્મનો ભાવ જેમ,
પ્રગટ સરસ શોભે, સ્વચ્છતાયુક્ત તેમ. ૨

ભ્રમર બહુ ભમેછે, કંજનો ગંધ લેવા,
ગુણ ગ્રહણકરેછે, ગ્રાહકો સુજ્ઞ જેવા;
ભ્રમર રવ કરેછે, પામી આનંદ અંગે,
કવિજન શુભ કીર્તિ, જેમ બોલે પ્રસંગે.

પવનતણી લહેરે, પદ્મનાં વૃંદ હાલે,
કરતી સુરસ કેલી, અપ્સરા જેમ ચાલે;
સરિતસરતરંગો, ચાલતા મંદમંદ,
સ્થિરમન જન ચાલે [illegible]

સરસરિતથકી જે, વાણિયા ઊડીજાય,
બહુ રવ કરનારાં, દેડકાં ના જણાય;
નિરમળ મનવાળા, ભૂપને જેમ છોડી,
કપટી જન ખસેછે, સ્વારથી સ્નેહ તોડી. ૫
જલદરતુથી જૂદો, વેશ ધાર્યો નદીએ,
શિશુવયશણગારો, ફેરવ્યા જેમ સ્ત્રીએ;
હરિત તૃણ હતાં ત્યાં, શીરડા થૈગયાછે,
ધરણી શરીર સાડી, ધારી જૂદી શું આ છે. ૬
અવનીઉપર રૂડા, સાફ રસ્તા પડ્યાછે;
કવિજનમનમાં તે, દેખી કેવા ગમ્યાછે;
હતી તનપર સાડી, જે લીલા રંગ ભીની,
બદલી નવિન ધારી, આજ પટાપટીની. ૭
સરિતસરતટે છે, હસ ને ચક્રવાક,
મધુર સ્વર ઉચારી, હર્ષ પામે અથાક;
વિમળ જળ વિલોકી, આવિયા પક્ષી એવા,
સુજન અમલ સારે, જેમ આવે રહેવા. ૮



# दयाराम.

"સંવત ૧૫૦૦ થી તે સંવત ૧૯૦૦ લગીમાં જે જે સારા સારા કવિ થઇ ગયાછે તેમાં છેલ્લો ને ઉપલા વર્ગમાં મુકવાજેવો શૃંગારકવિતાથી પ્રસિદ્ધિ પામેલો એવો દયારામ છે. એ જ્ઞાતે સાઠોદરો નાગર વડોદરેથી બાર ગાઉઉપર ડભોઇ કસ્બો છે ને ત્યાંથી સાત ગાઉઉપર નર્મદાતીરે ચાણોદ (ચંડિપુર) ગામ છે ત્યાં સંવત ૧૮૩૩ ઇ० સ० ૧૭૭૭માં જન્મ્યો હતો, અને એ સંવત ૧૯૦૮ના માઘવદ ૫ વાર સોમે ઇ० સ० ૧૮૫૨ના ફેબરવારીની ૯ મી તારીખે ૭૫ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો. કાશીવિશ્વેશ્વરની લાવણી એ અનુ પેહેલુજ કાવ્ય કેવાય છે. એણે ગુજરાતી, હિંદુસ્તાની, પંજાબી, મરેઠી, સસ્કૃત અને ફારસીમાં કવિતા કીધીછે, પણ દેવનગરીશિવાય એને બીજી લિપિ લખતાં આવડતી નહિ એમ કેવાયછે. એની કવિતા ગુજરાતીમાં ને હિંદુસ્તાનીમાં ઘણી છે. એના મુખ્ય શિષ્ય જોષી રણછોડના કેવાપ્રમાણે નાનામોટા મળી એણે ૧૩૫ ગ્રંથ બનાવેલાછે, અને એ ગ્રંથોઉપરાંત એની કવિતા છૂટકછૂટક પદ, ગરબી, લાવણી વગેરેમાં પણ બહુ છે. વળી જોષી રણછોડનું કેવું એવું છે કે જ્યારે જોસ્સો આવતો ત્યારેજ એ કવિતા બનાવતો. એનામાં શીઘ્રકવિતા કરવાની શક્તિ હતી અને એ પ્રાસને માટે ઝાઝી દરકાર રાખતો નહોતો. દયારામ ગવૈયાની પેઠે સારૂ ગાઇજાણતો નહોતો, તોપણ એ રાગ, સૂર, તાલની સમજ સારી ધરાવતો. દયારામનું ગુજરાતી કવન વાંચવા તથા સાંભળવામાં આવ્યુંછે, તેઉપરથી હાલ મારા (નર્મદાશંકરના) વિચાર બંધાયા તે આ પ્રમાણે છે—એના ગ્રંથોમાના કેટલાએકમાં ઘણી વાતના જ્ઞાનસાથે વિદ્વત્તા જણાયછે અને કેટલાએકમાં સાધારણ વાતજ દીસેછે. પણ એની ગ્રંથરૂપ ગુજરાતી કવિતામા ઉંચી પ્રતિની કવિત્વશક્તિ દેખાતી નથી. એની હિંદુસ્થાનીમા સતસૈ છે તે એનો ઉંચી પ્રતિનો ગ્રંથ છે ખરો. એની છૂટક છૂટક કવિતા પદ ગરબીઓ વગેરે જે છે—પછી શૃંગારસબંધી કે નીતિવૈરાગ્યસંબંધી, તેમાંની અડધોઅડધ ઘણી સારી છે એ છૂટક છૂટક કવિતામાથી સુનીતિવાળીનો સંગ્રહ કરી તેને **દયારત્નમાળા** એવુ નામ આપિયે તો તે ખોટુ ન કેવાય દયારામનાં કવનમાં વિશેષે ત્રણ રસ જોવામા આવેછે—શૃંગાર, શાન્ત અને હાસ્ય દયારામના કાવ્યની પ્રસિદ્ધિ માત્ર તેનાં છૂટક કવન અને તેમા વિશેષે કરીને શૃંગારસંબંધી કવનથીજ છે."

---

पद १.

તારો અમૂલખ અવસર જાયરે, ગોવિંદ ગારે—
ગોવિંદ ગા ગોપાળ ગા ગોપીજનવલ્લભ ગારે,
જેને ક્ષણેક્ષણે હાનિ થાએ, ગિરિવરધારી ગાને— ગો० ટેક.

મૂરખ તું સમજે નહીં, આયુષ ઓછું થાય;
જેમ સરોવરની માછલી, સમજે નહીં સલિલ સૂકાય રે. ગો० १

તેનું તે ભાસે તુને, ભોર અપોર શરીર;
વહીજાતું જાણે નહીં, જેમ નદીઓનું નીર રે- ગો૦ ૨

અમૂલખ લટકું લાભનું, ચેતશા તે પામ્યા પાર;
ચાર દિવસની ચાદની, જાતાં નહિ લાગે વાર રે- ગો૦ ૩

માયાની મધલાળથી, કોણુ ધરાયુ તું ધરાશ;
દુઝ્ધામાં બન્યો જશે, પાછળથી પસ્તાશ રે- ગો૦ ૪

હાલાં થોયાં ફુટતાં, ખૂટયુ દીપકતેલ;
મનના મનોરથ રઇજશે, ઓચિતો તૂટીજાશે ખેલ રે- ગો૦ ૫

માયા એવો મીઠડો, જેમ જ્વરમાં ધીજ;
હરિરસાયણ ગુણ ઘણો, ઔષધ જાણીને પીજ રે- ગો૦ ૬

પ્રભુપાખે હે પ્રાણિયા, કોઇ મા પ્રીત કરીશ;
તારું ઢાંક્યું અતર ધીકશે, ટટળીને તલસીમરીશ રે- ગો૦ ૭

અને આવી પળ નહિ મળે, જો કરે કોટિ ઉપાય;
વિચાર વિટ્ઠલ વણભજે, વૃથા વહ્યું સૌ જાય રે- ગો૦ ૮

તુને અનેક વાતની એક કહુંછું, સમખાઇ માબાપ;
દયા નામ શ્રીકૃષ્ણથકી, શમશે સૌ પરિતાપ રે- ગો૦ ૯

પદ ૨.

હરિ જેવો તેવો હું દાસ તુમારો, કરુણાસિંધુ ગ્રહો કર મારો-હરિ૦ ટેક.
સાંકડાના સાથી શામળિયા, છો બગડ્યાના બેલી;
શરણ પડ્યો ખળ અમિતકુકરમી, તદપિ ન મૂકો ઠેલી- હરિ૦ ૧

નિજ જન જાણી જાતી લજ્જા, રાખોછો શ્રીરણછોડ;
ધન્ય ભાગ્યની સફળ કરોછો, પૂરો બરદ-બળ કોડ- હરિ૦ ૨

અવળાનું સવળ કરો સુંદરવર, જ્યારે જન જાએ હારી;
અયોગ્ય યોગ્ય પતિત કરો પાવન, પ્ર દાખ-દુકૃત હારી-હરિ૦ ૩

વિનતિવિના રક્ષક નિજ જનના, દોષતણા ગુણ માનો;
સ્મરણ કરતાં સંકટ ટાળો, ગણો ન ગોટોનાનો.- હરિ૦ ૪

વિઠ્ઠળપરાધીનપીડા પ્રજાળો, આતરનું દુખ જાણો;
આરતબંધુ સહિષ્ણુ અભયકર, અવગુણ ઉર નવ આણો.- હરિ૦ ૫

સર્વેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, દયાપ્રીતમ ગિરિધારી;
શરણાગતવત્સલ શ્રીજી મારે, મોટી છે ઓથ તમારી.- હરિ૦ ૬

પદ ૩.

ચિંત તું શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે— ટેક.

સ્થાવરજંગમ-જડચેતનમાં, માયાનું બળ ઠરે;
સમરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મમરણ જાય પરે. કૃષ્ણ૦ ૧

નવ માસ પ્રાણી કૃષ્ણચંદ્રનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવરણ થયું ત્યારે, લખચોરાસી ફરે. કૃષ્ણ૦ ૨

તું અતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનમૂઓ, હરબ્રહ્માથી નવ ફરે. કૃષ્ણ૦ ૩

દોરી સર્વેની એના હાથમાં, ભરાવ્યુ ડગલું ભરે;
જેવો જંત્ર વજાડે જંત્રી, તેવો સ્વર નીસરે. કૃષ્ણ૦ ૪

થનાર વસ્તુ થયાંકરે, જ્યમ શ્રીફળમાં જળ ભરે;
જનાર વસ્તુ એણીપેર જાશે, જ્યમ ગજ-કોઠું-ગરે. કૃષ્ણ૦ ૫

જેવું જેટલું જ્યમ જે કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહિ કોઇથી, શિદ ફૂટાઇમરે. કૃષ્ણ૦ ૬

તારું ધાર્યું થાતુંહોય તો, સુખ સચી દુખ હરે;
આપપણું અજ્ઞાનકુળ એ, મૂળ વિચારે ખરે. કૃષ્ણ૦ ૭

થાવાનું અણચિંત્યુ થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ ભરોસો રાધાવરનો, દયા શિદને ડરે. કૃષ્ણ૦ ૮

અર્જ સાંભળો અનાથ જનની, શ્રવણે શ્રીરણછોડ ;
એકવાર સન્મુખ જુઓ શામળિયા, પોંચે મનના કોડ,
હસીને બોલાવો રે, દયા તું મારો કહી. ભટ૦ ૪

---

## रुखमणीविवाहगांथो.

વળતા શુકજી પછી એમ બોલીઆ, સાંભળ ભૂપતિ રે ;
એવુ સાંભળી પ્યારીનું પત્ર, વિકળ થયા પતિ રે. ૧

પ્રભુ કહે શું કહિયેરે ભૂદેવ, અમારી પણ એ ગતિ રે ;
એ રાજકુમારી માટ, નિદ્રા નથી આવતી રે. ૨

અમો પણ પત્રવાટ જોતાહતા, વિલંબ નથી કસી રે ;
એવું કહીને ઉઠયા તતખેવ, ચિંતા મન વસી રે. ૩

કહ્યું સારથિને રથ લાવ, મારો શીઘ્રે સજ કરી રે ;
કેહેતામાં લાવ્યો તતકાળ, આરૂઢ થયા હરિ રે. ૪

માંહે બ્રાહ્મણને પણ બેસાડ્યો, ચતુરશિરોમણિ રે ;
તમપાખે નિપાને કોણ, કેરી જઇ વધામણી રે. ૫

એવુ કહી રથ ત્યાંથી ખેડાવીઓ, વાયુવેગેકરી રે ;
થોડી વારમાં પોંતો તાંહે, જાંહાં છે કુંદનપુરી રે. ૬

નગ્ર દીઠુ ને બ્રાહ્મણ મોકલ્યો, જઇ દો વધામણી રે ;
હાવાં ત્યાં પણ થાએ સુકન, શ્રીઅંગે રુકમણી રે. ૭

વામ ઉર ને બાહુ ફરકી આંખડી, જોઇને વિચારતાં રે ;
એવામાં દીઠો આવતો વિપ્ર, વિમાસણ ધારતાં રે. ૮

બોલ્યા ગોરજી બાઇજી વધામણી, છે પ્રભુ આવીઆ રે ;
એવું સાંભગી હરખ ન માય, બોલ્યાં પ્રાણ લાવીઆ રે. ૯

મુનિ કહે પુરસમીપ પધાર્યા, પછી મુને મોકલ્યો રે ;
કાવ્યુંછે હાવાં રેજો પ્રમંન, દિવસ આવ્યો ભલો રે. ૧૦

પછે બહુ ધન વિપ્રને આપીજ્ઞ, તે પણુ કહું કથી રે;
પધરાવ્યાછે પ્રાણજીવન, તેસમ તો કશું નથી રે. ૧૧

પછે પ્રેમસું કીધો પ્રણામ, શ્રીજગદંબા રુકમણી રે;
દીધી આશિષ પ્રસન્ન થઇ, રુપિ ચાલ્યા મદિરભણી રે. ૧૨

હાવાં દ્વારિકામાં કેમ નીપન્યું, તે પણ કહું કથી રે;
બળદેવજી કહે પ્રભુ ક્યાંહાં, પધાર્યા દીસતા નથી રે. ૧૩

પછે ખબર થઇ જે પોતે તો, પધાર્યા કુંદનપુરી રે;
શુણી હળધર થયા તૈયાર, સૈન્યા સૌ સજ કરી રે. ૧૪

જાણ્યું બંધવ એકલો કુમકે, પૂંઠે પોતે પળ્યા રે;
બહુ શીઘ્રતાએ બળભદ્ર, પ્રભુને આવીમળ્યા રે. ૧૫

પછે ખબર પધાર્યાની, ભીમકરાજાએ સાંભળી રે;
સામા આવી કર્યું સનમાન, પ્રીતેથી હળીમળી રે. ૧૬

પછે પધરાવ્યા પુરમાંહિ, ઉતાર્યા તે સ્થળે રે;
જાંહાં ધાર્યોહુતો જાનીવાસો, થયું તે ઇચ્છાબળે રે. ૧૭

કીધુ પૂજન બહુવિધિ કૃષ્ણનું, રામનું પણ કર્યું રે;
ઘણાં આપ્યાં આભૂષણવસ્ત્ર, રાજાનું મન ઠર્યું રે. ૧૮

કીધી આગતાસ્વાગતા બહુવિધિ, ને રાયજી વળ્યા રે;
સમાચાર જાણી પુરલોક, સહુ જોવા મળ્યા રે. ૧૯

જોઇ સ્વરૂપ સુધડતા શ્રીકૃષ્ણની, મોહ પામ્યું સહુ રે;
આ તો વર છે શ્રીરુકમણીજોગ, જોડું શોભે બહુ રે. ૨૦

અમારાં કંઇ સુકૃત હોય તે, આવીને આં ફળો રે;
તે થકી પણ આ વર રુકમણીને નિશ્ચે મળો રે. ૨૧

હાવાં નગરીમાં ઘેરઘેર તોરણ, કદળીસ્થંભ છે રે;
પુરશોભા કહી નવ જાય, વેવાઆરંભ છે રે. ૨૨

હાવાં કન્યાને પીઠી-ચોળાય છે, મંગળ ગવાયછે રે;
પેલે શિશુપાળે ચોળીછે રાખ, ને પાઠી ફેવાયછે રે. ૨૩

હાવાં અંબિકા પૂજવા કન્યા, ચાલ્યાં ત્યાં શોભા બણી રે;
મધ્ય ચરણ ચાલેછે આપ, વીંટીવળી સ્ત્રી ઘણી રે. ૨૪

દેશદેશના ભૂપ આવ્યા ને, મરવે સાથે સજ થયા રે;
ઉઘાડાં ધરયાંછે ખડ્ગ, શસ્ત્ર પાંઝીરયાં રે. ૨૫

કન્યા પારવતીજી પૂજ્યાં, ગોરાણી પૂજાવીઆં રે;
કર્યું ધૂપદીપનૈવેદ, તંબોળ ધરાવીયાં રે. ૨૬

પુષ્પમાળા ધરી કરી આરતી, ને પાએ લાગીઆં રે;
મુજને મળજો શ્રીકૃષ્ણ ભરથાર, એ ફળ માગીઆં રે. ૨૭

ગુરુપત્નીને મુખદ્વારે બોલીને, ઉમાએ એમ કહ્યું રે:
તુંને ઇચ્છાવર મળશે તે કારણ, જાણે સિદ્ધ થયું રે. ૨૮

શુણી એવું વળ્યાં સુકુમારી, સખીકર કર ગ્રહી રે;
તે સમે નથી શોભાનો પાર, તે કેમ શકુ કહી રે. ૨૯

લાંબી વાસુકી સરખી વેણ, સચીકણ શામળી રે;
અર્ધચંદ્રાકારે છે કપાળ, નાસા જાણે શુક વળી રે. ૩૦

કોટિ શશી ને સૂરજ ઝાંખા પડ્યા, મુખ એનું નિરખતાં રે;
દંતપંક્તિ કુંદકળીપુષ્પ, વરખે છે હરખતાં રે. ૩૧

મોટી અણિયાળી ચચળ આંખડી, બાજૂડી શોભીએ રે;
રદે કર કટિ સિંહસમાન, હરિમન લોભીએ રે. ૩૨

ચાલે મદગતિ ગજસરીખડી, નૂતન વસ્ત્ર છે રે;
શોભે નખશિખ આભ્રષ્ણ સાર, દુષ્ટઉર શસ્ત્ર છે રે. ૩૩

હાવાં પ્રાણપતિ દીઠા સનમુખ, નિરખવાકારણે રે;
વામહસ્તે ઊંચા કીધા કેશ, તે લટકાને વારણે રે. ૩૪

એવી શોભા જોઇને મૂર્છિત થયા, સૌ જન ભૂપતિ રે;
પ્રભુ જોતાં મહુ સ્ત્રીજનની પણ થઇ એ ગતિ રે. ૩૫

પછે તે સમે તારુણી નેત્રવડે નાથ તેડીઆ રે;
પ્રભુજી કહે સમો છે હાંક, કેતાં અશ્વ ખેડીઆ રે. ૩૬

નિજ રથદંડ ગ્રહી ઊભાં રુકમણી, રથ ત્યાં આણ્યો સહી રે;
પ્રભુએ પોતાના રથમાંહે, ખેંચીલીધાં કર ગ્રહી રે. ૩૭

પાસે બેસારીને રથ હાંક્યો, આનંદ અતિ થયો રે;
જે જે શબ્દ કરે સુરજંન, રુકમણીકર હરિ ગ્રહ્યો રે. ૩૮

વળણ.

હરિ ગ્રહ્યો કર જાણીને, હરખ્યાં સરવ સ્વજંન રે;
પેલા રાજાઓની મૂરછા વળી, થૈગયાં શ્યામ વદન રે. ૩૯

અરે આ શું થયું કૃષ્ણે, કર્યું કન્યાહરણ રે;
શું મોઢું કોઇને દેખાડિયે, આથકી સારું મરણ રે ૪૦

---

## नर्मकविता.

### वर्षाऋतु.

( मालिनीवृत्त. )

ધડીઘડી તડકો ને, છાંયડો ફેરવાએ,
ગરમીથી ઉકળાટો, પ્રાણીને ભારી થાએ;
અહિં તહિં બહુ દીસે, દોડતાં અભ્ર કાળાં,
સકળ જન કહે એ, વૃષ્ટિના થાય ચાળા. ૧

ફડફડ ફફડાવે, ધૂળમાં ચલ્લી પાંખ,
પસરીજ બગ બેસે, પાંખ પોતાની સાફ;
અરણ્વથી કિનારે, આવતાં પંખી ભાળ્યાં— સકળ૦ ૨

ફર ફરે ફર આવે, ચડ વા શતદાડો,
ખરરર થરરર શબ્દે, હાલતાં થાય ઝાડો;
રસ બહુ ઉતરેછે, યંત્રમાંહે રૂપાળા— સકળ૦ ૩

અધિક ભીની હવા તો, નિત્યકર્તી જણાએ,
પસરી ફુલસુગંધી, આવતી ખૂબ થાએ;
દુરિથકી સભળાએ, વાગતા ઘંટ શાળા— સકળ૦ ૪

કૃમિ ગરમિ હવાએ, ખાર તે પિગળાએ,
ઉધઇ કીડી મકોડી, જોરમાં ઉભરાએ;
તજવીજ કરતાં રે, બાંધવે પંખી માળા— સકળ૰ ૫

ઇંદ્રધનુષ જણાએ, પીત સૂર્યાસ્તભાસ,
અતિ ઉજળું કુંડાળું, ચંદ્રની આસપાસ;
વિજળી ઘણી ઇશાને, નૈરુતા વા શીતાળા— સકળ૰ ૬

---

## ઉનાળામાં.

( માલિની )

સરસ પવન ટાઢો, મંદ વાસિત આવે,
સકળ વસતુ અંગે, હોંસ આનંદ લાવે;
વન ઉપવન સધાં, દીસતાં રમ્ય રંગી,
નવલજ અનુરાગે, પ્રાણિયો છે ઉમંગી. ૧

વિધ વિધ વિધ રંગે, ફૂલડાં શોભી બેકે,
ઊંચીનીચી ઘટપત્રે, વેલીયો ખૂબ લેકે;
મધુરરસફળો તે, સર્વને પાસ તેડે,
વળી બીહુ પચરંગી, પખિયો ગાય કોડે. ૨

વિવિધ ફુલલતાએ, ખૂલતા માંડવાઓ,
તરુણતરુતણા છે, ડોલતા છાંયડાઓ;
હરખથી નરમાદા, પંખી ઝૂલે હિંડોળે,
મધુરસસુખ તે લે, ભાગ્યશાળીજ હોએ. ૩

પરવતતણી ટાંચે, મોર કોએલ આબે,
મધુર રવ કરેછે, ધન્ય સાદેજ લાંબે;
હરિત સરસ આંબે, મોરના ગુચ્છમાં તે,
મધુકરજૂથ ઘૂમે, હર્ષઘેલાઇમાં રે. ૪

દિવસ સુરખી મારે, ફૂમળે સૂર્યતાપે,
નિરમળશશિયોગે, રાત તો રમ્ય લાગે ;
સરસ ફુલપરાગો, ઠામઠામેજ ઊડે,
નિરખી સકળ તુંમાં, ભાવથી કો ન બૂડે. ૫

અતિશ ગરમ કીધું, સૂર્ય સંધે પ્રકાશે,
મૃગજળ બહુ ભાસે, ક્ષારવાળી જગાએ ;
સખત લૂં વરસે ને, ચોદિશા શૂન્ય થાએ,
નદીસરવરકેરાં, પાણી સુકાઇજાએ. ૬

બહુ ડર ઉપજાવે, ખેતરો તો તપેલાં,
ઘર મૂકી કરવા તે, રે પ્રવાસો ન સેલા ;
અતિશય ઉકળાટો, વાદળાં તાપ લાવે,
શ્રમ સહજ કરતાં, સોક થાકીજ જાએ. ૭

ખૂબ લટકતાં આંબે, દીસતી કેરિયો ને,
અવર ફળ ઘણાંઓ, દે રસો મિષ્ટ મોને ;
હરિત ગુરુ તરુઓ, શોભતાં પાતરાંથી,
સુખ સરવ જીવોને, આપતાં છાંયડાથી. ૮

પરવતની તળેટી, તેથી થોડેક દૂરે,
સુણું અટકતી ગાતી, કુંજ ધીમેજ મૂરે ;
સરખી મધુર ચૂં ચૂં, કૂપસારેગી વાગે,
ઝરર પડતું પાણી, નિર્ગતુ રમ્ય લાગે. ૯

ચરીકરી વળતુ તે, પાછું ગોવારું જોડી,
ફૂડું કરતુંજ એ બે, ટોળુ ઘેટાંનું જોડી ;
વળી રમણિય જોડી, થઇ દીનાતસીમા,
રસે પિયુજની કેરી, રે રામુ પોકળીમાં. ૧૦

## ईश्वरप्रार्थना.

( शार्दूलविक्रीडितवृत्त. )

જે જે બ્રહ્મ અનંતગોળકરતા, દેવાધિદેવા હરે,
તારી આંખવિના શું વિઘ્નહરતા, થાતે અમોથી અરે;
જે જે સર્વ ભર્યાંછ યોગ્ય પગલાં, તે તે કૃપા તાહરી,
કર્તવ્યો બહુ છે હજી તું હમને, દેજે મતિ ઓ હરી. ૧

સંપે રાખી પરસ્પરે કરવ તું, કામો સુધારાતણાં,
દેશીઓતણું થાય સૈજ ચડતી, કાંઇ ન રેહે મણા,
જાતિબંધનકોટ તે તૂટીપડે, રસ્તા બીજા મોકળા,
તે તું તોડવ બુદ્ધિ-સાહસબળે, વેમોની જાએ બલા. ૨

મ્હોટાં સંકટમાં બહુ ધીર ધરી, સામે ઊભું રેહતાં,
લાગે આગળ સાહસે વધી જતાં, સાથી રૂડા જોઇતા;
સન્મિત્રો ઘરવેર તે વિસરીને, પ્રેમે કરે સાહ્યતા,
તેવી તું કર પ્રેરણા ઝટ થશે, દેશીની ઉત્કર્ષતા ૩

ઝાઝું શું પ્રભુ તુજને વિનવિયે, થોડા અમે તો છિયે,
શત્રુ તો બળવાન છે રણવિષે, કેમેકરી જીતિયે;
દેશીનું હિત જાણીને હું હું કરી, ઝુડો કર્યો મોખરે,
હાવાં તો સરદાર તું જયતણો, ડંકો કરાવે ખરે. ૪

---

## कबीरवड.

( शिखरिणीवृत्त )

ભૂરો ભાસ્યો ઝાંખો, દૂરથી ધુમસે પાડસરખો,
નદીવચ્ચે ઊભો, નિરભયપણે એકસરખો;
દીઠ્યો હાર્યો જોદ્ધા, હરિતણું હદે ધ્યાન ધરતો,
સવારે એકાતે, કબીરવડ એ શોક હરતો,

કરે દેખાવે ઝો, અચરતી જણાએ જગતમાં,
ખરે એ મોરાંનો, મગરુબ રહે દેશ નવ કાં ?
મનાએ સત્સંગે, પવિતર કબીરાભગતમાં,
પ્રજાની વૃદ્ધિએ, નિત અમર કેવાય નવ કાં ? ८

ફૂટી ડાળોમાંથી, પ્રથમ તરુકેરી નિકળતા,
ખુંચે તેવા તંતુ, વધીજઇ નીચે તે લટકતા;
જટાની શોભાથી, અતિશ શરમાઇ શિવ ઉઠયા,
જટાને સંકેલી, વડ તજી ગિરિએ જઇ રહ્યા. ९

ઉનાળાનો ભાનુ, અતિશ મથી ભેદી નવ શકે,
ઘટા ઉચે એવી, જન શીતળછાયાસુખ લિયે;
ખુલી બાજુઓથી, બહુ પવન આવી જમીનને,
કરે ચોક્ખી રૂડી, પછી મિત થઇને ખુશિ કરે. १०

ઘણા જંતુ પંખી, અમનસુખ પામે અહિં રહી,
ઘણા જાત્રાળુઓ, અહિં ઉતરતા પુણ્ય સમજી;
ઘણા શિકારીઓ, ગમત કરતા રે બહુ અહીં,
હજારો લોકોને, અડચણ સમાતાં અહિં નહીં. ११

અહીંઆંથી જોતી, ચકચકતી વેતી નદી દૂરે,
પશુ કો જેવાં જે, અહિં તહિં ચરે બેટઉપરે;
ઘટા ભારે જોતી, શબ્દ સુણવા કોઇ ખગના,
દીસે વાયુ સેવો, સુખ નવ હીણા લે કરમના. १२

ઘટા-થાળાં-લીધે ઘણીક ફરવાની ગલી થઇ,
અખોલો બધાઇ, રમણિય બહુ બેઠક બની;
નિરાંતે જેમાં તો, ખુશીથકી રમે લાલલલના,
નિરાંતે જેમાં તો, ખુશીથકી રહે જોગી જપમાં. १३

દીપે છાપી જાણે, હરિત કુમળાં પત્ર દ્રુમશાં,
વળી રાતા રેટા, સુગી બહુ જીવો પેટ ભરતા;

પડે બાજુએથી, બહુ ખુશનુમા રંગકિરણો,
નીચે ચળકે તડકે, બરફસરખાં ઠારથી પડો. ૧૪
ઠરી મારી આંખો, કબીરવડ તુને નિરખીને,
ખરી પાપી બુદ્ધિ, ખરીજ ફેરી જાત્રા થઇ મને;
વિશેષે શોભેછે, ગભીરવડ તુથી નરમદા,
કૃતાર્થી મોટો હું, દરશનવડે છું નરમદા. ૧૫



## नरसिंहमेतो.

"એ જૂનાગઢનો વડનગરો નાગર. એ સંવત ૧૫૦૦ માં હતો. એની કવિતાવાળી કુમળી, સાદી-અલંકારવિનાની, સરળ ને કોમળી છે. કાઠિયાવાડનો છતાં એની ભાષામાં સુરતીભાષાની કોમળતા છે. એણે ઘણુંકરીને પ્રભાતના રાગોમાં લખ્યું છે. કવિતાનો જીવ જે રસ તે નરસિંહની કવિતામાં સ્વાભાવિક, આછો, સાદો, નિર્મળો ને સ્થાયી છે—તુળસીવૃંદના સુવાસજેવો. એની કવિતાનો વિષય ભક્તિભાવજ છે, પણ વર્ણનઉપરથી વત્સરસ, શૃંગારરસ, હાસ્યરસ, શાંતરસ અને સંસારી નીતિબોધ એના ચળકારા થોડા અથવા ઘણા બાર સ્પષ્ટ જણાઇઆવેછે. એણે પ્રભાતકાળની શોભાનાં વર્ણન સુંદર અને આનંદ પમાડે તેવાં કર્યાંછે—પ્રભાતિયાં તે નરસિંહમેતાનાંજ. એની કૃતિમાં પદજ મુખ્ય છે. એણે તત્વજ્ઞાનબોધનાં થોડાંએક પદ કર્યાંછે તેમાં પણ ભક્તિભાવ ખરો. નરસિંહમેતો પહેલા વર્ગના નહિ પણ બીજા વર્ગના કવિઓની પંક્તિમાં માનભાગે શોભેછે. ભરતીઓટને આધીન નહિ એવી રૈતાળનળની નાની નદી શરદ્ ઋતુમાં સવારે, બપોરે, સાંજે, રાતે ચાંદરણામાં પવનથી લહરી કરતી હોય તેવી નરસિંહની કવિતા છે.

---

### पद १.

(झुलणाछंद—प्रभात.)

રાત રહે જાહરે પાછલી ખટ ઘડી, સાધુપુરુષને સુઇ ન રેવું;
નિદ્રાને પરહરી સમરવા શ્રીહરિ, એક તું એક તું એમ કેવું. રાત० १

જોગિયા હોય તેને જોગ સંભાળવા, ભોગિયા હોય તેને ભોગ તજવા;
વેદિયા હોય તેને વેદ વિચારવા, વૈષ્ણવ હોય તેને કૃષ્ણ ભજવા. રાત० २

સુકવિ હોય તેને સદગ્રંથ બાંધવા, દાતાર હોય તેને દાન કરવું;
પતિવ્રતાનારને કંથને પૂછવું, કંથ કહે તે તો ચિત્ત ધરવું. રાત० ३

આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈંના સ્વામીને સ્નેહથી સમરતાં, ફરી નવ અવતરે નર ને નારી. રાત० ४

### पद २.

શા સુખે સૂતો સંભાર શ્રીનાથને, હાથ તે હરિવિના કોણ સાહે;
તાત ને માત સુત ભ્રાત રોળે મળ્યાં, દોહલી વેળા સૌ દૂર જાશે. શા० १

ઊંધે મસ્તક હતો ઉગ્રતપ આચરી, ભક્તિ કીધી ભગવાનકેરી;
અવતરી પાશ બંધાયો માયાતણે, લંપટી લાલચે લીધો ઘેરી. શા૦ ૨

દિવસે ચોદશ ભમ્યો રાત નિદ્રાવિષે, સ્વપ્નમાં સાંભરે મોટી માયા;
પલક પરવાર નહિ હરિને ભજવાતણો, જ્યાંલગી જીવસંજોગ કાયા. શા૦ ૩

ધંનધામેકરી મોહીરહ્યા લોભિયો, વેદના વિસરી ગર્ભકેરી;
નાથત્રિલોકના હરિ ન સંભારિયા, જ્યારે રાખ્યોતો જઠરામાં ઘેરી. શા૦ ૪

જાગરે જીવડા વાજઆવ્યો ઘણું, કેટલોએક પ્રતિબોધ દીજે;
નરસૈંના સ્વામીને નિત્ય સંભારતાં, દેહનાં દુકૃત દૂર કીજે. શા૦ ૫

પદ ૩.

(રાગ-પંચમ.)

જુવાનીને દાડેરે હરિને જાણ્યા નહીં રે, મોહ્યું પરદારાસાથે મંન;
કાંઇકને મોહ્યોરે કામનીના કલ્પમાંરે, કાંઇએક જોડવા ધાયો ધંન. જુ૦ ૧

પચ્ચિસ ને પચાસેરે પરપંચમાં ગયાંરે, દોહેલા આવ્યા સાઠવર્ષના દંન;
સિત્તેરને સુધીરે કાંઇ સમજ્યો નહીંરે, પછે ચાલ્યો સાધન કરવા વન. જુ૦ ૨

આંખડિયે ન સુઝેરે ગળે બહુ નાસિકારે, બોલે તે તો સભળાએ નહિ કર્ણ;
માયા તો ન મૂકેરે તૂટે નહીં તૃષણારે, ઓળખ્યાયા નહિ અશરણશર્ણ. જુ૦ ૩

હાથમાં લાકડીરે ચરણ ચાલે નહીંરે, તઠીને શિથિળ થયુંછે તંન;
મુખમાંહી દંતરે એક દીસે નહીંરે, તોય પાપી ઉદર માગે અન્ન. જુ૦ ૪

ભાગ્ય જેનું ભલુંરે આ અવસરને ઓળખ્યોરે, તે તો પ્રાણી કેવાએ હરિના જંન;
નરસૈંના સ્વામીનેરે સુખમાં સંભારજોરે, જો હોય પેલા ભવનું પુણ્ય. જુ૦ ૫

પદ ૪.

(રાગ-વેરાવળ.)

સુખદુ:ખ મનમાં ન આણીએ, ઘટસાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં. સુખ૦ ૧

નળરાજાસરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અરધે વસ્ત્રે વનમાં ભમ્યો, ન મળે અન્ન ને પાણી. સુખ० २

પાંચ પાંડવસરખા બાંધવા, જેને દ્રુપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી. સુખ० ૩

સીતાસરખી સતી નહીં, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરીગયો, સતી મહા દુખ પામી. સુખ० ४

રાવણસરખો રાજીઓ, મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇગયાં, બધી લંકા લૂટાણી સુખ० ५

હરિચંદ્ર રાય સતવાદીઓ, તારાલોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચઘેર પાણી. સુખ० ६

શિવજીસરખા સંતો નહીં, જેની પાર્વતી રાણી;
ભોળવાયા ભીલડીથકી, તપમાં ખામી ગણાણી. સુખ० ७

સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાગી ભૂધરે, મેતા નરસૈંને સ્વામી. સુખ० ८

पद ६.

(राग असावरी.)

વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે;
પરદુ:ખે ઉપકાર કરે તોએ, મન અભિમાન ન આણે રે. १

સકળ લોકમાં સૌને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે તો, ધનધન જનની તેની રે. २

સમદૃષ્ટિ અને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વાથકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. ૩

મોહમાયા વ્યાપે નહિ જેને, દૃઢવૈરાગ જેના મનમાં રે;
રામનામસું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે. ४

વણલોભી ને કપટરહિત છે, કામક્રોધને નિવાર્યા રે;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુળ એકોતર તાર્યાં રે. ૫

पद ६.

( झुलणाछद—प्रभात. )

શરીર શોધ્યાવિના સાર નહિ સાંપડે, પંડિતા પાર નહિ પામો પોથે;
તાંદુલા મેલીને તુષને વળગી રહ્યો, ભૂખ નહિ ભાગે એમ ઠાલે થોથે. ૧

રસના સ્વાદમાં સર્વ રુધાઇરહ્યા, વિગતિ ગુરુજ્ઞાનવિનારે ગુંથે;
વાણીવિલાસમાં વિવિધ વાણીવડે, પરહરી વસ્તુને વળગે ચૂંથે. ૨

શબ્દ શીખે ખરો સકળ વિધા ભણે, અધ્યાત્મ ઊચરે આવી ઓથે;
પ્રપંચ પિંડમાં રહ્યો અહંકાર નવ ગયો, આથડ્યો એમ અનંત કોડે. ૩

શાસ્ત્રકથા કહે રજનીમાં આથડે, એમ અજ્ઞાનમાં શીશ ગોઠે;
ભણે નરસૈંયો જે ભેદ જાણી જુઓ, મેં તો રચી કર્યું પદ ચોથે. ૪

पद ७.

જાગીને જોઉં તો જગત દીસે નહિ, ઊંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્યવિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મપાસે. ૧

પંચમહાભૂત પરિબ્રહ્મવિષે ઊપન્યા, અણુઅણુમાંહી રહ્યારે વળગી;
ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડથકી ડાળ તે નહિરે અળગી. ૨

વેદ તો એમ વદે શ્રુતિસ્મૃતિ સાખ દે, કનકકુંડળવિષે ભેદ નોએ,
ઘાટ ઘડિયા પછી નામ રૂપ જુજવાં, અંતે તો હેમનુંહેમ હોએ. ૩

જીવ ને શિવ તો આપઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદલોક કીધા,
ભણે નરસૈંયો એ તેજ તું તેજ તું, એને સમર્યાથી કઇ સંત સીધ્યા. ૪

पद ८.

જે ગમે જગતગુરુ દેવ જગદીશને, તેતણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાઇ નવ સરે, ઊગરે એક ઉદ્વેગ ધરવો. ૧

હું કરું હું કરું એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિમંડાણ છે સર્વ એણીપેરે, જોગી જોગેશ્વરા કોઇક જાણે. ૨

નીપજે નરથી તો કોઇ ના રહે દુખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રૈંક કોઇ દૃષ્ટ આવે નહીં, ભવનપર ભવનપર છત્ર દાખે. ૩

રુતુ લતા પત્ર ફળફૂલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યું, તેહને તે સમે તેજ પોંચે. ૪

સુખ સંસારી મિથ્યા કરી માનજો, કૃષ્ણવિના બીજું સર્વ કાચું;
જુગલ કર જોડી કરી નરસૈંયો એમ કહે, જન્મપ્રતિજન્મ હરિનેજ જાચું. ૫

પદ ૯.

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જુજવે રૂપે અનત ભાસે;
દેહમાં દેવ તું તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે. ૧

પવન તું પાણી તું ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થૈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એજ આશે. ૨

વેદ તો એમ વદે શ્રુતિસ્મૃતિ સાખ દે, કનકકુંડળવિષે ભેદ નોએ;
ઘાટ ઘડિયા પછી નામ રૂપ જૂજવાં, અતે તો હેમનુંહેમ હોએ. ૩

ગ્રંથ ગડબડ કરી વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન કર્મ વચનથી આપ માની લહે, સત્ય છે એજ મન એમ સૂજે. ૪

વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તું, જોઉં પટતરો એજ પાસે;
ભણે નરસૈંયો એ મનતણી શોધના, પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે. ૫

પદ ૧૦.

જ્યાંલગી આતમા તત્ત્વ ચીન્યો નહીં, ત્યાંલગી સાધના સર્વ જૂઠી;
માનુષ્યદેહ તારો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટિ વૂઠી. ૧

શુ થયુ સ્નાન સેવા ને પૂજાથકી, શુ થયુ ઘેર રહી દાન દીધે;
શુ થયુ ધરી જટા ભસ્મલેપન કરે, શુ થયુ વાળલોચન કીધે ૨

શુ થયુ તપ ને તીર્થ કીધાથકી, શુ થયુ માળ ગ્રહી નામ લીધે;
શુ થયુ તિલક ને તુળસી ધાર્યાથકી, શુ થયુ ગગજળપાન કીધે. ૩

શુ થયુ વેદવ્યાકરણવાણી વદે, શુ થયુ રાગ ને રગ જાણે;
શુ થયુ ખટદર્શન સેવાથકી, શુ થયુ વરણના ભેદ આણે ૪

એ છે પરપચ સૌ પેટ ભરવાતણા, આતમારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈંયો કે તત્ત્વદર્શનવિના, રત્નચિંતામણિ જન્મ ખોયો ૫

पद ११

અલ્યા નામ પામ્યો પણ રામને નવ લહ્યા, વૈષ્ણવપદકેરુ બિરદ ઝાલે;
ઘરવચ્ચે પુત્રવિના જેવુ પારણુ, વરવિના જેહવી જાન માલે ૧

વ્યાધિની વેદના વિશ્વની ના ટળે, હાલો ગગનમા મેઘ ગાજે,
હરિને જાણ્યાવિના હરિકેરો જન થયો, વાતપકવાનથી ભૂખ ન ભાગે ૨

તું એમ જાણે જે હરિજન હું થયો, વિષ્ણુપદ ગાઇ થયો ભક્ત ભવમાં,
કરણી તો કાગની હોડ કરે હસની, હસને તો હસીકાડે લવમા ૩

પડમા પ્રભુ પણ પ્રગટ પેખે નહીં, ફોગટ બ્રહ્મને દૂર ભાળે,
અગણિત બ્રહ્મનુ ગણિત લેખુ કરે, દુષ્ટભાવેકરી માળ ઝાલે ૪

જો નિરાકારમા જેહનુ મન ગળે, ભિન્નસસારની ભ્રાંતિ ભાગે;
દાસ નરસૈંયો તે તેને ચરણે નમે, જ્ઞાનવિજ્ઞાનની જ્યોત જાગે. ૫

# प्रेमानंद

"એ વડોદરાનો ચોવીસો બ્રાહ્મણ એ દિલ્હીના ઔરંગઝેબ ને મહમદશાહ એ બાદશાહોના વખતમા હતો પિલાજી ગાયકવાડે વડોદરામા સંવત ૧૭૮૭ મા ગાદી સ્થાપી તે વેળા પ્રેમાનદ હૈયાત હતો એમ અનુમાન થઇશકેછે સવત ૧૭૩૬ થી તે ૧૭૯૬ સુધીમા પ્રેમાનંદનું મરણ થયનુ એની વખતમા ઈંગ્લંડમા મિલ્ટન, ડ્રૈડન, ને પોપ એ કવિઓ હતા સંવત ૧૭૦૦ થી તે ૧૭૯૯ સુધી એટલે અઢારમા સૈકામા જે સારા સારા કવિઓ થયા તેમા અને ગુજરાતી ભાષાના સર્વ કવિઓમા પ્રેમાનદ મુખ્ય છે એના રચેલા ગ્રથો —ઓખાહરણ (૧૭૨૩), અભિન્યુ આખ્યાન (૧૭૨૭), મુદાલસાઆખ્યાન (૧૭૨૮), હુંડી (૧૭૩૦), હારમાળા (૧૭૩૪), સુદામાચરિત્ર (૧૭૩૮), મોસાળુ (૧૭૩૯), રણયજ્ઞ (૧૭૪૧), નળાખ્યાન (૧૭૫૧), અને ભાગવત દશમસ્કંધના બાવન અધ્યાય, રુખમણીહરણ, વિવેકવણજારો, દાણલીલા, શ્રાધ વગેરે (ઉપર આપેલા વર્ષો અનેક પ્રતોની સમ્મતિ મળેથીજ ખરા ઠરે) કવિતાનો આત્મા જે રસ તે પ્રેમાનંદની કવિતામા ઘણુકરીને એકસરખો સાધારણ ઉજળો ને ધારો હોય તેવો દીપેછે એની કવિતા કરુણા ને હાસ્ય એ બે રસથી વિશેષ વ્યાપ્ત છે ને બીજા રસ શૃગાર, વીર, અદ્‌ભુત એ પ્રસગોપાત સારા દેખાયછે પ્રેમાનંદે સ્વભાવ સ્થિતિ–રીતભાતનુ અનુકૂળ ગૌરવવાળી શુદ્ધવાણીમાં રસભર્યું વર્ણન કર્યુછે અલંકાર પણ ઘટતા અને સારા છે એણે એની પેલા થઇગયલાઓના દેશી રાગ–ઢાળમા અથવા તેમા વધારોઘટાડો કરી નવા કરી એ રીતની વાણીમાં ગ્રંથ રચ્યાછે હુંડી, શ્રાધ, હારમાળા ને મોસાળુ એ ચારમા નાયક નરસિંહ મેતો છે, ને એ ચારમા ઉત્તમ મોસાળુ છે એમા ને સુદામામા હાસ્ય ને કરુણા એ બે રસ છે ગુજરાતીમા જૂદા જૂદા ત્રણ પ્રકારના હાસ્ય લખનાર અખો, પ્રેમાનદ ને શામળ એ થયાછે તેના જેવો બીજો કોઇ થયો નથી ઓખાહરણમા શૃગાર પ્રધાન છે ને તેથી ઓછો વીર છે મુદાલસામા શૃગાર કરુણા ને થોડોએક અદ્‌ભુત છે અભિમન્યુમા વીરનુ પ્રાધાન્ય અને બીજા કરુણા ને શૃગાર છે નળાખ્યાનમા કરુણાનુ પ્રાધાન્ય ને શૃગાર હાસ્ય એ છે વિવેકવણજારામા શાત છે અને દશમમા સઘળા રસ છે પણ વિશેષે વત્સરસ છે

વિષયનું રૂપ અને દર્શાવવાની શક્તિ અને વાચનારાના ઉપર પડતી અસર એ ત્રણ ઉપરથી કવિતા ઉત્તમ મધ્યમ કે કનિષ્ટ કેવાય છે વળી સર્વકાળના સર્વ સ્થિતિના લોક જેટલી પસદ કરે તેટલા ગૌરવની ને તેટલી શક્તિથી લખાયલી કવિતા તે ઉત્તમ વાલ્મિક, વ્યાસ, કાળિદાસાદિ એઓએ જે પ્રતિની કવિતા કરી છે તે પ્રતિની કવિતા પ્રેમાનંદની નથી પ્રેમાનંદે વિશેષે ગુજરાતીઓને પસંદ પડે તેવી કવિતા કરીછે એની કવિતામા ઉત્તમ વર્ગના જનની સ્થિતિનુ ચિત્ર નથી પણ મધ્યમ વર્ગના જનની સ્થિતિનું વિશેષે છે એણે પોતાના ગ્રંથોમા સરકૃતમાના ને દત્તકથાના વિષયો લીધાછે અને તેને પોતાના સંસારજ્ઞાન તથા તર્કશક્તિ એ બેથી શણગાર્યા છે એની કવિતામા પાત્રજનોની મૂર્તિ યથાસ્થિત પડેલી જોવામા આવતી નથી વળી એક માણસ જૂદે જૂદે

પ્રસંગે જૂદા જૂદા રંગમાં દેખાય પણ તે તેનોતેજ છે એમ તો હોવુંજ જોઇએ—એ વિષયમાં પણ અપૂર્ણપણું દેખાય છે. કારણ કે કવિ, સ્થિતિવર્ણન કરવાના પોતાના મુખ્ય રસમાં અને પોતાની વખતના લોકને પ્રસન્ન કરવાનાં કોડમાં નિત્ય મગ્ન હતો. એનો સૌથી શ્રેષ્ઠ ગ્રંથ પોતાની ઠરેલી સ્થિતિમાં ઠરેલી કલમથી લખાયલો નળાખ્યાનનો છે. ભાગવત પછી લખ્યુંછે પણ તે વૃદ્ધાવસ્થામાં ને ઉતાવળથી લખેલુંહોય એમ ભાષા તથા વર્ણનશૈલી-ઉપરથી જણાય છે

વર્ણનરસ અને વર્ણનશૈલી એ પ્રેમાનંદની કવિતાની મોટી ખૂબી છે અને એઉપરથી ગુજરાતીઓ હુંડી, સુદામાચરિત્ર, મોસાળું, ઓખાહરણ એ ગ્રંથો અમુક અમુક ટાણે ઉમંગથી ગાયછે અને નળાખ્યાન ને ભાગવત ચોમાસામાં વાંચેછે અથવા સાંભળેછે. પ્રેમાનંદની કવિતા એ ગુર્જરી સ્થિતિપ્રદેશમાં એક સુંદર સરોવર છે કે જેની લહરીમાં સર્વ ગુજરાતીઓ પોતાનાં રોવાહસવા દુઃખસુખનાં પ્રતિબિંબ જોઇજોઇને નિવૃત્તિઆનંદમાં રેછે."

---

भागवत-दशमस्कंध

## अध्याय २०

### वर्षाशरदवर्णन.

( राग मलार. )

ગોવિંદચરિત્ર કહે ગર્ગજોગી, સાંભળીએ ભૂપાળ જી;  
અદ્ભુત લીલા વૃંદાવનની, વરણવું વર્ષાકાળ જી. ૧

શ્રીગોકુળમાં ગાજી ગાજી, વરસેછે વરસાદજી;  
તેવામાં ગૌધેન ચરાવે, રામકૃષ્ણ બે ભ્રાત જી. ૨

ગાજે ઘન વીજળી બહુ ચમકે, થાય અંધારું ઘોર જી;  
સુર ચાતક બોલે બપૈયા, નાચે કળા કરી મોર જી. ૩

અમૃતસ્વરે કોકિલા બોલે, ભ્રમર કરે ગુંજાર જી;  
અભ્રઘટાને દેખી નાસે, વચ્છ કરે હીંસાર જી. ૪

આદિત ઉડગણ ઈંદુ આચ્છાદ્યા, વાદળી ગઇ સર્વે વ્યાપી જી;  
અનંત જંતુ ઉદ્યા અવનીમાં, સૃષ્ટિ વિધિએ થાપી જી. ૫

કીટ પતંગ પ્રાણી પયવરણાં, મહૂક કરે મુખ મોર જી;
લીલાં તૃણ થયાં અવનીમાં, ઉદયા દ્રુમઅંકોર જી. ૬

નવિન પત્ર કુસુમ નાનાવિધ, નદીએ આવ્યાં પૂર જી;
નદીતટ ઊભા ગોવાળા તે, વાય વેણુ મધુર જી. ૭

કાદવે મારગ પૂરાણા, વેપારીએ મૂક્યા વેપાર જી;
આશ્રમ કીધા સંન્યાસીએ, એક સ્થળ રેવુ માસ ચાર જી. ૮

નાના વ્રત કરે સઉ નારી, તાપસ બેઠા માળે જી;
શ્રવણ કીર્તન પૂજન પ્રતિમા, વર્ણાશ્રમધર્મ પાળે જી. ૯

દુગણાં દૂધ કરેછે સુરભી, ચરે લીલાં તૃણ જી;
કર જેષ્ટિકા વાળે લંગોટી, વન જાય અશરણશર્ણ જી. ૧૦

ઝડી કરી વરસે મેવલીઓ, નયણે સૂરજ ન સૂઝે જી;
વૃક્ષતળે ઊભા અવિનાશી, ટાઢે થરથર ધ્રુજે જી. ૧૧

ઉપર જળ તળે જળ વહેછે, નથી બેસવાનો ઠામ જી;
પલાશપત્રના ટોપ કરી ધરે, મસ્તક કેશવરામ જી ૧૨

સાંજસમે આવે શ્રીગોકુળ, પૂરભર્યાં વહે નાળાં જી;
કો તરે તુમડાં કટિએ બાંધી, ગોપુચ્છ વળગે ગોવાળા જી. ૧૩

શામળીયાને સામા આવે, તારા લેઇ નંદરાય જી;
સંસારતારણ બીએ નદીમાં, જોઇને મૂકે પાય જી. ૧૪

કોટિ કૌતક કરે કમળાવર, સુણ પરિક્ષત રાજન જી:
એ તો વર્ષાકાળની કહી લીલા, કહું શીતકાળવરણંન જી. ૧૫

વર્ણવું શોભા શરદકાળની, આવ્યો આશ્વિન માસ જી;
તિમિર નિવર્ત્યું અભ્રપટાનું, થયું નિર્મળ આકાશ જી. ૧૬

પ્રગટ ઉડગણ ઇંદુ ભાસે, મહાજ્યોતિ કરે માર્તંડ જી;
રવિકિરણે પંક સુકવ્યા, નિર્મળ કીધા નવખંડ જી. ૧૭

નિર્મળ જળ થયાં સર્વસરિતાનાં, પોયણ પંકજે ઉઘડીઆં જી;
ઉત્પત્તિ થઇ મુક્તાફળની, સ્વાતિબિંદુ બહુ પડીઆં જી. ૧૮

પશુપખિણી થઇ સગળી, નવિન જીવ અવતરીઆ જી,
નિજ નાથથી પતિવ્રતાએ, ગર્ભ ઉદરે ધરીઆ જી ૧૮

પર્ણકુટિ તજી ઉઠીને ચાલ્યા, તીર્થ કરના સન્યાસી જી,
આગીઆ ઉઘલ્યા કાદવ સૂક્યા, ઘર લીપે પુરવાસી જી ૨૦

નૌકા મૂકી સમુદ્રમાહે, વેપાર કરે વેપારી જી,
વિવાહકર્મ કરે નવું ત્યારે, ગીત ગાય શુભ નારી જી ૨૧

જગન હોમ થાએ વેદાધ્યન, દાન આપે દાતાર જી,
ભક્ત મૂકાએ માયાથી જેમ, અભ્રથી મૂકાયો સૂર જી ૨૨

વૈષ્ણવે મહોચ્છવ કીધો, શૃંગારચા દેવસ્થળ જી,
નવા અન્ન આવ્યા નાનાવિધ નવા કુસુમ ને ફળ જી ૨૩

વેપારીએ ગ્રામાંતર કીધા, પરવરીઆ પરદેશ જી,
એ શીતકાળતણું છે વરણુન, લીના શ્રીહરીપ્રકાશજી ૨૪

---

## અધ્યાય ૧૬.

### નાગદમનમાથી

(રાગ વેરાડી)

(શુકવચન.)

નાગસનમુખ શામળીઆ થયા, એવે ગોવાળા શ્રીગોકુળ ગયા,
ત્રાહે ત્રાહે કરી જિહ્વા ડસે, મસ્તક ધૂણે ને કર ઘસે. ૧

શોકસંયુક્ત શ્વાસે ભરતા, શું બેઠા નંદ ગાયક ઉચરતા,
વરત્યું વિપરીત વિસ્મયવાત, કૃષ્ણે કીધો જમુનામાં ઝંપાપાત ૨

વારના ચડયો વૃક્ષની ડાળ, પુન તમારો ગયો પાતાળ,
દારુણ વાત શ્રવણે સાંભળી, પડ્યા નંદજી મુરછા વળી ૩

જેમ કુહાડે કાપે કેદળી, તેમ જશોમતી ધરણે ઢળી.
રોએ મળ્યા ગોપીના વૃંદ, પછાડે અંગ કરે આક્રંદ. ૪

રુએ દંપતી વેદના ઘણી, ધાયા નંદજી જમુનાભણી;
શકે સર્વસ લૂટીલીધું નથી, એવે રૂપે ધાયાં જસોમતી. ૫

જેમ વચ્છવિના વિહીલી ગાવડી, શ્રીકૃષ્ણવિના તેવી માવડી;
ત્યાંહે ત્યાંહે પુત્ર કેતી જાય, પડે ઘર્ણું વળી બેઠી થાય. ૬

દ્રહઉપકંઠ આવ્યું સૌકોય, ઝંપાવાનું સ્થળ ફરીફરી જોય;
દેખાડે ગોપ અગુળીએકરી, આ ઠાંએ ચડી ઝંપાવ્યું શ્રીહરિ. ૭

ઝંપાપાત કરવા જસોદા ધાય, અખા બળિભદ્રે રાખી સાહ્ય;
ઉપનંદે નંદ ઝાલ્યા બળકરી, રુએ જસોદા ગુણ ઓચરી. ૮

---

## (જસોદાવચન.)

મારુ માણકડું રીસાવ્યું રે શામળીયા,
તારા મનમાં એ શું આવ્યુ રે પાતળીયા;
હું અપરાધણુ માતાને મૂકી, શામાટે ઝંપાવ્યું રે શામળીયા—મારું૦—ટેક.

કાલિંદીનું કાળુ પાણી, માંહે વસે કાળો કાળી;
હવે આરયા તે શી મળવાની, કેમ આવે વનમાળી રે—શા૦ મારું૦ ૧

સતાનરૂપી મોટું ધન તે, કરમે લીધુ લૂટી;
મેં નવ જાણ્યું જતન કરીને, રતન પડ્યું કેમ છૂટી રે—શા૦ મારું૦ ૨

પુત્ર પામી હું છેલ્લે આશ્રમે, ઉછેર્યો પ્રતિપાળી;
નીપનો રસ ઢળી ગયો હું, વિજોગ આગે બાળી રે—શા૦ મારું૦ ૩

નાકે મોતી પાય ઘૂઘરી, મોરમુગટ સિર ધારી;
ફરી રૂપ હું ક્યાંથી દેખું, હરિ આવે ગૌ ચારી રે—શા૦ મારું૦ ૪

કાને કુંડળ મુખમાં મોરલી, સાંઝે ગોકુળ આવે;
ભૂખ્યો છોં કહી પેટ દેખાડે, મા કહી મુને બોલાવે રે—શા૦ મારું૦ ૫

પીતપિછોડી કાછ કછે, મુજકને નેતરૂં માગે;
હું ઘરડી માને થાકી જાણી, કાણુ વલોવવા લાગે રે—શા૦ મારું૦ ૬

તું પ્રાણેશ્વર તું ગોપેશ્વર, ગોપી દેહ કેમ ધરશે;
બાળસખાની કોણ વલે, આ ગાયો હીસી હીસી મરશે રે—શા૦ મારું૦ ૭

ઉંડા જળમાં વાસો કીધો, પાણીમાં કેમ ગમશે;
મોર પોપટ ને પુતળી, તારે રમકડે કોણ રમશે રે—શા૦ મારું૦ ૮

કાંઇ તું ગયો ને હું જીવુંછું, ઓછા સગપણમાટે;
સાચું વ્હાલ તો તારાં જણાએ, સાંભળતાં હૈડું ફાટે રે—શા૦ મારું૦ ૯

કાષ્ટરૂપ પાષાણ કઠિણ છે, તેથી કઠિણ છે લોઢું;
વજ્રતુલ્ય છે કાળજ મારું, લોકને શું દેખાડું મોઢું રે—શા૦ મારું૦ ૧૦

તેં મખાંતર દડાવું કીધું, મનમાં દુખ કાંઇ આવ્યું;
ઊખળનું બંધન આજ સંભાર્યું, તેમાટે ઝંપાવ્યું રે—શા૦ મારું૦ ૧૧

નંદજસોદા ગાયગોવાળા, વ્યાકુળ વ્રજની નારી;
ચાર ઘડીપુંઠે સર્વે પડ્યે, હળધર રાખે વારી રે—શા૦ મારું૦ ૧૨

---

## ઉખળાબંધન.

(છંદ ભુજંગીની ચાલ)

વાસી સ્વર્ગ સુરવર્ગ આશ્ચર્ય પામે,
આ શું કર્મ પરિબ્રહ્મને નંદધામે;
અખંડાવિનાશી વપુવેષધારી,
બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી. ૧

પ્રભુ અચ્યુતાનંદ અવ્યક્ત કહિયે,
નવ ભારતીવેદથી ભેદ લહિયે;
નિરાકાર સાકાર આનંદકારી— બાંધે૦ ૨

ગુણાતીત, ગોવિંદ ગરુડગામી,
વ્યાપમાન સર્વત્ર અંતરજામી;
પરાત્પર પ્રાણેશ સ્વઇચ્છાચારી— બાંધે૦ ૩

સહસ્ત્રશીર્ષા બ્રહ્મ શ્રીશેષશાયી,
સર્વસામર્થ્ય શૂર મહા સુખદાયી;
અસુરાંત અઘનાશ અવિગત મુરારિ— બાંધે૦ ૪

ચતુર્ભુજ ચિદ્રૂપ અક્ષયવાણી,
ગદાશંખશાર્ંગધર ચક્રપાણિ;
મુક્તાનંદ મહારાજ અમારતારી— બાંધે૦ ૫

સર્વેદ્રમુખચંદ્ર શ્વેતત્વ પામ્યું,
સપુટ હાથથી માતને શીષ નામ્યું;
ભક્તાધીન થઇ દીન ભરે નેત્ર વારિ— બાંધે૦ ૬

દક્ષિણપાણિ નવનીત દૃઢ મુઠિ વાળી,
તત્સમે કરે ભક્ષ રુએ વનમાળી;
કરે વ્રજવધૂ માતને મનુહારી— બાંધે૦ ૭

સુકિત જસોમતીનું કોણ જાણે,
નાવે પાર શતવર્ષે નિગમ વખાણે;
કહે પ્રેમાનંદ ગણ બુદ્ધિ મારી— બાંધે૦ ૮

---

( ओखाहरणमांथी. )

## कडवुं २६

ઓખા કહે કંથ એમ ન કીજે, બળિયાસાથે વઢતાં ખીજે;
એ ઘણા ને તમો એક જાતે, સૈન્ય મોકલ્યું મારે તાતે. ૧

દૈત્યને વાહન ને તમો પાળા, નાથજી તમો હાલામાલા;
એને ટોપ કવચ બખતર, તમારે અંગે પીતાંબર. ૨

દૈત્યને સાંગ બાણ ને ભાલા, એ કઠણ તમો રે સુહાળા;
એ મહોન્મંત બહુ બળિયા, તમે સકોમળ પાતળિયા. ૩

સ્વામી પછે અસુરને ભેદો, પેલાં મસ્તક મારુ છેદો;
દેહડી નિરખી નિરખી મોહું, તેને જુધ કરતાં કેમ જોઊં. ૪

ઇચ્છા ગઇ અતરની રીટી, દૈત્યે માળિયો લીધો વીટી;
પ્રભુ પ્રાણ કંપેછે મારા, મુઆ દૈત્ય કરેછે હોકારા. ૫

ઘણો ક્રોધી વિરોધી બાણ, હાકે ઇંદ્રનું જાય ઓસાન;
જગત કંપે બાપજીને ધાકે, બાણે પૃથ્વી ચડાવી ચાકે. ૬

જેને નાદે મેરુ હાલે, ચક્રધરસાથે નહીં ચાલે;
ક્ષત્રીસાથ રહે સૌ બીતો, તેને તમો કઇ પેર જીતો. ૭

મંત્રી રહ્યોછે દંત કરડી, શું જાઓછો મરડીમરડી;
માટે પેલાં મુજને મારો, સ્વામી પછે રણમાં પધારો. ૮

શશિસૂર્યવંશી નૃપ જેહ, તેની થરથર ધ્રુજે દેહ;
પ્રધાન ક્રોધી પાવકજ્વાળ, તેથી વિશેષ બાણભૂપાળ. ૯

એમ કહી ભરતી લોચન, દેખી વારે છે સ્વામિન;
કંથ કહે ન કરુ સગ્રામ, તો નાસી જવાનો કુણ ઠામ. ૧૦

અંતે જીવતાં છૂટવુ નહીં, કાં ન મરવુ સામા થઇ;
નથી ઉગર્યાનો ઉપાઓ, તો ભય પામે શુ થાઓ. ૧૧

નાઠે લાંછન લાગે કુળમાં, પ્રતિજ્ઞા જાએ એક પળમાં,
મોવર બોલે મણિધર ડોલે, ન ડોલે તો સર્પને તોલે. ૧૨

ઘન ગાજે કેસરી દે ફાળ, ન ઉછળે તો તે શિયાળ;
ક્ષત્રી ન સાંડે દેખી દળ, નોય પુરુષ તે જાણો વ્યંઢળ. ૧૩

હાક્યો વાઘ ન માંડે કાન, નોય શાર્દૂલ જાણવો શ્વાન;
ઘરમાં ગોઝારો રહે પેસી, જુદ્ધે ચરણનોણો રહે બેસી. ૧૪

એમ કહી ઓખા અળગી કીધી, ભડ ગાજ્યો ને ભોગળ લીધી;
અસુર સેનાપર કોપીઓ, છજેથકી ઠેકીને પડીઓ. ૧૫

જેમ ગ્રાહ પેસે બહુ જળમાં, તેમ અનિરૂધ પેઠો દળમાં;
જેમ ઈંદુ ધસે વાદળમાં, તેમ વાર્ષ્ણેય ધાયો બળમાં. ૧૬

દૈત્યને આવ્યો મૃત્યુનો દાડો, અનિરુધ ગાજે ઘન આખાડો;
પડતામાં બહુ પડતાળ્યા, ભોગળપ્રહારે ધરણી ઢાળ્યા. ૧૭

કોભાંડે સૈના સરવે પ્રેરી, જાદવજોદ્ધો લીધો ઘેરી;
જેમ રત્ન પડ્યું બહુ જળમાં, જેમ ચંદ પેઠો વાદળમાં. ૧૮

ગજજૂથમાં લઘુકેસરી, અધર્મી ફરતા મધ્યે વેરી;
ચંદનને બાવળીએ ઝીટી, અસુરે વાર્ષ્ણેય લીધો વીટી. ૧૯

દાનવ કહે માનવ શું ય, અમો સિંહમાં મૃગશિશુ તું ય;
જો તું મુગટ મંત્રીચરણે ધરે, તો તું મૃત્યુથકી ઊગરે. ૨૦

મંત્રીવાયક એવાં સાંભળી, ધાયો અનિરુધ હું હું કરી;
નાખે દૈત્ય ભારી મુદગળ, તેમ વાર્ષ્ણેયભુજ ભોગળ. ૨૧

વીશસહસ્ર અસુર ત્યાં ત્રૂટ્યા, એકીવારે શર બહુ છૂટ્યા;
આયુધધારા રહી છે વરસી, પડે પરિઘ પટી ને ફરસી. ૨૨

* ધાયા દાનવ ટોળેટોળાં, વરસે ભિંડીમાળ ને ગોળા;
બોલે દુદુભી ગડગડાટ, થાય ખાંડાતણા ખણખણાટ. ૨૩

હાંક્યા હસ્તી દે હલકાર, થાય ખડગતણા ચળકાર;
મંત્રઅગ્નિના ધુધવાટ, બોલે બાણતણા સુસવાટ. ૨૪

રથચક્ર ગાજે ગડગડાટ, થાય ગગને ધજ ફડફડાટ;
હોય હયતણા હણહણાટ, છૂટે બાણતણા સણસણાટ. ૨૫

દેખી રોહેસો નાચનો થાટ, આંખાને થાય જન ઉચ્ચાટ;
દાનવનો વાળી ડાટ, અનિરુધ મુકાવે વાટ. ૨૬

કો ઝીક્યા ઝાલીને કેશ, કો ઉરાળ્યાં પગની ઠેસ;
કો હણ્યા ભોગળને ભડાકે, કોનાં મુખ ભાંગ્યાં લપડાકે. ૨૭

કો અધસસ્તા કો પૂરા, એમ સૈન્ય કીધું ચકચૂરા ;
તે રણ ભયાનક ભાસે, બળ દેખીને ઓખા ઉલ્લાસે. ૨૮

મેં તો આવડું નોતું જાણ્યું, ચિત્રલેહાએ રત્નજ આણ્યું ;
શોણિતસ્પર્શ થયોછે ડીલે, નાથ રણરુધિરમાં ઝીલે. ૨૯

ભડ ગાજ્યો પડ્યું ભંગાણ, નાઠો કોભાંડ લેને પ્રાણ ;
હવું બાણરાયને જાણ, એક પુરુષે વાળ્યો ઘાણ. ૩૦

અસુરેશને ચડીઓ કોપ, સજ્યાં કવચ આયુધ ને ટોપ ;
સર્વ સૈન્ય તે તતપર કીધું, રાએ ચઢ્યો દદામું દીધું. ૩૧

પ્રલયાગ્નિ જેવો જાજ્વલ્ય, બાણનું રૂપ થયું મદતુલ્ય ;
ચઢ્યો રાય ક્રોધે ગડગડિયો, ઓખાએ જાણ્યું રણ તાત ચડિયો. ૩૨

સૈન્યના લોક આગળ ચાલ્યા, કરમાં બહુ ભાલા ઝાલ્યા ;
વાગી હાક ને ચડિયો બાણ, તે થયું ઓખાને જાણ. ૩૩

( વળણ. )

જાણ થયું જે રણ તાત ચડિયો, કોણ જીતશે સહસ્રહાથ રે ;
આંશુ ભરતી શોક ધરતી, સાદ કરતી નાથ રે. ૩૪

---

નળાખ્યાન.

## કડવું ૨૨ મું.

( રાગરામગ્રી. )

નળને નિંદ્યો પ્રેમદા દાધીજી, દૂતત્વ ન સીધ્યું બિટિ ન વાધીજી ;
બે-દુઃખદાધી ગુણવંત ગોરીજી, વન્હિ વિજોગનો મૂક્યો સંકોરીજી. ૧

ઢાળ.

નિંદા કીધી નળતણી, છે વિજોગવન્હિ પ્રથમ ;
કોમળ કરણી કદાકાના. ધા સહેવાએ કેમ. ૨

વિરહિણી ઘણી વિધે થઇને, પડી પૃથ્વીમાંહે ;
સાહેલી ચાપે ને મુખે, વદે વાહે ત્રાહે. ૨

આશ્વાસના કરતી કિંકરી, વળી શ્યામાને સાન ;
દૂતપ્રત્યે કહે કન્યા, શું કરુ સુરરાજાન. ૩

અપ્રાપ્તિ અમને અમરની, અલ્પ માનવકાય ;
જઇ કહો તમો દેવને જે, એ કારજ નવ થાય. ૪

ઉત્કૃષ્ટ અમર નિકૃષ્ટ નળ મેં, તમથી જાણ્યું આજ ;
પણ નૈષધપતિને પિંડ સોંપ્યો, અન્યતણું નવ કાજ. ૫

શંકર અજ ને અનંગઅરિ જો, વરવા આવે ત્રણ ;
તોહે પણ મૂકું નહીં, ચિત ચોટું નળને ચર્ણ. ૬

વીરસેનસુતનો દૂત હંસ મેં, દીધી તેને આશ ;
ના કહું તો લાજે જનુની, જનમાં હોએ હાસ. ૭

તમો પધાર્યા દૂત થઇને, દેવનુ કરવા હેત ;
શંકે તો નળ વિષ્ટિને આવ્યા, સુરસું કરી સંકેત. ૮

જથારથ બોલો રે જોગી, ભોગી છો ભૂપાળ ;
મનમાં છો તેવા દેખુંછોં, હંસે નાખી મોહજાળ. ૯

સન્યાસી કેહે સુંદરી, કાણુમાત્ર નૈષધપત્ય ;
દેવવિના નોહે મનુષ્યને, અગોપ આવ્યાની ગત્ય. ૧૦

બુદ્ધિહીણુ બાળા દીસેછે, માનવઉપર મોહ ;
સ્વર્ગસદન મૂકીને કાં, ઇચ્છે નળઘરખોહ ૧૧

તું નહિ વરે તો દેવ ત્યારે, કરશે બળાત્કાર ;
કલ્પવૃક્ષ તુને તાણીલેશે, જો જાચશે સુર લગાર. ૧૨

દમયંતી કેહે દેહ પાડું, જળમાં કરું જળશાઇ ;
વરુણ વસેછે નીરમાં, તુને સઘ જાશે સાઇ. ૧૩

પાવક પ્રગટી કાષ્ટ માગી, માહે કરુ ઝંપાપાત;
વન્હિ વરવા રહ્યો બેસી, વારુ વેવાની વાત. १४

કંઠ પાશ કરું કે વિષ પીઊં, જેમતેમ પાડું કાય;
તો અવગતે જમલોક પામે, સદ્ય વરે જમરાય. १५

અનશનવતે તપ કરુ, મરુ ગુફામાં પેસી;
તે પુણ્યે તું સ્વર્ગ પામશે, ઇંદ્ર રહ્યો છે બેસી. १६

(ઉથલો.)

બેસી રહ્યો છે સુરપતિ, તું મુઝે ન છૂટે ઘેલી રે;
અતે અમર વરે ખરા માટે, પરણુ પ્રેમદા પેલી રે. १७

---

## कडवुं २५ मुं.

(रागरामग्री)

મંડપમાંહિ મહિપતિ મળિયાજી, અભિમાનઇર્ષા-રૂપ-બુદ્ધિ-બળિયાજી;
તેડો કન્યાને ભીમક ઉચરિયાજી, વૈદરભીએ શણગાર ધરિયાજી १

(ઢાળ.)

શણગાર સજતી સુંદરી, તે શોભતી શ્રીકાર;
નળ નથી આવ્યો મંડપમાહે, માટે લગાડે વાર. १

કૃષ્ણાગરમર્દન વાસવર્ધન, મહિલા કરે મજન;
બહુ નારી આવી વધાવવા, વરસે મુક્તાપરજન્ય. २

શુભવચન સુશકુન વદે, ઉદયો હર્ષ અનંત;
ભેરીનાદ થાએ ગીત ગાએ, બહુ કિંકરી નાચત. ३

માનપૂરણ માનુની, મહીપત મોવાકાજ;
સ્વયંવરના સુભટ જીતવા, ધરે શ્યામા સાજ. ४

પ્રેમપાશ લીધો પ્રેમદા; નાખવા મંડપક્ષેત્ર;
ભ્રકુટિધનુષ આકરષિયુ, ને બાણ બન્યો નેત્ર

તારુણીને તેડાં મોકલે, રાય ભીમક વારંવાર;
કુંવરી બાહેર નીસરો, કરમાં ગ્રહીને હાર. ૬

વાજિંત્ર વાજે ઘોષ ગાજે, થાય કુસુમની વૃષ્ટ;
રાજા માત્ર જુએ બારણે, કેમ મળે દ્રષ્ટેદ્રષ્ટ. ૭

ઓ કન્યા આવી ઓ કન્યા આવી, ઘોષ એવો થાએ;
શરશબ્દ વાજે ગાન થાએ, વાંકા વળી જુએ રાએ. ૮

(ઉથલો.)

જુએ રાજા ફરીફરી, કેવું હશે કન્યાનું રૂપરે;
એવે સમે દેવ ચારસાથે, આવિયા નળભૂપરે. ૯

---

## कडवुं ४५ मुं.

(रागमारुनी देशी.)

હો હરિ સત્યતણારે સંઘાતી, હરિ હું કહિયે નથીરે સમાતી;
હરિ મારે કોણ કરમનાં કરતુ, પ્રભુ ચોરીથકી શું નરતું.
હરિ હું શામારે દુખ પામું, પ્રભુ જુઓ હું રાંકડીસામું. ૧

હરિ હું નથી દુખની ધીર, તમો છો વિપતસમેના વીર;
હરિ તમે મન અપરાધ ન લાવો, હરિ તમે અનાથબંધુ કહાવો. ૨

હરિ હું હરખથકીરે હણાઇ, હરિ હું ચોરટીમાંરે ગણાઇ;
હરિ હું કેની ને કોણતણી, હરિ જુઓ હું રાંકડીભણી. ૩

હરિ દોહેલે ઉદર ભરવું, હરિ મુજને ઘટેછે મરવું;
હરિ હું ભરતારે છાંડી, હવે દુખ કહું કેને માડી. ૪

હરિ મેં કોણ પાતક કીધાં, હરિ મેં સાધુને મેણાં દીધાં;
હરિ મેં રાખ્યું હોએ સત્ય, જો વાલા હોય નળપત્ય. ૫

એવું મનમાં ધરિયું ધ્યાન, સતની વારે ધાયાં ભગવાન;
અંતરજામીએ બુદ્ધ દીધી, સતીએ આંખ રાતડી કીધી. ૬

કહે માસીને કરી ક્રોધ, ફરી કરો હારની શોધ ;
સાખી સૂરજ વિષ્ણુ ને વાય, જો મેં કીધોહોય અન્યાય ૭

બાઇ હાંર તુમારો જડજો, લેનારુ તે ફાટીને મરજો ;
એવું કૅતામાં કળિજુગં નાઠો, ત્યારે તડાક ટોલડો ફાટો. ૮

માંહેથકો પડ્યો નિસરી હાર, સતીને ત્રુઠા વિશ્વાધાર ;
અંત્રિક્ષથી આકસમાત, વરસ્યો હારતણો વરસાત. ૯

એકએકપેં અદકાં મોતી, રાજમાતા ટકટક જોતી ;
પછે દમયંતીને પાગે, રાજમાતા ફરીફરી લાગે. ૧૦

બાઇ તું છે મોટી સાધ, મારો ક્ષમા કરો અપરાધ ;
ઈંદુમતી થઇ ઓશિયાળી, મુખડું ન દેખાડે વાળી. ૧૧

( ઉથલો. )

વાળી મુખ દેખાડે નહીં, સત સતીનું રહ્યું રે ;
વ્હહદશ્વ કહે યુધિષ્ઠિરને, વૈદર્ભદેશામાં શું થયું રે. ૧૨

---

## कडवुं ६८ मुं.

( रागरामग्री-देशी गळगळी. )

બાહુકે દીઠાં બાહુવાં, ઉલટ્યું અતઃકર્ણ ;
દયામણાં મારાં દીકરાંને, દેખીને આવે મર્ણ. બાહુકે० ૧

કળિજુગે કલ્પાંતજ કીધુ, બાળક વરત્યાં મોસાળ ;
કોણ કૃત્ય મેં આચર્યું, તજી અબળા અતરિયાળ. બાહુકે० ૨

સંજોગસાગર ઉલટ્યો, નયણાં શ્રાવણ સમાન ;
આલિંગન દેવાકારણે, સુતને કીધી સાન. બાહુકે० ૩

મળવાને તેડ્યાં મીઠડાં, કર લાંબા કીધા ધીર ;
છળ્યાં બીનાં બાળકાં તે, પાડે ચીસેચીસ. બાહુકે० ૪

દાસીએ ચાંપ્યાં હૃદેસાથે, કીધો બાહુકને તિરસ્કાર;
રેવાદે તારું રમાડવું બાઇ, રુઍછે રાજકુમાર. બાહુકે० ૫

બાહુક કહે બાળકને મુને, સાંઇ દેવાનો સ્નેહ;
નારે બાઇડા જેટતાં થાય, કાળી કુવરની દેહ. બાહુકે० ૬

છે છત્રપતિનાં છોકરાં, તુને મળવાનું કેમ મંન;
શે દુઃખે થાયછે ગળગળો, રોતાં ફૂટશે લોચન. બાહુકે० ૭

બાહુક વળતો બોલિયો મારે, એવાં બાળકની જોડ;
આ દેખીને તે સાંભર્યાં, થયું રમાડવાનું કોડ. બાહુકે० ૮

દાસીએ કહ્યું દમયંતીને, બોલી બાહુકની વાત;
બાઇ આશ્ચર્જ દીઠું અતિઘણું, કાળો કરે આંશુપાત. બાહુકે० ૯

દમયતીએ પૂછ્યું ભીમકને, નળની પડેછે ભ્રાંત;
આજ્ઞા હોય તો બાહુકને, પૂછું તેડી એકાંત. બાહુકે० ૧૦

ભીમક કહે સતી સુતા, તુને શી દેવી શિક્ષા;
સુખે બોલાવી બાહુકિયાને, કરો નળની પરીક્ષા. બાહુકે० ૧૧

વૈદરભી આવ્યાં અંત.પુરમાં, જોહાં પોતાની મેડી;
આજ્ઞા આપી દાસીને, લાવો બાહુકને તેડી. બાહુકે० ૧૨

---

गिरधर.

रामायण.

अध्याय ३३

(राग काफी.)

નગ્રપાસે છે ઉપવન, તેમાં ઉતર્યા કૌશિકમુન્ય;
રામલક્ષ્મણ બન્યો વીર, મુનિપાસે રહ્યા મતિધીર. ૧

સ્થળ સુંદર શોભામાન, તરુછાયા ઘણી સુખવાન;
ત્યાં દિનકર પામ્યો અસ્ત, કરી સંધ્યા વિપ્ર સમસ્ત. ૨

સૌમિત્રીની સાથે રામ, નિત્યકર્મ કર્યું અભિરામ;
કર્યાં આસન આચ્છાદન, પછે પોઢ્યા સો મુનિજંન. ૩

મુનિ કૌશિકકેરા ચર્ણ, ચાંપે વીર બે અશરણશર્ણ;
કરે ધર્મનીતિની વાત, એમ કરતાં ગઇ મધરાત. ૪

મુની કહે છે વારંવાર, હવે પોઢોને પ્રાણઆધાર;
આજ્ઞા માગી ઊઠ્યા મતિધીર, પોઢ્યા આસન બન્યો વીર. ૫

વીતી રજની ઊગ્યો સૂર, ઊઠ્યા વિપ્ર તપસ્વી પૂર;
રામલક્ષ્મણ બે ગુણવાન, મુનિસાથે કર્યાં છે સ્નાન. ૬

પ્રાતઃકર્મ કર્યું પાવંન, થઇ સ્વસ્થ બેઠા મુનિજંન;
માગી કૌશિકની આજ્ઞાય, રામ ઉપવન જોવા જાય. ૭

તરુ સફળ શોભે અંકોર, બોલે હંસ કારંડવ મોર;
સરોવરમાં સુગંધી કંજ, ત્યાં ખટપદ કરતા ગુંજ. ૮

કરે લક્ષ્મણસાથે વાત, વન જોતા ફરે બે ભ્રાત;
તે સમે પૂજવાને અંબા, આવ્યાં જનકસુતા જગદંબા. ૯

તે સુખાસન બેઠી બાળી, સંગે સુંદરી બહુ રખવાળી;
દેવીદેવલમાંહે સધારી, વિનવ્યાં ઘણું વ્હાલ વધારી. ૧૦

પૂજ્યાં પારવતીને પ્રીતે, આરતિ વારતી શુભ રીતે;
કર જોડી કહે શિર નામી, હુંસમોવડ આપજો સ્વામી. ૧૧

પૂજ્યું પોતે પોતાનું રૂપ, કરે માનુષી લીલા અનુપ;
સંગે સાહેલી લઇ સરખી, ફૂલ વીણે સીતા મન હરખી. ૧૨

સાત વરસતણી કન્યાય, પામે રૂપે રતિ લજ્જાય;
પદ કુમકુમવરણાં રાજે, નેપુર અણવટ ઘુંઘરી ગાજે. ૧૩

નખ મણિગણ ચળકે અનુપ, વિધુ સેવે જાણે ધરી રૂપ;
કરિશુંડસકોમળ હસ્ત, ધરર્યાં અગદ—આદિ સમસ્ત. ૧૪

કર હાથેલી રાતીચોળ, ઓઢી ચુંદડી રગઝબોળ;
મુખચંદ્ર કલંકરહિત, આંખ અણિયાળી અંજનસહિત. ૧૫

નાકે સોહ્યએ મોતીનો મોર, કાને ઝાલ ઝબૂકે ---,
ચારુ ચિબુકે છુંદણું લીલું, ઘણું શોભે અખંડ રસીલું. ૧૬

રક્ત અધર હીરાકણી દંત, રંગે રાતા ઘણા દ્યુતિવંત;
કરી કેશરઆડ કપોળ, મધ્યે ટીલડી રાતીચોળ. ૧૭

ગળુબંધ મુક્તાની માળ, અંગોઅંગની શોભા રસાળ;
ચાલે હંસગતિ જાણે કરણી, પ્રતિબિંબ પડેછે ધરણી. ૧૮

સખીસાથે કરે મંદહાસ, થાએ ચંદ્રના જેવો પ્રકાશ;
ઈંદિરા જક્તજનુની જેહ, આદિશક્તિ ઈશ્વરની એહ. ૧૯

કવિ ક્યમકરી વરણવે રૂપ, કે'તાં હારે ગિરા નાગભૂપ;
એવી જનકસુતા શુભઅંગ, જુવે વાડીમાં સાહેલીસંગ. ૨૦

એવે સીતાએ દૂરથી રામ, દીઠા શ્યામસુંદર કોટિકામ;
તરુસઘન સરોવરપાળ, ત્યાં ઊભા દશરથબાળ. ૨૧

એક હસ્તે ગ્રહી તરુડાળ, બીજે બાહુ કટીએ વિશાળ;
જોઈ ચકિત થઇછે કુમારી, જાણે તનમન નાખું વારી. ૨૨

રામે દીઠું સીતાનું રૂપ, મોહ પામ્યા ત્રિભોવનભૂપ;
ઉપની ત્યાં પરસ્પર પ્રીત, જેવી ચંદ્રચકોરની રીત. ૨૩

સામાસામી બંધાયો તાર, ચારે નેત્ર થયાં તદાકાર;
એકએકની મૂરતિ જેહ, રુદેમાંહે ધરી છે તેહ. ૨૪

નિજ ધર્મ વિચારી રામ, ચિત્ત રાખ્યુ પોતાનું ઠામ;
દષ્ટિ આડી કરી તેણીવાર, કે'શે લક્ષ્મણ આ શો વિચાર. ૨૫

પછી સાહેલી પ્રત્યે સીતા, બોલી વચન મધુર પૂનીતાં;
સખી પેલા બે રાજકિશોર, ગોર-શ્યામછબી ચિતચોર. ૨૬

પૂછ કોના હશે એ બાળ, આવ સત્વર કાઢી ભાળ;
શુણી આવી સાહેલી ત્યાંહે, રામલક્ષ્મણ ઊભા જ્યાંહે. ૨૭

સખી બોલી મસ્તક નામી, કોના પુત્ર તમે છો સ્વામી;
કોણ નગરતણા છો નિવાસી, કેમ આવ્યા આંહીં સુખરાશી. ૨૮

ત્યારે બોલ્યા હસી રઘુરાય, નગ્ર અવધપુરી કેહેવાય;
રાય દશરથના સુત ધીર, હું રામ આ લક્ષ્મણ વીર. ૨૯

વિશ્વામિત્રની સાથે આવ્યા, અમને મુનિવર તેડીલાવ્યા;
જોવા સીતાસ્વયંવર કાજ, અમો આવ્યા જનકપુર આજ. ૩૦

એવાં વચન શૃણીને સાહેલી, સીતાપાસે ગઇ વેલીવેલી;
કહ્યો સીતાને સમાચાર, રામલક્ષ્મણ રાજકુમાર. ૩૧

બાઇ સુંદર શ્યામસ્વરૂપ, વર એ તુમજોગ અનુપ;
સખીવચન શુણી સકુમારી, મનમાં રહી વાત વિચારી. ૩૨

પિતાનું પણ સંભારી સીતા, ચિતમાંહે થઇ ભયભીતા;
વિનવે વિધિ ને ત્રિપુરાર, ઉમયા કરજો મુજ સાર. ૩૩

કંઇ પૂરવપુણ્યપ્રતાપ, ચડાવે રામ એ શિવચાપ;
તમો ધર્મધોરિધર ધીર, મુજને વરજો શ્રીરઘુવીર. ૩૪

એમ જાનકી કરતાં વિચાર, નેત્રે જોતા રાજકુમાર;
પૂછે લક્ષ્મણ જોડી હાથ, કોની કન્યા હશે રઘુનાથ. ૩૫

જેના રૂપથકી રતિ લાજે, ઉપમા નથી એને કાજે;
ત્યારે બોલ્યા શ્રીરઘુવીર, શુણ બંધવ લક્ષ્મણ ધીર. ૩૬

એ તો જાનકી જનકકુમારી, આવી પૂજવા શૈલકુમારી;
અબળાનું છે એવું રૂપ, જેથી મોહ પામે સુરભૂપ. ૩૭

આપણે રઘુકુળના તન, રાખીએ દ્દઢ નિરમળ મન;
પરનારીથી રહિયે વિરક્ત, જોઇ નવ થઇએ આસક્ત. ૩૮

કુદ્દષ્ટિએ ના કરીએ પ્રીત, ધર્મશાસ્ત્રની એવી રીત;
પરનારી તે પરહરિત, સ્વપ્ને નવ ડીગે ચિત્ત ૩૯

એમ કહી શુભ ધર્મ પ્રકાશ, પછી આવ્યા મુનિવરપાસ;
રાખી ધ્યાનમાં મૂરતિ રામ, ગયાં જનકસુતા નિજ ધામ. ૪૦

જાણી જનકરાજાએ વાત, આવ્યા કૌશિકમુનિ સાક્ષાત;
ઊઠયા સભાસહિત રાજન, ચાલ્યા તેડવાને મુનિજન. ૪૧

વાજે વાજિંત્ર નાનાપ્રકાર, સર્વે આવ્યા વાડીમોઝાર;
ઋષિ સુરજસરખા આન્હિક, શોભે એકકકરતાં અધિક. ૪૨

આવી લાગ્યા નરપતિ પાય, વદે આશિષ સૌ મુનિરાય;
ગાધીસુતને કર્યા સાષ્ટાંગ, બેઠા ભૂપતિ મંડળસંગ. ૪૩

રામલક્ષ્મણ મુનિવરપાસ, બેઠા અદ્ભુત-રૂપપ્રકાશ;
ગૌરશ્યામ કિશોર કુમાર, દીઠા જનકે તેણીવાર. ૪૪

જોઇ રૂપ સુંદરતા વેશ, થયા નરપતિ રહિતનિમેશ;
ફાવે નામ વિદેહજ એહ, થયા જોઇ વિશેષ વિદેહ. ૪૫

પછી શુણુતાં સર્વસભાય, પૂછે વિશ્વામિત્રને રાય;
કહો મુનિ આ કોના તંન, ગૌરશ્યામ બે રૂપરતંન. ૪૬

શું રવિ શશી બે ધરી રૂપ, કે એ બૃહસ્પતિ ને સુરભૂપ;
ઉમાપતિ રમાપતિ એહ, ધરી કામવસંતે શું દેહ. ૪૭

વારું કોટિક મીનકેતંન, જેથી મોહ પામ્યું મુજ મન;
જાણે વિશ્વના પ્રાણઆધાર, એવા કોના છે સકુમાર. ૪૮

શુણી ભૂપનાં સ્નેહવચન, ત્યારે બોલ્યા કોશિકસુન્ય;
રાય દશરથના એ કુમાર, બળ પ્રાક્રમ રૂપ અપાર. ૪૯

ઘનશ્યામતનુ શ્રીરામ, ગૌરસુંદર લક્ષ્મણ નામ;
યજ્ઞરક્ષા કરી ધનુ ધારી, તાડિકાસુબાહુને મારી. ૫૦

બળ પ્રાક્રમ ગુણ ચરિત્ર, કહ્યાં ભૂપને વિશ્વામિત્ર;
શુણી હરખ પામ્યા રાજંન, વળી શેકાતુર થયું મંન. ૫૧

રામરૂપ જોઇ થયું સુખ, પણ સંભારી પામ્યા દુઃખ;
મુનિ સર્વેને તેડી રાય, નિજ નગ્રમાં નરપતિ જાય. ૫૨

વળણ.

નરપતિ જાએ નગ્રમાં, તેડી સરૂવ મુનિજંન;
રામલક્ષ્મણ સાથે ચાલ્યા, હરખ્યા જનકરાજંન રે ૫૩

## अध्याय ३६.

(राग सोरठ.)

મુનિપાસે બેઠા શ્રીરામ, કોટિકંદર્પસુંદર-શ્યામ;
દીઠા સીતાએ પૂરણકામ, જોઇ મોહ પામિયાં રે. ૧

સુણ વિજયા સહીયર મારી, પેલા બેઠા અવધબિહારી;
રૂપઉપર જાઉં બલિહારી, થાઉં એની કિંકરી રે. ૨

મારું માન્યું એવું મંન, એની સાથે કરે જો લગંન;
થાઉં ત્રિભુવનમાં હું ધન્ય, સદન સૌભાગ્યનું રે. ૩

ત્યારે પોંચે મારા કોડ, પામું એ વર કામકરોડ;
નથી ચૌદભુવનમાં જોડ, રઘુવરરૂપની રે. ૪

છે શરાસન શિવનું કઠોર, એ કુંવરનું કેટલું જોર;
ઘણું કોમળ રાજકિશોર, એ કેમ ચડાવશે રે. ૫

જો નહિ વરે શામળગાત, તો હું તુરત કરું દેહપાત;
પણ કઠણ કર્યું કેમ તાત, ધનુષ વેરી થયું રે. ૬

ઘણો નિરદે થયો મુજ બાપ, લાવી મૂક્યું સભામાં ચાપ;
મુને થાય ઘણો પરિતાપ, હવે હું શું કરું રે. ૭

કોઇ જનકને જઇ કહો આજ, પણ મૂકી કરો શુભકાજ;
તમ પુત્રીએ રઘુરાજ, તે મનસાથે વર્યા રે. ૮

એમ સીતા આરતવાન, જોઇ વિજયા બોલી વચન;
બાઇ ધીરજ રાખો મંન, ચિંતા શાને કરો રે. ૯

નિશ્ચે વરસે તમને રામ, ચિત રાખો તમારું ઠામ;
છે ભક્તના પૂરણ કામ, તે કેમ ભૂલીજશે રે. ૧૦

તમો રામને જાણો બાળ, પણ કાળતણા છે કાળ;
વળી બાહુ નેત્ર વિશાળ, જુઓ એની આકૃતિ રે. ૧૧

મારી તાડિકાને એક બાણ, સુબાહુના લીધા પ્રાણ;
તે થયું છે મુજને જાણ, મુનિ વાતો કરે રે. ૧૨

માટે ત્ર્યંબક તાડશે એહ, તુમો ટાળો મનસંદેહ;
જેમ પ્રીત બપૈયામેહ, એ નેહ વધારશેરે. ૧૩

કરે વાત સફળ પુરજન, વરશે સીતાને દશરથતંન;
પંથ કહે તે સાચું વચન, થાએ નિશ્ચે ખરૂં રે. ૧૪

લઘુ ના ગણીએ તેજવંત, સિંહબાળક સૂક્ષ્મજંત;
આણે મદગળકેરો અંત, એવા રઘુવીર છે રે. ૧૫

સખીવચન સુણી તેણીવાર, સીતા કરતાં મન વિચાર;
મનાવે વિધિ ને ત્રિપુરાર, ત્ર્યંબક હળવું થજો રે. ૧૬

જોઇ ધનુષ પ્રચંડ અઘાત, સીતા કરતાં આંશુપાત;
તમો હરજો ઉમયામાત, ગૌરવતા એતણીરે. ૧૭

સચ્ચિદાનંદ છો સુખરાશી, મારી અરજ સુણો અવિનાશી;
પ્રભુ હું છું તમારી દાસી, રખે ભૂલીજતા રે. ૧૮

તમ અરથે ધર્યુંછે શરીર, છો ધર્મધોરિધર ધીર;
તુમને મૂકીને રઘુવીર, બીજાને નહિ વરૂં રે. ૧૯

એમ જાનકી શોચે મંન, સ્તુતિ કરતાં દીનવચન;
અતરજામી જુગજીવન, તે સરવે જાણિયું રે. ૨૦

(વળણ.)

જુગજીવને સૌ જાણિયું, શોચે જનકતનયાયરે;
શ્રોતાજન સૌ સાંભળો, હવે સ્વયંવરમાં શું થાયરે. ૨૧

---

## अध्याय २९.

### अहल्यास्तुति.

(हरिगीत छंद—रामकली.)

જય રામ કરુણાધામ પૂરણકામ દશરથનંદનં;
તવ નામ મનઅભિરામ સુંદરશ્યામ સુરમુનિવંદનં. ૧

જય જક્તગુરુ જગતાતમાત વિશ્વંભર જગનાયકં ;
સ્મરારિમિત્ર ચરિત્રચિત્રવિચિત્ર જનસુખદાયકં. ૨

જય પરાત્પર પરિબ્રહ્મ પૂરણ સગુણ નિર્ગુણ અવ્યયં ;
ચરઅચર જીવની કાયવ્યાપક એક અજિત અનામયં. ૩

જય નિગમઅગમ અપાર કારણરહિત કૌશલ્યાતનં ;
સચ્ચિદાનંદ અખંડ અજ ચૈતન્યસાક્ષી ચિદ્ઘનં. ૪

જય શાપમોચન કમળલોચન દીનજનપ્રતિપાલયં ;
નિજ ભક્તવત્સલ શરણજનભવરોગવૈદ્ય કૃપાલયં. ૫

જય મિત્રકુળકાનન-કમળરવિ ચતુરવિધ-વપુધારયં ;
અવતારકારણ-ધર્મસ્થાપન દુષ્ટદનુજવિદારયં. ૬

જય યજ્ઞપાળ દયાળ કૃતવધ તાડિકા-ખર-દૂષણં ;
કર શર અમોઘ નિખંગ ધનુષ નમામિ રવિકુળભૂષણં. ૭

બ્રહ્માંડનાયક ભુવન સુંદર દાન કૃત મમ સદગતિં ;
જય શિવહૃદયમાનસમરાળ નમામિ રામ રમાપતિં. ૮

મુનિપત્નીકૃત એ સ્તોત્ર પાવન જપે નરનારી સદા ;
તે ધન્ય ભૂતળ દાસ ગિરિધર મોક્ષ પામે સર્વદા. ૯



## धीरोभक्त.

"એ ભાટ વડોદરા જીલ્લામા સાવલી ગામનો રેનાર ૧૮૮૦-૯૦ માં હતો એમ કેવાયછે એણે ઘણુંકરીને કાફીરાગમાંજ વૈરાગ્ય અને જ્ઞાનસંબંધી છુટક પદો ઘણા કર્યાછે એની ભાષા શુદ્ધ અને જોરસાવાળી છે"

### पद १

(राग काफी)

તરણાઓથે ડુંગર રે, ડુંગર કોઇ દેખે નહીં;
અજાજૂથમાંહે રે, સમરથ ગાજે સહી --ટેક.

સિંહ અજામાં કરે ગરજના, કસ્તૂરી મૃગરાજન;
તલને ઓથે જેમ તેલ રહ્યુંછે, કાષ્ટમાં હુતાશન,
દધિઓથે ઘૃતજ રે, વસ્તુ એમ છુપીરહી—તરણા० ૧

કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર;
અગમકેરી ગમ નહીં રે, વાણી ન પોંચે વિસ્તાર,
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં—તરણા० ૨

મનપવનની ગતિ ન પોંચે, અવિનાશી રે અખંડ,
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પૂરણ, જેણે રચ્યા બ્રહ્માંડ,
ઠામ નહીં ઠાલો રે, એક અણુમાત્ર કહીં—તરણા० ૩

સદ્ગુરુજીએ કૃપા કરી ત્યારે, આપે થયા રે પ્રકાશ;
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ,
દાસ ધીરો કે છે રે, જ્યાં જોઉં ત્યાં તુહીં તુહીં—તરણા० ૪

### पद २.

મન તુંહી તુંહી બોલે રે, આ સ્વપનાજેવું તન તારું;
અચાનક ઊડીજાશે રે, જેમ દેવતામાં દારુ—ટેક.

ઝાકળજળ પળમાં વળીજાશે, જેમ કાગળ ને પાણી;
કાયાવાડી તારી એમ કરમાશે, થઇજાશે ધૂળધાણી,
પાછળથી પસ્તાશે રે, મિથ્યા કહી મારું મારું—મન० ૧

કાચનો કુપ્પો કાયા તારી, વણસતાં નહીં વાર;
જીવકાયાને સગાઇ કેટલી, મૂકી ચાલે વનમોઝાર,
ફોગટ ફૂલ્યા ફરવું રે, ઓચિંતું થાશે અધારું—મન૦ ૨

જાયું તે તો સર્વે જાવાનું, ઊગરવાનો ઉધારો;
દેવ ગાંધર્વ રાક્ષસ ને માણસ, સૌને મરણનો મારો,
આશાનો મેલ ઊંચો રે, નીચું આ કાચું કારભારું—મન૦ ૩

ચચળ ચિત ચેતીને ચાલો, ઝાલો હરિનું નામ;
પરમારથ જે હાથે તે સાથે, કરો રેવાનો વિશ્રામ,
ધીરા ધરાધરથી રે, નથી કોઇ રેહેનારું—મન૦ ૪

પદ ૩.

અતે સંતને તેડાવે રે, હરિનું ભજન કરવા;
કરમાં માળા ઝાલી રે, મૂરખ જારે સૂતો મરવા—ટેક.

નાનપણે ધરધંધે ધાયો, વૃદ્ધપણે હરિગુણ ગાય;
ઘર લાગ્યું ત્યારે કૂવો ખોદાવે, અગ્નિ એ કેમ હોલાય,
જીતી બાજી હાર્યો રે, પત્થરની નાવે બેઠો તરવા—અતે૦ ૧

અતસમે છાપતિલક બનાવે, ભૂલીગયો જ્યારે ભાન;
એરણની ચોરી સોયનું દાન એમ, કેમ આવે વૈમાન,
ગુરુજ્ઞાન નાવ્યું રે, બુદ્ધિ તારી ગઇ ચરવા—અતે૦ ૨

જુવતિનારીને જેવી પુરુષની આશા, એમ હરિ ભજે ફળ થાય
વૃદ્ધનારીને નહીં પુત્રની આશા એનો, એળે જનમ વહીજાય,
હરિને બેઠો ઠગવા રે, એંસી વર્ષે વર વરવા—અતે૦

વીસ વર્ષે વિશ્વંભર ભજે, ભક્તિ કરે ભય જાય;
હરિશું ધાયા તે બહુ કમાયા, તેને મળિયા નિરંજન રાય,
દાસ ધીરો કહે રે, મટ્યા ચોર્યાસી ફરવા—અતે૦

पद ५.

ખબરદાર મનસૂબાજી, ખાંડાની ધારે ચડવુંછે;
હિમ્મતહથિયાર બાંધી રે, સત્ય લડાઇએ લડવું છે—ટેક

એક ઉમરાવને બાર પટાવત, એકએકનીચે ત્રીસત્રીસ;
એક ધણીને એક એક ધણિયાણી, એમ વિગતે સાતસેં ને વીસ,
સૌ સરદારે ગઢ ઘેર્યો રે, તેને જીતી પાર પડવુંછે—ખબર૦ ૧

પાંચ પ્યાદલ તારી પૂઠે ફરેછે, ને વળી કામ ને ક્રોધ;
લોભ મોહ ને માયા મમતા એવા, જુલમી જોરાવર જોધ,
અતિ બળિષ્ટ સ્વારી રે, તેસાથે આથડવુંછે—ખબર૦ ૨

પ્રેમપલાણ ધરી, ગ્નાનઘોડે ચડી, સદગુરુશબ્દ લગામ;
શીલ સંતોષ ને ક્ષમા ખડગ ધરી, ભજનભડાકે રામ,
ધર્મઢાલ ઝાલી રે, નિર્ભે નિશાને ચડવુંછે—ખબર૦ ૩

સુરત નુરત ને ઇડાપિંગળા, સુષુમણાગંગસ્નાન કીજે;
મનપવનથી ગગનમંડળ ચડી, ધીરા સુધારસ પીજે,
રાજ ઘણું રીઝે રે, ભજનવડે ભડવુંછે—ખબર૦ ૪

पद ६.

સંત મળે સાચા રે, અગમની તે ખબર કરે;
ભાવે ભેટું તેને રે, સરવે મારું કારજ સરે—ટેક.

ઉલટી સરિતા પડે ગગનપર, વિના વાદળ વરસાય;
વિના આભ વિજળી ચમકે, ગેબી ગરજના થાય,
ધીરે ધીરે વરસે રે, વરસીને અમર ભરે— સંત૦ ૧

તેતરડે સિચાણો પકડ્યો, શશે સપડાવ્યો સિંહ;
કાયર ખડગ કાઢીને દોડ્યો, ત્યારે શૂરે પાડી ચિંહ,
મંજારી ચૂવે મારી રે, દૈયતશું રાજ કરે— સંત૦ ૨

વિના વાજિંત્રી વાજાં વાજે, વિના કંઠ હોય ગાન;
દો કરવિના તાળી વાજેછે, તોલવિના જડે માન,
વિના વાડી પુષ્પજ રે, પરવિના ભ્રમર ફરે— સંત૦ ૩

વિદેહની વારતા મરજીવા, માની માની હરખાય;
ગુરુગમવાળા સંત મળે તો, તેને લળીલળી લાગું પાય,
દાસ ધીરો કેછે રે, ત્યારે તો મારું મનડું ઠરે— સંત૦ ૪

## પદ ૬.

મુનિજન મોહ્યા રે, મહામસ્તાની માયા;
બંધને બધાયા રે, રક ને રાણીજાયા—ટેક.

મોટામોટા નર વિંધાણા, ધીર વીર સમરથ શૂર;
જોગી જંગમ જતિ સેવડા, ચોળી કર્યા ચકચૂર,
સંન્યાસી ને સ્વામી રે, લાલચમાં લપટાયા— મુનિ૦ ૧

ખેપ કરીને ક્ષત્રીરે ખાધા, બ્રાહ્મણ શૂદ્રને વૈશ્ય;
નાદી બેદી પંડિત પુરાણી, પછાડ્યા પરમહંસ,
વિવેકના સાગર રે, વિષયમાં બહુ વિટાયા— મુનિ૦ ૨

પારાશર સૌભરિ પુરંદર, નારદને વશ કીધ;
ચંદરમા ચિતમાં લલચાયા, લક્ષણવતા લૂટીલીધ,
એકલશૃંગી રુષિ રે, ઓળમાં અટવાયા— મુનિ૦ ૩

વિશ્વ બધું છે એના વશમાં, મોહ્યા ચૌદે લોક;
બ્રહ્માદિકસનકાદિક મોહ્યા, એની આગળ ડાપણ ફોક,
દાસ ધીરો કેછે રે, કોણ માનવકાયા— મુનિ૦ ૪

## પદ ૭.

થાણદાર થયા રે, થાણાને રાખો ઠેકાણે;
દુર્લભ દેહનગરી રે, માંહિ બેઠો માણે—ટેક.

ફૂડા પાંચપચીશ ઠગારા, રૈયતને રંજાડે;
ચંચળ ચોર કરે માંહિ ચોરી, ભવન બહુ ભંજાડે,
ધરપત ન ધારે રે, ધરાયો નહિ ભરે બાણે—થાણું૰ ૧

સત્યધરમરૂપી પટાવાળા, હુકમ કરો તો બાંધી આણે;
તસ્કર સઘળાને વશ કરીને, નાંખોને બંધીખાણે,
દંડ દેઇ તેને રે, ઘાલો અવળે ઘાણે— થાણું૰ ૨

છૂપીરહ્યાછે દોતિયા બે રૂડા, તેને તું નવ જાણે;
જે જે કર્મ કરોછો પ્રતિદિન, તે લખાશેરો તે ટાણે,
દફતર દેશે ધણીને રે, હિસાબ લેશે દાણેદાણે— થાણું૰ ૩

પાંચ પ્રકૃતિના કર શુભ બાંધી, વૃત્તિ રાખો થિર થાણે;
ધિંગો ધણી છે દાસ ધીરાનો, એને ઓળખાશેજો એંધાણે.
અવિચળ ગાદી આપે રે, આપરૂપપરમાણે—થાણું૰ ૪



## अखो.

"એ શ્રીમાળી સોની અમદાવાદમા ખાડિયામા દેશાઇની પોળમા રેતો હતો એનાં પુસ્તકના બે ભાગ થઇશકે—પાખડીમત તથા આચારઘેલાઇ એવિષે છપ્પા ને વેદાતના ગ્રંથો છપ્પામા મર્દાની રીતે લોકમા ચાલતા દાખલાઓથી ઠગબાજીને અને ધરમઘેલાઇને હસીનાખી—હસવામા નિંદા કરી લોકને શિખામણ દીધીછે એણે જે દાખલાઓ મૂક્યાછે તે ખરેખર અસર કરે તેવા છે કદાપિ એમ લાગે કે એક વાતના બોધનેમાટે જૂદા જૂદા ઠેકાણાના પ્રસગોને પ્રમાણરૂપ સાથે મૂકવામા એને ઘણી મેનત પડીહશે, તોપણ એની લખવાની છટાઉપરથી સાફ જણાયછે કે એણે બહુ જોયલુ, બહુ સાભળેલુ અને બહુ વેઠેલુ તેથી એનાથી સહજ લખાયછે ને એજ એની કવિદાખલ ખૂબી છે એના છપ્પા પિંગળ-રીતના નથી પણ છ ચરણની ચોપાઇઓ છે મૂર્ખાઇનું હાસ્ય કરી શિખામણ આપવામા અને ગુજરાતી ભાષામા વેદાતના શાસ્ત્રીય ગ્રથ લખવામા અખાજેવો હજી કોઇ થયો નથી અખાએ જે વેદાત લખ્યોછે તે વેદાત કવિને લખવાના વિષયને યોગ્ય નથી, તેમા કવિતા-રસ થોડોજ છે, ને અખો પોતે પણ કેછે કે 'જ્ઞાનીને કવિમા ન ગણીશ, કિરણ સૂરજના કેમ વરણીશ'? ઇ० (જો० કવિઅગ) ગંભીર વિષયને અનુકૂળ ભાષા ઘડાયલી નહિ તેથી અખાની ભાષા સ્વચ્છ નથી પણ ક્લિષ્ટજેવી લાગેછે અખાને જ્ઞાનીદાખલ ઘણુ માન છે પણ કવિદાખલ તો એ બીજા વર્ગમા આવેછે એની કવિતા બોધક છે ને તેમા હાસ્યરસ શિવાય બીજો મોટો રસ નથી અખાએ જાતે અભ્યાસ કર્યો નહોતો પણ એ બહુશ્રુત હતો એના વિચાર સાધારણ નથી પણ પ્રૌઢ છે—પડિત માન્ય કરે તેવા એણે કવિતા-ઉપર કે ઢાળઉપર નજર રાખી નથી પણ અર્થને દૃષ્ટાંતોથી ભભકમા બતાવવાઉપર સારી-પેઠે નજર રાખીછે એના બનાવેલા વેદાતના ગ્રથોમાનો એક અક્ષયગીતા—અખેગીતા છે એ ગીતાની છેવટે સવત ૧૭૦૫ ને ચૈત્ર શુદ્ધ ૯ ને સોમવારની તિથિ લખીછે એણે કેટલી-એક સાખી ગરબીઓ પણ કરીછે"

---

(छप्पा)

### वेषनिंदाअग

સુતર આવે ત્યમ તું રહે, જ્યમત્યમકરીને હરિને લહે,
વેશટેક છે આડી ગલી, માહિ પેઠો ન શકે નીકળી,
અખા કૃતનો ચડે કખાય, રખે તું કોઇ કરવાજાય

રંગ ચડે તે જાણો.મેલ, પોત રહે તો સામુ સેન;
આપે આત્મા સ્વયપ્રકાશ, કર્મધર્મનો કાઢ પાશ,
અખા એ સદગુરની કળા, સમજે નહિ તો વાધે બલા

ખટદર્શનના જુજવા મતા, મહ્હિમાંહી ખાધી ખતા;
એકનું થાપ્યું બીજો હણે, અન્યથી આપને અધિકો ગણે;
અખા એ અધારો કુવો, ઝગડો ભાગી કોઇ ન મુવો. ૩

સમજી રે તો સધળો લાભ, કાયકલેશે વાધે ગાભ;
હુંમાનિનતા હોય સંતાન, આતમતાનું ઉપજે જ્ઞાન;
અખા હરિ જાણી હું ટાળ, જન્મ અનંતની ઉતરે ગાળ ૪

માનિનતા માયાનો ભાગ, માને મમતા પામી લાગ;
કેવળમાં જે બીજું ભળે, કલ્પિત ભ્રમ ટાળ્યો નવ ટળે;
અખા નિજ આત્માને સાધ્ય, ઔપધવોણી જાએ વ્યાધ્ય. ૫

હું ટાળી અછતો થૈ રહે, હરિપ્રભામાંહેયો વહે;
પોતાપણાથી જે નર ટળે, અનાયાસ હરિમાં જૈભળે;
અખા વાત સુમજીયે વિધે, જ્યાં છે ત્યાં આકાશજ મધે. ૬

પડે નહીં જે પૃથ્વી સુએ, કને નહીં તે કો શું ખુએ;
ટાઢું ઊનું નોય આકાશ, પાણીમાં નહિ માખણ છાશ;
બ્રહ્મજ્ઞાન એવું છે અખા, જ્યાં નહિ સ્વામી સેવક સખા. ૭

એક નહીં ત્યાં બીજું કશું, જાણુંજ નહિ શું વાસો વસું;
પંચ નહીં ત્યાં કેની સાખ, વણરસના અચવ્યો રસ ચાખ;
અખા સુમજે તો સુમજીજુએ, બાપના બાપને ઘેલાં રુએ. ૮

---

## ગુરુઅંગ.

ગુરુ થૈબેઠો હુંશેકરી, કહે પાણ શકે ક્યમ તરી;
નાની નારી હતું પ્રસૂત, વળતી વાધે નહિ અદ્ભુત;
શિષ્યને ભારે ભારે રૂપો, અખા તે મુળગેથી ગયો. ૯

પોતે હરિને ન જાણે લેશ, કાઢીબેઠો ગુરુનો વેપ;
સાપને ઘેર પરુણો સાપ, ચાટી મુખ વળે ઘર આપ;
એવા ગુરું ઘણા સસાર, તે શું અખા ઉતારે પાર. ૧૦

તું તારુ સમજીને બેસ, કાંઉ્ચોળે ડૌલ પ્યારી મેંસ;
જો તુંબડું માંહીયું ભરે, તો જે'લે પેસે તે તરે;
તરુવર ફળ આપવા ન જાય, અખા આવીચડે તે ખાય. ૧૧

પેલો તું પરમારથ પ્રીછ, પછે ગુરુ થવાને ઇછ;
પારો મુઓ તે રોગ નિર્ગમે, ભોજન પછે બહોળું જમે;
તેમ નિરાશે ભજે નારાણ, અખા એમ ખરેખર જાણ. ૧૨

તું તારુ મન નાનુ પ્રીછ, શાને મોટપ લેછે શીશ;
ઝીણું મળીને મોટું થાય, મોટું ક્ણકા થૈને જાય;
અખા વાત વિચારો વિધ્યે, રિદ્ધિ ઘણી રહેછે નિધ્યે. ૧૩

આપે આપ પૂરણબ્રહ્મ હરિ, પોત પસાર્યું રચના કરી;
ચૈતનબ્રહ્મ શિલાનું ચિત્ર, દાનવ માનવ પશુ ને પિત્ર;
થાય જાય એ માયાભેદ, અખા ચૈતનનો નહિ ઉચ્છેદ. ૧૪

---

## કવિઅંગ

કવિતાં ઘણા કવિ કવીગયા, અદ્યાપિ કવે પ્રત્યક્ષ રયા;
વળી આગળ કવશે બહુ કવિ, સૌ જોડે મનવૃત્તિ અનુભવી;
અખા મનાતીત ત્યમનુત્યમ, મનની વૃત્તિમાં મનની ગમ ૧૫

જ્ઞાનીને કવિમા ન ગણીશ, કિરણ સૂરજનાં કેમ વરણીશ;
શબ્દતણો છેડો ક્યમ થાય, કદી આકાશ ન તોળ્યુંજાય;
એવુ વચન અણુલિંગીતણુ, અખા નહીં કો પરઆપણું. ૧૬

સ્થિતિ નહીં આપાપરતણી, પિંડબ્રહ્માંડનો થાય ન ધણી;
અચચ્યુંસરખું દીસે આપ, ભુતભવિષ્યનો ન હોય થાપ;
અખા જોતાં ચિદઆકાશ, આવિર્ભાવવિના શો નાશ. ૧૭

---

## वैराग्यअंग.

જો ઉપજે તો ભલો વૈરાગ, બીજા કૃત્યનો ન છએ પાગ;
હેલામાં હરિ પામે વેદ, જો ઉપજે સાચો નિર્વેદ;
જ્યમ ફૂલપાછળ ફળ નિદાન, અખા વૈરાગ્ય તે પરમનિધાન. ૧૮

વૈરાગ્યવિના ઉપજે ખેદ, મારું તારું ભેદાભેદ;
સત્ય વૈરાગ્ય તે ગોળીચોટ, જો લાગે તો થાય લોટપોટ;
જો લાગે અખા પર કે પાગ, તોય ટળે તે ઉડવા લાગ. ૧૯

સત્ય વૈરાગ્ય સ્વામીનું રુદે, મહાપુરુષ વાણી એમ વદે;
જે વૈરાગ્ય દેખાડે કરી, એ તો મનકેરી મશકરી;
પલકપલક પલટાએ ઢંગ, એતો અખા માયાના રંગ. ૨૦

સૂરજસમ સાચો વૈરાગ, તપતાં ન જુએ જાગકુજાગ;
સૌને તેજ કરે તે સહી, પડછાયો પોતામાં નહીં;
જ્યાં ઉપજે સાચો નિરવેદ, નોય અખા ત્યાં ભેદાભેદ. ૨૧

સત્ય વૈરાગ્ય સૌં જાણો હરિ, ત્યાં માયાને શું અહિયે આદરી;
જ્યમ નવગ્રહરત્નો મુલવાય, પણ પારસનું મૂલ ન થાય;
અખા એ વૈરાગ્યવિચાર, વેષ તને નહિ મૂકે પાર. ૨૨

જતિ કાવે તો મનને જીત, બાકી જે કરશે તે રીત;
ચાર વરણુ ને આશ્રમ ચાર, જ્યાં જનમે ત્યાં વેપવેવાર;
એમાં વાત અખા શી નવી, લાગ્યું તે છૂટો ભોગવી ૨૩

એમ સમજે તે પામે પાર, જે મુજપેઠે હતો કરતાર;
મુજ જાતાંય રહેછે હરિ, વચ્ચે હું રહ્યો માથે કરી;
અખા એમ વિચારીલિયે, શિશથી પોટલો નાખીદિયે. ૨૪

ગોળે મરે કાં શોધે બ્યખ, તપી ભમી કાં પામે દખ;
ફરતાફરતા દીસે ક્ષણા, જ્યમ તાતી વેળુમાં ચણા;
અખા ઉંડી જે અળગો પડે, વસ્તુવિચાર સદ્દગુરુથી જડે. ૨૫

હેતુવિના પ્રવૃત્તિ બહુ વધે, કુબુદ્ધિ હુંશો બેસે ગધે;
તેમ દેખાદેખી સૌ કરે, પણ કો ન જુએ શું છે સરે;
અખા જો વિચારી જુએ, રોતાં દેખી સૌકો રુએ. ૨૬

ઘરમાં ધાયક મનકામના, મોહ્યા કર્મે કરે દામના;
કુશળે કેમ હોએ નિર્વાણ, જો નહિ ઉપજે આતમજાણ;
સમણામાં સૌ ઉપજે મરે, અખા સમજ તે મોટી સરે. ૨૭

ભોમ્ય ભાંડ એક જોતાં સરું, લાગ્યો અગ્નિ કાવ્યું ઠીકરું;
તેમ જીવ શિવ વસ્તુગત એક, અહંતાકેરી લાગી ટેક;
અખા જીવ અહંતાનો ભાગ, ઉજ્વળમાં જેમ કાળો દાધ. ૨૮

અગમપંથમાં મોટો ભલ્લ, ચાલીશકે કો એકલમલ્લ;
સામો મળે ન વાંકો જાય, નિજબળ બળિયો ત્યાં ઠેરાય;
બાકી અખા હોકારા કરે, ભૂમિવિના પગ કોઇક ધરે. ૨૯

વણખાંડે તું જગમાં જીત, જો સમજે આ આતમરીત;
જાઇશ મા ખોવા પામવા, ઇચ્છિશ મા ટળવા ને થવા;
પ્રવૃત્તિ નિવૃત્તિ દાસી બેય, જો અખા તું એ ઘર રેહ. ૩૦



## માયાઅંગ.

માયાના ગુણ કર્મ રૂપ નામ, માયાના ગુણ શ્વેત ને શામ;
માયાને મારા પારકા, દેવ દનુજ સૌ માયાથકા;
માયાના ગુણ જ્યાં નવ છબે, તેને અખા તે કોણ આલંબે. ૩૧

વસ્તુ નથી ઇંદ્રિને ગ્રાહ્ય, શાથી શું અંતર કે બાહ્ય;
બાહ્ય મધ્ય અંતરપટવડે, અંતરપટ માયા રહી ઘડે;
માયાનાં કૃત્ય માયાલગે, અખા વિચારે પડશે વગે. ૩૨

પિંડ ક્ષર અક્ષર આતમા, જો સમજ્યો સલુજ્યો વાતમાં;
ચોવિશ તત્વતણો સમુદાય, સુજવડે સૌ આવેજાય;
હું પૂરણ ચૈતનઘન એક, નામ રૂપ ગુણ કર્મ અનેક;

મનસું વાત વિચારી અખે, જ્ઞાની તે જે માયા ભખે ;
નાઠો છૂટે નહિ એહથી, અળગી નહિ છાયા દેહથી ;
જે આત્મદર્શનને ગ્રહે, રસબસ માયામાં થઈરહે. ૩૪

બેદુ સમુળગી માયા ગળે, સામું ટાળે પોતે ટળે ;
આપાપર ટળીને ઊગરે, સહજ લક્ષ તેમાં સ્થિતિ કરે ;
અખા જીત્યાનું ન ધરે માન, જીત્યો હાર્યો ઝાલે કાન. ૩૫

આ માયા ઠગણી પાપણી, જ્યમ સેવતાં ડસે સાપણી ;
સિદ્ધિને કાજે જોગીજંન, થવા અજરામર કરે જતંન ;
મંત્ર અઘોર ખવરાવે નર્ક, દેખાડે નહિ આતમઅર્ક. ૩૬

દેહઈંદ્રીગુણનાં સૌ કૃત્ય, દીસે માયા કરતી વર્તં ;
તે કાં શિર તાણીશે અખા, માનિનતાનો રૂંશે કખા ;
એ સૌ જાણે ભૂતવિકાર, સેજે મેળે પામે પાર. ૩૭

અખા જીવતણી એ કજા, અજાને હામે પૂજે અજા ;
ઈંદ્રીમાહ્ય નહીં હરિલિંગ, જીવને જોઈએ નાનારંગ ;
રંગઢંગ માયામાં ઘણા, સૌકો સેવક માયાતણા. ૩૮

સૌકોની માયા છે માત, તે કોઈ મળવા નવ દે તાત ;
પિતાતણુંજ વદન જે જુએ, માતાને ખોળે નવ સુએ ;
તાત ભજંતાં આડી થાય, અખા સહુ માયાગુણ ગાય. ૩૯

મુક્તિ ઈછવી એ બંધન નામ, જ્યમ ઘડી માપતાં પ્રગટ્યો જામ ;
વસ્તુ અબોધ ઈંદ્રીગુણકૃત્ય, માયાની એ તો સંસૃત્ય ;
અખા વિચારે ત્યમનુંત્યમ, એ સમજે જો હોય ગુરુગમ્ય. ૪૦

સર્પે નર સમણામાં ડર્યો, દીશે વેષે મરતકજસો ,
મણિ મંત્ર મેલી ઔષધિ, મૃત્યુ પામ્યો કરતાં વિધિ ;
સર્પગાત-ઔષધઉપચાર, જાગ્યે અખા ટળ્યો સંસાર. ૪૧

અખા સર્વ માનિનતાભેદ, માનિનતાને વિધિનિષેધ ;
બંધ મોક્ષ ચૈતનને કશા, જોતાં જડની જડશી દશા ;
એ તો વિચારવિણ અંધેર, દેખે ફરતું ફરતાં ફેર. ૪૨

માનનાર શોધ્યે નવ જડે, વણશોધ્યે ભવ ભમવુંપડે ;
પડછંદો નર માન્યો નરે, જ્યમ બોલે ત્યમ ઉત્તર કરે ;
મૂળ તપાસીજોવું અખે, મારો ભ્રમ પૂરવ્યો સુજવિષે. ૪૩

અણુલિંગીફળ જ્ઞાને કથી, માંહિ બાર ચસમાંને નથી ;
તો તે બળ પોખે આંખ્યને, જોજો ભેદ યોગસાંખ્યને ;
કૈતામાં તો સમજીજશે, અખા જેને ગુરુગમ હશે. ૪૪

---

## ભક્તિઅંગ.

કિલ્વિષ કોટિ જનમનાં જાય, જેનાં નામતણો મહિમાય ;
એવા નામતણો જે ધણી, તેની મોટપ જોતાં ઘણી ;
તેની ભક્તિ કરે ઓળખી, તે સમર્થ અખા નર સુખી. ૪૫

જે બોલે ચાલે સાંભળે, કર્તાથકો કોમાં નવ ભળે ;
નર નારી ને નપુંસકલિંગ, જળચર-થળચર-ખેચરઅંગ ;
કર્તા હર્તા ભર્તા જેહ, અખા ભક્ત જે જાણે તેહ. ૪૬

પૂજ્ય તેને સમજી ઓળખી, વચને વચને ટાળે દુખી ;
નરવેષે હરિ પૂરણબ્રહ્મ, જુગત કરી સમજાવે મર્મ ;
ગુણાતીત ગુણ અંગીકરી, આપે આપ સમજાવે હરિ. ૪૭

પૂજતાં પ્રતિમા ગુણ સેજ, બોલતી મૂરતિમાં હરિ છેજ ;
જડ મૂરતિ મુખ બોલે નહીં, ચૈતન કે તુજ સેવા સહી ;
પિંડ ન જોઇશ જોજે વસ્ત, અખા હરિ મળે હસ્તેહસ્ત. ૪૮

અખિલ જગત મૂરતિ રામની, તેમાં જ્ઞાની મૂરતિ કામની ;
જડથી ચેતન મૂરતિ ભલી, પણ જ્ઞાનીની સૌઉપલી ;
કારણ તેમાં એક વિશેષ, અખા હું ન મળે જ્યાં લેશ. ૪૯

કોટિ વર્ષ પ્રતિમા પૂજિયે, જ્ઞાની મૂરતિ જ્યારે રીઝવિયે ;
પોતાસરખો હરિજન કરે, મોટું માહાત્મ્ય જ્ઞાની ધરે ;
જડ ચૈતન્ય ગમે તે પૂજ, અખા સેવકને તેવી સૂજ. ૫૦

પૂજાનો એ ભાખો ભેવ, જે પૂછી નિપના શુકદેવ ;
જનકવિદેહી પૂજ્યા દ્વિજે, જે જ્ઞાનીની એહ ધ્વજે ;
અખા જ્ઞાનનો મહિમા ઘણો, ઈશ ઈશ રખે કોઇ ગણો. ૫૧

દીસે સૌ સરખા વરતતા, ખાતા પીતા મરતા જતા ;
એક અધિકતા જ્ઞાતા ધરે, હરિસું વૃત્તિ સ્વતંતર કરે ;
અખા તે વૃત્તિમાં હરિભાવ, જ્યમ જળભાર તર્યુંજાય નાવ. ૫૨

ભક્તિ એકાશી પૂરી થઇ, બ્યાશીમેં બુદ્ધિ આવીરહી ;
તેવો ભક્ત જ્ઞાનીને ભજે, નવની કાસલ્ય નવ રે રજે ;
પંચ કરે તે સૌકો કરે, અખા એ વિરલા મન ધરે. ૫૩

સોળે અંશે હરિ જ્ઞાનીરુદે, જેની વાણી બીજું નવ વદે ;
જ્યમ અગ્નિથી દીપક થયો, દીપકમાં દાવાનળ રહ્યો ;
તેમાટે હરિજન સૌં હરિ, અખા રખે કો પૂછો ફરી. ૫૪

---

## कृपाअंग.

પૂરણબ્રહ્મ મીછવાકાજ, નવધાભક્તિ વૈષ્ણવનો સાજ ;
જ્યમ કશી વસ્તુ કનેથી પડી, આદર કરતાં પાછી જડી ;
જોતામાં જે આવે હાથ, અખા કામ શું શોધ્યાસાથ. ૫૫

હરિમણિ કંઠ પોતાને અમૂલ્ય, પણો જાણીને ચાળે ધૂળ ;
કર્મકાચની કણુકા જડી, તેવશ લાગ્યો મારે હડી ;
અલ્પપ્રાપ્તિની વળગ્યો આશ, અખા ન જાણે આત્મા પાસ. ૫૬

હરિની ઇચ્છાએ હરિ મળે, તે અખા અંતરથી ગળે ;
જનક ખટ્વાંગે ક્યાં નવધા કરી, વિચાર કરતાં પામ્યા હરિ ;
હરિકૃપાહસ્તણીસું કાજ, ઢોળે કળશ તો પામે રાજ. ૫૭

સાતદિને પરિક્ષિત રાજંન, ભર્મ ગયો ભેટ્યા ભગવંન ;
બીજા બહુ ત્યાં બેઠાહતા, શુકના મુખથી શુણતા કથા ;
તે તેવાનેતેવા રહ્યા, અખા હરિની જોઇએ મયા ૫૮

અખા કામ છે સમજ્યાસાથ, કૃપારૂપણી જોઇએ આથ;
બીજો સઘળો દેહવ્યાપાર, જન્મમરણ ન ટળે સંસાર;
કૃપાસમજને અર્થે કૃત્ય, જો ઉપજે તો પામે તર્ત. ૫૯

વણસમજે સબળો સંસાર, સમજે જાય સમૂળો ભાર;
જ્યમ જ્યમ સાચું માને જંત, તેમ તેમ વાધે દનદંન;
અખા પ્રેત બીકણને ખાય, ધીર્યવાન તે કુશળે જાય. ૬૦

અફીણ અને સંસારી રસ, અધિક કરે ત્યમ આપે કસ;
જ્યમ જ્યમ અધિકું ખાતોજાય, અંગે અકસે હીણો થાય;
જો મૂકે તો કારજ સરે, નહિ તો અખા તે ખાતો મરે. ૬૧

ત્યમ એ ભોગ તણો સંસાર, જીર્ણ થયા તે પક્ષા આહાર;
નવા નિપજે ત્યમ લાગે સ્વાદ, તો ક્યમ જાએ ભવની વ્યાધ્ય;
ખસ જ્યમ અખા પંપાળે થાય, ફોડી ઘસી સમૂળી જાય. ૬૨

જાય સમૂળો ત્યમ સંસાર, કરતાં આતમતત્ત્વવિચાર;
અન્ય ઉપાય નથી એ જવા, સામા બંધ બધાએ નવા;
કરતાં કર્મ ન આવે છેક, અખા વિચારે ન રહે શેષ. ૬૩

---

## સ્વભાવઅંગ.

નભ સ્વભાવે ઉલસે સદા, જામે હિમ પર્વત અદબદા;
ઘનઘટાવિના થાએ વૃષ્ટ, એમ અજ્ઞાને હોએ પુષ્ટ;
મળી પાસવ ગંગા થઇ વહે, ત્યાં અખો સાધન શું કહે. ૬૪

નિરાધાર નાટક અટપટું; સ્વતઃસિદ્ધ દીશે સામટું;
ઉત્પત્તિસ્થિતિલય સહજે થાય, પ્રવાહપેરે ચાલ્યુંજાય;
ત્યાં આચાર્યે કીધી જુક્તિ, કલ્પ્યો બંધ ને માની મુક્તિ. ૬૫

દર્શનભેદ દાવામત ઘણા, બાંધીરહ્યા ગઢ આપાપણા;
એકએકપે દૂરીરહ્યા, પામ્યા.અમે બીજા વહીંગયા;
અખા નાટકની એવી રીત, મન લાગેછે દ્વૈતાદ્વૈત. ૬૬

જે જે તે ત્યાં આપેઆપ, બીજો તે આરોપણથાપ;
સમી સમજ સમજ્યાવિણ સહુ, આપાપણા મત તાણે બહુ;
પડદા મધ્યે માયાતણો, દ્વૈત અસાધ્ય સૌને ઘણો. ६७

. પંડિત ડાહ્યા વિચારે સાત, 'સાત વાતની એકજ વાત;
જે ઘટ હરિ વસનારા થાય, સાધન ધર્મ જુએ નહિ કાંય;
અખા સાધન બીજાં બહુ, કાળકર્મને સોંપ્યાં સહુ. ६८

ભણેગણે હરિ નાવે હાથ, દાનતપસ્યા કાળને સાથ;
વ્યાકરણવેદ સમાધિઅસંગ, જોતાં સર્વ માયાનું અંગ;
અણુલિંગીપદ અખા અનુપ, જ્યાં ધ્યે ધ્યાતા ન રહે રૂપ. ६९

પૂરવજન્મકરમઅનુસાર, ઉત્તમ મધ્યમ ભોગ સંસાર;
હુંમમતા સત્ય માન્યો દેહ, ત્રિવિધિકર્મ ફલપેછે તેહ;
પ્રાય અખા જ્યાં દ્વૈતઅભાવ, પૂર્વજન્મનો કશો ઠરાવ. ७०

એક વિચાર વિચાર્યો અખે, ગગનચંદ નાવે જળવિખે;
વાયુથી ચળે તરંગજુદજુદા, વિકાર ઈંદુને નહિ કદા;
એમ પરમાત્મા જાણે પિંડ, તે મહાંત તારક બ્રહ્મંડ. ७१

---

## भाषाअंग.

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર;
સંસ્કૃત બોલ્યાથી શું થયું, શું પ્રાકૃતથી નાસીગયું;
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર. ७२

સંસ્કૃત તે પ્રાકૃતવડે ભણે, કાષ્ઠ જેમ મધ્ય ભારાતણે;
છોઆવેણો નાવે અર્થ, સંસ્કૃત તે પ્રાકૃતવિણ વ્યર્થ;
બાંધ્યા દામ વેપારી લખે, અખા વ્યાજ નહિ છૂટ્યાપખે. ७३

હરખ કરખ અનુભવમાં કશા, આકાશઉદરમાં દશ દિશા;
જ્યારે જેનું રાજ્યજ જાણ, ત્યારે માનવી તેની આણ;
ગાંનગગનમાં નહિ દેશકાળ, એ તો અખા અણુજાણ્યાં આળ. ७४

જ્ઞાન અદક્કું નહિ સિદ્ધિવડે, શું સતી નામ શણગારે પડે ;
એકમની ક્રાવે સાધવી, સેજ ન ઇછે સિદ્ધિ વાધવી ;
અણુલિંગી નાવે સંસાર, ફોગટ માયા ઉરાડે વાર. ૭૫

અષ્ટમાસિદ્ધિ ઈશ્વરવિષે, તેને વેદ માયા કરી લખે ;
તેની કણિકા તે આ જીવ, સિદ્ધિસહિત ક્યમ થાએ શિવ ;
લોક પતીજે તે સિદ્ધિવડે, અનુભવને કાંઇ નવ અડે. ૭૬

અહંરોગ મુળગો નથી ટળ્યો, તેમાં સિદ્ધિરૂપી ભ્રમ ભળ્યો ;
પેલો ઘેલો હોય બુદ્ધિવિષે, વ્યસને લાગ્યો માદક ભખે ;
અખા અહંપદ ટાળી જોય, પછી તું રે તો સિદ્ધિને ગોય. ૭૭

પોત ન લેતાં પોતે થયા, ઉત્તમ મધ્યમ વ્યસને વહ્યા ;
માયાકૃતનો નાવે અંત, માને નહિ તો જો વેદાંત ;
અખા ઉપન્યું તે માને આદ, ક્રયવિક્રયવિણ શી વૃદ્ધિખાદ. ૭૮

પ્રપંચ પ્રીછીજોયો ખરો, નહિ ઉપજે ને નહિ વળી વરો ;
જયાંયું ઉપન્યું ત્યાં નવ ઘટે, શઢ ન વજે જ્યાં જૈ આવટે ;
જાતું મરતું દીશે ખરું, અતે અખા ભર્યુંનેભર્યું. ૭૯

દૂધે ફીણફિસોટા થાય, તોલ ન વધે આકાશ રુંધાય ;
અગ્નિજોગે જળ ઊભરે, તત્વે તત્વ જગત અવતરે ;
વકર્યાં તત્ત્વ ધરે રૂપ નામ, ઉત્પતિ ક્ષય ઠામનુંઠામ. ૮૦

પંચનાં પંચવિષે છે તત્વ, વાસનાલિંગ તે તેનું સત્ત્વ ;
ભૂત ભૂતમાંહી વિચરે, મૃત્યુ નામ પરપોટો મરે ;
ભૂત કલ્લોલ સદા સર્વદા, ચિદવિલાસ અખા મનમુદા. ૮૧

ચલણી વલણી ચૈતનતણી, પંચરૂપે આપે થયો ધણી ;
આપ આપમાંહી વિસ્તર્યું, ન કર્યાસરખું એ તો કર્યું ;
જ્યમ છે ત્યમનુંત્યમ છે જાણ, સમજે સાન અખા નિર્વાણ. ૮૨

## आत्मलक्षअंग.

આકાશ આધેરી જાણો વસ્ત, ત્યાં ન મળે ઉદે ને અસ્ત;
ઉદેઅસ્ત તો જ્યાં આકાર, તે જાણો સઘળો સંસાર;
તે સંસાર સ્થાને છે શૂન્ય, આંહિ અખા રાખી જે મૂન્ય. ૮૩

જે આકારને માને સત્ય, શૂન્યવાદી તેમાં નહિ વ્રત્ય;
નિરાકાર આકાર કે નથી, મિથ્યા વાદ કરી મરે મથી;
શૂન્યવાદી એ બેનું નામ, એ બેથી પર હરિનું ધામ. ૮૪

ગુણવાદી ગુણને કહે હરિ, તે માયાકૃત જાય વિસરી;
તેમાટે ગુણને સ્થળ શૂન્ય, ખટદર્શનમત પાપ ને પુણ્ય;
કુટજ્ઞાની કહે સત્ય આકાશ, અખા એ મિથ્યા અધ્યાસ. ૮૫

વસ્તુને ઉપમા શૂન્યતણી, માટે વસ્તુ તે શૂન્યજ ગણી;
તેમાટે શૂન્યવાદી નામ, તેણે ન લહ્યું મુળગું ધામ;
તેમાટે તે તેવા રહ્યા, અખા પ્રપંચપાર નવ ગયા. ૮૬

અતિઘણો આઘો પરમેશ, મનતણો ત્યાં નોહે પ્રવેશ;
જેમજેમ નર આઘેરો જાય, ત્યમ ત્યાં શબ્દ ન પોંચે કાંય;
સૌ ઉપાસે મનની વૃત્ય, અખા ન લાધે હરિની ગત્ય. ૮૭

શૂન્યવાદી શૂન્યકૂંચા ભખે, શૂન્ય તત્ત્વને નવ ઓળખે;
આકારી આકારને ગાય, તે તો કાજે ધીડીજાય;
તેમાટે તત્વદર્શી ખરો, અખા જે સરવેઊફરો. ૮૮

સાચો અંતરજામી ગોર, બીજો ગુરુ બાજીગરમોર;
તેનો અર્થ કેવા શોભવા, સંસારીનું મન લોભવા;
સિદ્ધિ આવે જ્યમ રૂપાવડે, અખા આતમથી આતમ જડે. ૮૯

શી પેર પ્રપંચ બેસે ઘાટ્ય, જેનું મળ મિથ્યા છે નાટ્ય;
જગત ઉપજ્યું તે ગુણવડે, ત્રણ ગુણને તે માયા ઘડે;
તે માયાનું નહીં પ્રમાણ, તો અખા શું થાશે જાણ. ૯૦

ઊંધ્યા બરલે પંડિત કવિ, મનની વૃત્તિ રહ્યા અનુભવી;
એકકનું બોલ્યું નવ મળે, ખટદરશન જુજવાં આફળે;
સૌને હુંમારાનો થાપ, અખા ન સમજે આપે આપ. ૫૧

દષ્ટપદારથ થાએ ફોક, સચર અચર ને ચૌદે લોક;
ગુંથે ગ્રંથ વાંચે સાંભળે, તે તો કાળે સઘળા ટળે;
અખો શો રાખે નિરધાર, જે બોલું તે થાય સંસાર. ૫૨

મનન કરતાં મનમાં અખે, પ્રપંચ દીઠો ચૈતનવિખે;
નિર્મળ દર્પણ હોય અતિ સાર, તેમાં ભાસે બહુ આકાર;
જ્યમ તે ત્યમ જાણે આતમા, તે નર કહિયે સર્વાતમા. ૫૩

આતમ સમજ્યો તે નર જતિ, શું થયું ધોળાં-ભગુવાંવતી;
ખોડે તોડે જોડે વાળ, એ તો સૌ ઉપલો જંજાળ;
પ્રીછીને સંકોડે વ્યાપ, તો અખા રહે આપેઆપ. ૫૪

વણસમજે દાવાગિર ઘણા, વેષ વખાણે આપાપણા;
ટળવું ઘટે ત્યાં સામો થાય, વણસમજે એમ વાંકું જાય;
પેસ્યો વેષ ને વાધી ટેક, એમ અખા ક્યમ થાપે એક. ૫૫

અખો કવિપણું શું કરે, વાત કશી નવ પોંચે સરે;
કહે લેવું કે મૂકવું કહે, તે તો સૌ ઓરેરું રહે;
એવું કવતાં આવે લાજ, સમજ્યાસરખો છે મારાજ. ૫૬

ઉકેલપડે તે જોડ્યું ખરું, જીવપણું જાએ પરહર્યું;
બાકી સઘળો મોહ જોડાય, મનનું ગમતું સૌકો ગાય;
અર્થસહિત કહે જે વાત, નાચે પુત ને લાજે માત. ૫૭

આપ ઇચ્છાએ સગુણુંજ થયો, કોણ શિખામણ દેવા ગયો;
પસર્યો પોતે અકરમાત, કાળ-કર્મશિર મૂકી વાત;
અખા તે ઇચ્છા છે સદા, જગત સત્ય માનીજે જદા. ૫૮

જગનો ભાવ નહીં જ્યાં લેશ, સત્ય-મિથ્યાનો શો ઉપદેશ;
કેનાં જન્મ કર્મ રૂપ નામ, સીમ કશી જ્યાં ન મળે ગામ;
અખા નહીં જ્યાં પ્રાપે પિંડ, એ તો જેમનુંતેમ અખંડ. ૯૯

કૈવલ્યને કો ક્યમકરી કવે, પોત પોતાને શું સૂચવે;
દ્વૈતવિના નવ બેસે ઘાટય, એકલો તો નવ બોલે નાટય;
અખા લક્ષસહિત જે દ્વૈત, દ્વૈતે કવતે છે અદ્વૈત. ૧૦૦

કોઇક સત્ય થાપે સંસાર, કોઇ સત્ય કહે નિરાકાર;
એના થાપણહારા ટળે, જ્યમ છે ત્યમ તો કો નવ કળે;
અખે મૂળ વિચાર્યું આપ, થાપણહારનો રાખ્યો થાપ. ૧૦૧

સગુણ નિર્ગુણ કથવો રહ્યો, બાંધ્યોરૂંધ્યો સ્વામી લહ્યો;
સદા હરિ બોલતો ચાલતો, ખાતો પીતો ને મ્હાલતો;
અખો કહે વેદાંતનું સાર, કૈવલ્યબ્રહ્મ પ્રભાઆકાર. ૧૦૨

જોગ-ધ્યાન તપ-તીરથ ત્યાગ, ભક્તિ કાર્ય ને રૂક્ષ વૈરાગ;
વિષયવૃત્તિ નાનાવિધ ભોગ, ચાલ્યોજાયછે ચૈતનજોગ;
અખા સર્વ સ્વામીના રંગ, સદા સર્વદા આપ અભંગ. ૧૦૩

અખો જોતાં વસ્તુવડે, બીજું આપોપું નવ જડે;
એમ જોતાં કેને કોણ ભજે, પામણહાર ન લાધે રજે;
અદબદ સ્વામી અટળ અનાદ, એ સમજ્યાવિણ સઘળો વાદ. ૧૦૪

હાથપગાળો સુંદરશ્યામ, એવો અટકળ્યો લોકે રામ;
એવા પ્રભુતણા અમો દાસ, જેનો હશે વૈકુંઠમાં વાસ;
ક્યારેકજ તે લે અવતાર, એમ અખા ક્યમ પામે પાર. ૧૦૫

સકળ ચરણ શિર હાથ અવેવ, સકળ શબ્દ બોલે જે દેવ;
તેમાં ઊગ્યાનિકળ્યું સદ્દ, નિત્ય ક્ષરે નિત્ય વાધે બદ્દ;
ક્યમ કહું કોઇ કાળે અવતાર, જો તેવડે ચાલે સંસાર. ૧૦૬

ભૂઅપતેજઅનિલઆકાશ, એજ જાણુ પોતે અવિનાશ;
કદળીયભ ઘણાં પડવડે, તેવચમાંથી લુંબ નિકળે;
જગત કાતરો કેળ મહાભૂત, જેવડે રંભા તે અદ્ભુત;
અખા અરૂપી ઊગ્યો જોય, પૂરવપક્ષ ન કરશો કોય. ૧૦૭

એમ અખાને હરિ ત્યાં જડ્યો, કાંઇ ક્લેશ કરવો નવ પડ્યો;
ત્યાંલગી પૂજા ધૂપ પખાળ, જ્યાંલગી ન જડી હરિની ભાળ;
અજ્ઞાન સહુને મુસલ્ય માંય, અળગા અળગા સૌકો ધાય. ૧૦૮

તરણાઓથે ડુંગર રહે, એવો ઊખાણો સૌ કહે;
તરણું તે જીવનો અહંકાર, તેપાછળ રમેછે કર્તાર;
અખા અહંકાર વધારે ગમે, તેમાટે જીવ ભવમાં ભમે. ૧૦૯

કર્મધેન એવું છે સદા, સુખમાંથી આવે આપદા;
વગડામાં કીજે તાપણું, તેથી સૂજે થોડુંઘણું;
કર્મતણી એવી ચકચૂંધ્ય, અખા ન ભાગે મનની રૂંધ્ય. ૧૧૦

---

## चैतन्यमायाअंग.

વેદે વિચારી જોયો બ્રહ્મ, વિશ્વ તે શું કેનો કર્યો મર્મ;
વિચાર કરતાં બેહુ ઘાટ, ચાલ્યો જાય સત્યમિથ્યા દાટ;
સત્ય ચૈતન્ય ને મિથ્યા માય, અખા એમ દીઠો પરભાય. ૧૧૧

ઠરાવીને એમ લખિયો લેખ, પચભૂત ને તેનું શેષ;
તત્વેતત્વની ઊપજ ગણી, માંહે ચેતનતા ચેતનધણી;
લખચોરાશી બીએ ભાત્ય, અખા વેદના મતની વાત. ૧૧૨

પ્રભા વહોજાય એણે મર્મ, જીવપતિ આવાં લખ્યાં કર્મ;
તેર કાંડ ધર્મમારગ લખ્યો, છેલ્લીવારે અરચિ ઓળખ્યો;

નેતિ-નેતિનો એ છે અર્થ, ઉપનું ગણ્યું તે જાણ્યું વ્યર્થ;
શેષ લહી કહ્યું નેતિનેત્ય, હાથ ખંખેર્યા એણે હેત;
અખા ચૌદસુ પ્રીછ્યાપખે, જીવ ગુંથાણો તેરને વિષે. ૧૧૪

તેર કાંડ માયાનું જાળ, ઈશ્વર જીવ કર્મ ફળ કાળ;
એ સૌ ઘાટબેસારૂં વેદ, ત્રિકાંડ કલ્પી કીધો ભેદ;
અખા ખટકે નહિ જે તેર, ચૌદ બોલી ચાલ્યો સુશેર. ૧૧૫

વેદની જુક્તિ પુરાણે ગ્રહી, તેણે ઈશ્વરપદ રાખ્યું સહી;
મોટાં ચરિત્ર તે ઈશ્વર કહ્યા, સાધારણ તે જીવમાં ગયા;
સામર્થ્ય દેખી બાંધ્યું માન, પુરાણનું એ અખા નિદાન. ૧૧૬

લક્ષ વેદનો કૈવલ્ય રહ્યો, ઈશ્વર લક્ષ પુરાણે ગ્રહ્યો;
ઈશ્વરના ચોવીસ અવતાર, તેમાંહી વળી સાર ઉદ્ધાર;
તેને સ્થળે વળી પ્રતિમા કરી, એમ અખા માયા વિસ્તરી. ૧૧૭

ચારે જુગનું એ વર્તમાન, પરંપરા જોતાં અનુમાન;
જ્ઞાનતણી નિરંતર સૂજ્ય, પ્રમાવડે કર્મ પ્રતિમા પૂજ્ય;
અખા ન ટળે દેહ અધ્યાસ, સ્વર્ગ મૃત્યુ પાતાળે વાસ. ૧૧૮

છે પોતે પરમેશ્વર આપ, રાખ્યો ત્યારે દ્વૈતનો થાપ;
એ આશ્ચર્ય તે કોને કહું, પોતાસરખું કોને લહું;
અખા વિચાર્યાસરખી વાત, પૂછ્યું ત્યાં પડતર ઘાત. ૧૧૯

જ્યાં જેમ થાય તે સહજે થાય, કર્તવ્યને શિર તે દેવાય;
અટક્યું ન રહે કોય કાજ, આગળઆગળથી થાય સાજ;
કરણહાર નવ દીસે કોય, અખા સહુએ કરતા હોય. ૧૨૦

અખા પરમેશ્વર જોતાં અસો, કહ્યો ન જાએ કોણે કશો;
કોણ કળે ને કોને કળે, એહવડે સઘળા ચળવળે;
જેમ મેઘ બહુ બુંદેકરી, ઘનને બુદ જુએ જ્યમ ફરી. ૧૨૧

માંહે કે બ્હાર ન જાએ કહ્યો, બાંધ્યોરૂંધ્યો પોતે રહ્યો;
સહજ સહજ ફૂલ્યું આકાશ, ઊપજસાથે અખા સમાસ;
આગળ સગુણ નિપજતુંજાય, પાછળ નિર્ગુણ થઇ ભૂસાય. ૧૨૨

પ્રત્યક્ષ પ્રમાણ ચાલ્યુંજાય સદા, જો કોઇ સંભાળી જુએ જદા;
નિરવયવના સર્વે અવેવ, મહાનિધ્યમાંથી સરવે ભેવ;
રમીરમી પાછો રસ થાય, અખો રામ એવાને ગાય. ૧૨૩

જે ઉપજે તે પાછું વળે, ચૌદલોક લોકપાળે ટળે;
સત્રું ન રહે શીટગામાટ, ત્યમનુંત્યમ બેઠુંરહે ઘાટ;
દષ્ટ પદારથ તે દષ્ટમાન, અખા ત્યમનુંત્યમ નિધાન. ૧૨૪

એમ જોતાં અખો તે કશો, બધા મેઘમાં એક બુંદજશો;
ફોરાનું તે કશું પ્રમાણ, સાવ નિરતર પાણી જાણ;
જ્યમ છે ત્યમ છે એ નિદાન, અળગું જાણવુ એહજ જાન. ૧૨૫

અખે રામ એવો ઓળખ્યો, કાગળમેંશે ન જાય લખ્યો;
ફરતાં બેઠાં તે નવ મળે, નખશિખલગે તેહ ચળવળે;
સહજે સહજ ઘલાણી હામ, અખા નિરતર ફૂલ્યો રામ. ૧૨૬

વરતે અસ્તપામ્યું મન જદા, દરિદ્ર હો કે હો સંપદા;
દરિદ્ર ન વધે ન સુખનું માન, જ્યારે પામ્યું મૂળનિધાન;
અખા વિચારે બેઠું ઘાટ, આપેંઆપ ચેતનનો ઠાઠ. ૧૨૭

આદ્યે કર્મ ક્રિયે જીવ થયા, કારણ આદ્ય શાનાં પરઠિયાં;
પંડિત જાણ કહો એ મર્મ, અણજાણે શું સાધનધર્મ;
વિક્રિત કરે તે વક્તા ખરો, અખા અજાણે ભૂલા ફરો. ૧૨૮

કરતો રહે તો છૂટે કર્મ, એ આત્મા જાણ્યાનો મર્મ;
જો તું જીવ તો કર્તા હરિ, જો તું શિવ તો વસ્તુ ખરી;
અખા એમ તે આપેઆપ, ગીતામાં હરિ રાખ્યો થાપ. ૧૨૯

ગીતાને અધ્યા સાતમે, ભક્ત ચાર કહ્યા તે સમે;
ત્રણ્યતણો હરિ કે હું ભૂપ, પણ જ્ઞાતા તે મારું રૂપ;
કારજપ્રત્યે બાહેર રમું, અખા અતે ત્યાં વિશ્રમું. ૧૩૦

સાને સમજે તે નર ખરો, ભણ્યેગણ્યે માનો આફરો;
ભણ્યાગણ્યા ભટકે ભવમાંય, ભાત્યઉભાત્યવચ્ચે ન રેવાય;
રદથી વાત કરે હરિતણી, અખા અક્ષરમત્ય નહિ આપણી. ૧૩૧

જે વિરલા રસિયા હરિતણા, કેશરિસિંહ દિશે નહિ ઘણા;
સુભટ સૈન્યમધ્યે સુવિચાર, માળા મુદ્રા સારોદ્ધાર;
અન્ય પંખી અતિ ઊંચે ચડે, અખા અનળ દષ્ટે નવ પડે. ૧૩૨

અખા અક્ષરપદ તું ત્યાં રમે, જ્યાં નવ ચવે ત્યાંજ વિશ્રમે;
નિત્ય નિવેદન એહજ જાણ, આતમતત્ત્વ સઘળે પરમાણ;
ત્યારે સર્વે પડે પાધરું, જ્યારે હુંપદનું આવે સરુ. ૧૩૩

ઓળખ આપ હવડાં હરિ મળે, જો બાહ્યથી અતરગત વળે;
અન્વય વ્યતિરેક હરિ ભાળ, તુજને ત્યાગે રે તે કાળ;
અક્ષર આપ અવસ્થા હરે, અખા તું આદ્યે મધ્યે સરે. ૧૩૪



# काव्यनिमज्जन — टीका.



ઉદયાચળધન દીપે, સ્થાયીભાસુર છતે રવિપ્રસંગ;
ગર્ભિત અર્થરસાદિક, કાવ્યે શોભીરહે ટીકારંગ.

---

## શામળભટ

(છપ્પા ૧-૨)

૧ સુવર્ણ—स (सु સારા, वर्ण રંગ) સોનું, ઘણી કીમતી વસ્તુ समा० બહુ०
શરણ—स = રક્ષણ
સત્યે—स (अस् હોવું) સાચું, ખરેખર
વિખ—स (विष विष् પસરીરેવું) ઝેર ૨ નબળી અસર
ઉતારણ -स (उत्+तॄ ૧૦ ભેદે) ઉતારનાર, ટાળનાર, અટકાવનાર.
વિત્તે—स (विद् મેળવવું ના ભૂ० કૃ०) પૈસામા, પૈસા મળે ત્યારે, ચડતીમાં.
સિદ્ધિ—स (सिध् પારપાડવું) ઇશ્વરપ્રસાદી અથવા મન્ત્રપ્રસાદી ૨ ધાર્યું
થાય એવી શક્તિ
રિદ્ધિ—स (ऋ० ऋध् વધવું) પૈસોટકો, આબાદી
મણા - કસર, ખામી, ખોટ
ગુણહીણા—स (०ना हा તજવું ના ભૂ० કૃ०) ગુણવનાના, વગરમાલના
समा० तृ० (१) अल० રૂપક (૫) વશ—એ નામ છે

૨ નિર્માલ્યપ્રમાણે—स (निर्माल्य—દેવઉપરથી ઉતરેલા ફૂલ વગેરે, प्रमाण
= માપ, मा धा०) નકામાસરખા, રંક, દુર્બળ, કંગાલ
ટાણે = વખતે, તે જવાનો વખત આવે ત્યારે
કલંકિ—स (कल्क—લાંછન) લાંછન—અપવાદવાળું, ડાઘીલ
વહીજાય—(स वह् વેવું) ઉતાવળું જતુંરહે,
નિર્વંશી—स -છોકરાંવનાનું, કુળમા કોઇ નહિ એવું, નસંતાન समा० બહુ०

(છપ્પા ૨—૫)

(૫ ખ) ઘણાની વચમાંથી રસ્તો કાઢેછે, બીજાને હઠાવી આગળ પડેછે, સર્વોપરી માન પામેછે. (૪) અલં૰ રૂપક.

જશ—સં. (યશ૰) કીર્તિ, માન, આબરુ.
વાન—ન૰ સં. (वर्ण. પુ૰) રંગે; શરીરે.
નૃપતિ—સ (नृ માણસ, पति ધણી—पा રક્ષવું) રાજા. સમા૰ ૫૦.
નામે—(સં. नम् ધા૰) નમે, માન આપે.
વિવેક—સં. (विच् જુદું પાડવું.) સારુનરસું પારખવાની શકિત, ડહાપણ.
વિમળ—સં. (मल મેલ.) દોષવનાની, નમ્ર, મીઠી. સમા૰ બહુ૰
મોહની—સ. (૰હિં૰मुह ધા૰પ્રે૰ભેદ.) મોહ પમાડનારી—વશકરનારી વસ્તુ.
વિશાળ—સં. = મોટું, ઘણું કીમતી. [આ અર્થે પ્રયોગ અસાધારણ છે]
વડું—સ. (वृद्ध. वृध् વધવું નો ભૂ૰ કૃ૰) મોટું, પૂજ્ય, માન આપવાજોગ.
કશું-સર્વનામ છે (૫) માં અનિશ્ચિત અને (૬) મા પ્રશ્નાર્થે.
અલં૰ (૪-૫.) રૂપક.

મૂઢ—સ. (मुह् મોહપામવુંનો ભૂ૰ કૃ૰) મૂરખ.
કોકિલા—સ. (कु ટૌકા કરવા. ૨. कुच् વશકરવું) કોયલ.
પ્રાક્રમ—સં. (परा૰. परा ઘણુ-આગળ, क्रम् જવું-વધવું) મોટાં કામો; બહાદુરી
(૫) સઉ શિરમોર=સૌથી ચડિયાતો [મોરપક્ષીના આકારનું સુતારૂપાનું ઘરેણુ ટોપીપાઘડીમુગટમાં ખોસાયછે]
અલં૰ દૃષ્ટાંતઉપમા ને લાટા૰.

વાહન—સં. (૰हन. वह् લેજવું) હાથીઘોડાપાલખી વગેરે જેઉપર ચડી જવાય.
અણુવાણો—ખુલ્લે પગે. [વિશેષણ—ક્રિ૰ વિ૰ ને અધિકારે]
એશ્વત = દોલત, સમૃદ્ધિ, વૈભવ.
મોજ—આ૰ = મઝા, ખુશીની હાલત, આનંદ
ખંડધાન્ય—સં. (क૰. कद નાનું ઘાસ; धा પોષવું) વાવ્યાવગર ઉગી-નિકળતું અનાજ-સામો નમાર વગેરે. સમા૰ કર્મ૰.
કથીર—સં. (૰ स्तीर કલઇ.) મુખ્યત્વે કલઇ નેં સીસાની મેળવણીથી બનેલી ધાતુ. [એ તરત તો બહુ ચળકે, પણ થોડી મુદતમાં છેક કાળી પડી જાય છે.]
દીસંતાં—(સ. दृश् જોવું) પ્રથમ જોતાંવારને.
હરે—(સ. हृ લેવું) લલચાવે, લોભાવે.
અમૂલ્ય—સ. (मूल्य કિમ્મત, मूल् બગાડ) ઘણું મોંઘું સમા૰ બહુ૰
અલં૰ (૫ ૬) રૂપક.

(છપ્પા ૬—૯)

૬. લેખામાંહિ—( સં. लिख् લખવું ). ગણતીમાં.

તોલે—સં. (तुल्य. तुल् તોળવું-બરાબરી કરવી.) બરાબરી કરે એવો, સરખો.

(૧) ઝાઝામાં શૂરે=ઘણાં માણસ મળ્યાં હોય ત્યાં બળાપો કરે છે. (૨) અધૂરે વિ૦ = અધૂરી (૩) ગુણવાન-પંડિત વધારે બોલે તે છાજે, પણ તે જોઇ મૂરખ તેમ કરવા જાય તો તે પતરાજી ગણાય ૨. મૂરખ પંડિતની પડે ડાહ્યું ડાહ્યું બોલે, પણ આખર તે નીચજ. (૫) હંસનાં ટોળામાં બગલાં મળી હંસમાં ખપવા ચાહે તેમ ન બને; તેઓ નથી જાણતાં કે શા કારણથી એ ઉચ ને અમે નીચ.

(કવિના મનમાં આ શ્લોક હશે—हंस : श्वेतो बक : श्वेत : को भेदो बकहंसयो : ।
क्षीरनीरपरीक्षाया हंसो हंस : बको बक : ॥ )

૭. / વિદેશ—સ. ( वि પારકો, देश-दिश् બતાવવું ) પરદેશ.

જાણીતો—સ. ( ज्ञात. ज्ञा જાણવું—નો ભૂ૦ કૃ૦) પ્રખ્યાત.

મહીપતિ—સં. (मही પૃથ્વી.) રાજા.

સનમાન—સં. ( समान.) માનઆબરૂ, આવકાર.

અનમી—(સ. नम् ધા૦) કોઇને નમે નહિ એવા અભિમાની.

મોડે—( સ. मुड् ધા૦ ) તોડે, ખડે.

અગમનિગમ—સં (आगमनिर्गम.) આવવું ને જવું; આદિ અને અંત

૨. આગળપાછળના, ચારો તરફના. સમા૦ ૬૬.

ગુણ—સ. (गुण् ગણા કરવા ) લાભ, ફાયદા.

લક્ષકોટિધા—સ. = લાખો કરોડો રીતના, અગણિત.

લહે—( સ. लक्ष् લેવું ) સમજે, જાણે.

(૩) કરજોડે-ક્રિ૦ વિ૦ = બેઉ હાથે, હાથ જોડીને (૫) કંઇ વાતમ આગળપાછળના અગણિત લાભ હોય તે વિદ્વાન સમજીશકે.

વચન—સં. (वच् બોલવું ) કોલ, દિલની સાચવટઉપર જે કહેવું તે, એકવેણ

હરિશ્ચંદ્ર—સ. (हरिश्चंद्र ) અયોધ્યાનો સૂરજવંશી રાજા—ત્રિશંકુનો પુત્ર.

[ નારદે ને વશિષ્ઠે એકવાર ઇંદ્રસભામાં એનાં સત્યની પ્રશંસા કરી ત્યારે વિશ્વામિત્રે ક્રોધમાં વશિષ્ઠને કહ્યું કે તારો શિષ્ય મારે હું વખાણું છું, પણ હું એનું સત્ય મુકાવું ત્યારેજ ખરો. પછી તેને સત્યથી ચુકાવવા વિશ્વામિત્ર ઘણીઘણી જુક્તિ કરવા લાગ્યા. એક દિવસ રાજા પોતાની રાણી તારામતિના ખોળામાં માથુ મૂકી સૂતો હતો એટલે તેને ઉંઘમાં સ્વપ્ન થયું કે મેં કોઇએક બ્રાહ્મણને મારા સર્વ રાજ્યનું દાન કર્યું. જાગીને જુએ છે તો વિશ્વામિત્ર બ્રાહ્મણને વેષે આવેલા. રાજાએ માગવાનું

(છપ્પા ૮—).

કહ્યાથી રુષિએ તેની પાસ એકભાર સુનું માગ્યું. રાજાએ પોતાના ભંડારીને બોલાવી એકભાર સુનું આપવાનું કહ્યું, એટલે તે બ્રાહ્મણ બોલ્યો કે તારૂં સર્વ રાજ મુને સમણામાં તું આપી ચૂક્યો છે એટલે હવે એ ઉપર તારો હક નથી; માટે રાજ છોડી જાઓ ને મુને એકભાર સુનું પેદા કરી આપો. એમ કહી તેનાં લુગડાં ઘરેણાં કાઢી લઇ રાજા-રાણી અને પુત્ર રોહીદાસ એ ત્રણેને વનમાં કાઢયાં. પાછળ રુષિ જૂદે જૂદે રૂપે જાય ને તેઓને પીડે, અને એમ કેવા લલચાવે કે મેં સુવર્ણ આપવા કહ્યું નથી. પણ રાજા સત્ય મૂકે નહીં. આખર ત્રણે જણ કાશીમાં આવી ત્યાં બજારમાં વેચાવા ઉભાં. રાણી તથા રોહીદાસને એક કાળકૌશિક નામના બ્રાહ્મણે એકભાર સુવર્ણ આપી વેચાતાં લીધાં, ને રાજાને મુડદાં ઉપર કર લેનાર વીરબાહુ નામે ઘેડાએ એકભાર સુવર્ણ આપી લીધો. એ બેભાર સુવર્ણ પેલા બ્રાહ્મણ (વિશ્વામિત્ર) ને આપી રાજા પગે પડ્યો. એ ઘેડાને ત્યાં તેને ન ઘટે તેવાં નીચાં કામ કરવાં-પડ્યાં. આખર તો સત્યનો જય થયોજ.]

**પરઠયું પાણી** = પાણી ભરવાનું કબૂલ કીધું, નીચુંકામ કીધુ. ૨. પોતાનું તેજ વેચ્યું. પાણી = મોટાઇ, તેજ; પરઠવું = કિમ્મત ઠેરવવી.

**કુબજા**—સ. (ન્બ્જા. कुब्ज વાંકું) મથુરાના રાજા કંસની દાસી. [દશરથરાજાની સ્ત્રી કૈકેયીની મંથરા નામે એક દાસી હતી તે રામ ઉપર બહુ દ્વેષ રાખતી. એકવાર રામ ચોકમાં બેઠાબેઠા દાતણ કરતાહતા ને મંથરા બુહારતીહતી. રામને રજ ઉડવાથી રામના સેવકે મંથરાને વાળતી અટકાવી. મંથરાએ રામને કઠણ વેણ કહ્યાં. રામને ક્રોધ ચડવાથી બોલાઇગયું કે શા માટે લડે છે કુબજા? એમ કેતામાંજ મંથરાનું અંગ કાણું કુબડું થઇગયુ. મંથરાએ ઘણી સ્તુતિ કરવાથી રામે અનુગ્રહ કીધો કે દ્વાપરમાં તું મથુરાગામમાં જનમશે—આનીજ કુબડી ને નામે કુબજા. હુ કૃષ્ણાવતાર ધરી કંસને મારવા મથુરા આવીશ ત્યારે તારું સુંદર રૂપ કરી તને ઘણું સુખ આપીશ. તેપ્રમાણે કૃષ્ણ મથુરા ગયા ત્યારે કુબ્જા કંસનેમાટે ચંદન લઇ જતીહતી એને કૃષ્ણ મળ્યા તેને ચંદનથી પૂજા પગેલાગી. કૃષ્ણે તેનું દીવ્યસ્વરૂપ કરી રામાવતારનું વચન પાળ્યું.]

**હર**—સ. (हृ લઇલેવું) શિવ, મહાદેવ.

**હાળાહળ**— સં. = વિષ, ઝેર. [સમુદ્ર મથતાં તેમાંથી ચૌદ રત્ન નિકળ્યાં તેમાંનું એક એ હતું, એ શિવે પીધું. ચૌદ રત્ન તે આ-લક્ષ્મી, કૌસ્તુભ, પારિજાતક, સુરા-દારુ, ધન્વંતરી, ચંદ્રમા, કામદુધા, ઐરાવત, રંભા-સુંદર સ્ત્રી, સાત મોંડાનો ઘોડો, સુધા-અમૃત, સારંગધનુષ, શંખ અને હળાહળ.]

**વર**—સં. (वृ પસંદ કરવું) આશિષ.; ઇશ્વર દેવદેવીએ પ્રસન્ન થઇ ભક્તની ઇચ્છા પૂર્ણ કરવાને કહેલું વચન.

(છપ્પા ૮—૧૦).

શર્મ—સં. = સુભાગ્ય; સુખ. અલ૦ લાટા૦, (૬) પૃચ્છા.

૯. રંક—સં. = એક ગરીબ માણસ.

બળિ—સં. = શોણિતપુરના રાજા-પ્રહ્લાદના પુત્ર વિરોચનનો પુત્ર. [એ મહાદાનેશ્વર હતો. બળિએ નવ્વાણું યજ્ઞ કર્યાહતા ને સોમો કરતોહતો તે સંપૂર્ણ થવા આવ્યો કે વામનજીને વેષે વિષ્ણુએ આવી જાચના કરીને પોતાનાં ત્રણ ડગલાં ભરી પૃથ્વી માગી. તે આપવાને બળિએ વામનના હાથમાં પાણી મૂક્યું એટલે તરત વામને વેરાટરૂપ ધારણકર્યું ને એક પગલું આકાશમાં ને બીજું પાતાળમાં મુકી બળિને પુછ્યું કે ત્રીજું ક્યાં મુકું? બળિ સમજીગયો ને કહ્યું કે મારા મસ્તકઉપર મુકો. વામને તેમ કર્યું ને બળિને પાતાળમાં ચાંપ્યો. પછી વિષ્ણુએ એને સુતળલોકનું રાજ્ય આપ્યું ને પોતે તેના દ્વારપાળ થઇ રહ્યા.]

પાંડવો—સં. = પંડુરાજાના પાંચ પુત્ર-યુધિષ્ઠિર અથવા ધર્મ, ભીમ, અર્જુન, સહદેવ ને નકુળ

ભડ—સ. (ભટ. જુઓ.) વીરપુરુષો-પાંડવો.

શમ્યા—(સ. શમ્ ધા૦) શાંતથયા, સુઆ.

(૪-૫-૬) શકુનિના વિચારથી દુર્યોધને ધર્મરાજાને દ્યૂત રમવા હસ્તીનાપુર તેડ્યા તેમાં શકુનિનાં કપટથી ધર્મ રાજ્યપાટ સૌ હાર્યા. આખર દ્રૌપદીને હોડમા મુક્યા તે પણ હાર્યા ધૃતરાષ્ટ્રે સભામાં આવી દ્રૌપદીને કહ્યું કે કંઇ વર માગ, ત્યારે તેણે માગ્યુ કે પાડવો જીતાયા પણ દાસ ન કેવાય ને શસ્ત્ર રાખે. ધૃતરાષ્ટ્રે પ્રસન્ન થઇ પાંડવોએ હારેલુ સઘળું તેને પાછું આપ્યું. પણ બીજીવાર પાછા કપટદ્યુતે જીતી પાંડવોને તેર વરસ વન કાઢ્યા, તેમાં એક વરસ ગુપ્ત રેવાનું હતું એ એક વરસ તેઓ વિરાટરાજાને ત્યાં રહ્યા. વિરાટ રાજાના સાળાઓ સો કીચક ત્યાં હતા તેમાં સૌથી મોટાએ દ્રૌપદીપર કુદૃષ્ટિ કીધી ભીમે તેને મારી બીજા નવ્વાણું ભાઇસહિત બાળીદીધા. (૬) સાથે-એ ક્રિ૦ વિ૦ છે. અલ૦ લાટા૦

૧૦. સુકૃતવ્રત—સ. વ્રત = પાપ જાય ને ધારેલો હેતુ પારપડે તેનેમાટે શાસ્ત્રમાં કહેલે નિયમે ધર્મ પાળવો તે.—સારી રીતે પાળેલાં વ્રતથી મળેલુ પુણ્ય. સમા૦ કર્મ૦

હાર્યો—(સ. હૃ હેલેવું.) ગુમાવ્યાં, ગયાં.

દૈવ—સ. = ભાગ્ય, નસીબ.

દંડ્યો—(સ. દણ્ડ્ ધા૦) શિક્ષા કરી. [નસીબમા વાકુ થવાનુંહોય તોજ વચન તોડવાનું સૂઝે.]

(છપ્પા ૧૦--૧૨)

વ્યર્થ—સં. (વિ વગર, अर्थ હેતુ) ફોકટ, જૂઠું, મિથ્યા. સમા૦ બહુ૦
દૈવત—સં. = દેવપણું, સિદ્ધાઇ; ખરું તેજ, પ્રતાપ, મહતા.

(૩) તે અકાળમોતે મુઆ-છવતા મુઆ લાગવા (૪) તેનાપર અગ્નિનો કોપ૫ર્યો-અગ્નિ કોપે ને છવને જંપ નહિ તેવુંજ પરિણામ વચન તોડવાનું

૧૧. રણુ—સ (रण् શોર કરવો) જુદ્ધ, લડાઇ.
જૂઝે—(સં. युध्यते, युध् ધા૦) લડે, જેમથી મચ્યારહે. [જુઓ પુરુષ.
સિદ્ધ—સં. (सिध् હેતુ પારપાડવો-નો ભૂ૦ કૃ૦) જેવું ચિન્તવ્યું બોલ્યું ફલે
આગમ--સં. = વેદ, ધર્મશાસ્ત્ર, શાસ્ત્રનાં તત્ત્વો. ૨. થવાનું પરિણામ
વૃષ્ટિ—સં (वृष् છંટકાવ કરવો.) વરસાદ.
પરતાપે—સં. (प्रताप. प्र ઘણું, तप् તેજમારવું) તેજથી, પુણ્યનેલીધે.
પ્રેમથી—સં. (प्री ખુશકરવું) ખરા ભાવથી.
વેદ—સં. (विद् જાણવું) તત્ત્વશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર.
વિવિધ—સં. ક્રિ૦ વિ૦ (विधि રીત) ઘણીઘણી રીતે, ભુઉભુઉ.
વાયક—સં. (वाक्य वच् બોલવું) બોલેલો બોલ [વર્ણવ્યત્યય-જો૦ ઢળવા-૫૮]
સંભાળતાં—(સં सं + भृ ધા૦) કાળજીથી સાચવતાં, પાળ્યાથી.

૧૨. રાંડીરાંડ—સં (रंडा-વિધવા-તિરસ્કારમાં) રંડાયલી બૈરી, બાવાંબાઇ
સાહુ—સં. (साधु પ્રા૦ साहु) વેવારમાં પ્રમાણિક ને ઉજળો
વિપ્ર—સં. (જો૦ બિર૦ અ૦ ૩૧-૨)
ધર્મ—(धृ ધરવું, માનવું) શાસ્ત્રમાં કહેલી નીતિપ્રમાણેનાં આચરણ.
ધાર્યા—(જો૦ ઉપર.) માન્યા, પાળ્યા, તેપ્રમાણે ચાલ્યો.
પ્રેમદા—સં. (प्रेम સ્નેહ, दा આપવું) પ્રેમાળ સ્ત્રી, સ્ત્રી. સમા૦ દ્વિ૦
સાચવે—(સં. सत्य ઉપરથી?) ખરુ કરીબતાવે, પાળે.
લલના—સં. (लल લાડવડાવવું) પ્રેમરસભરી નાજુક સુંદર સ્ત્રી, સ્ત્રી.
કુલક્ષણી—સં. (लक्षण ગુણ, लक्ष् જોવું) નઠારા ગુણવાળી. સમા૦ બહુ૦

(૧) બાળી—વિશેષણનામ છે (૫) પોતે નીતિપ્રમાણે આપેલું વચન તેજ સ્ત્રી પાળે જે પાચ પક્ષે પૂરી હોય-બધી તરફથી શુદ્ધ હોય
[એ પાચ પક્ષ તે કિયા? આ હોય-પોતાનું પિએર ને મોસાળ, પોતાના વરનું કુળ, સાસુનુ પિએર અને મોસાળ લઇને એમ બોલાય કે-હું ત્રિમાતૃળશુદ્ધ છું તે જાણવો]

(છપ્પા ૧૩--૧૫)

૧૩ કોગળીયું = અધોક.

વાસી વળિયું=મોરચી થઇ, ઉલટી થઇ. (સ. વસ્ રેવું-વાસી રેનાર-રએલું આગલા દાડાનું ખાધેલું પાચન થયાવગર.)

શસ્ત્ર—સ. (शस् ઇજા કરવી) આયુધ, હથિયાર.

મૂઠ = પીડા કરવાનો કે મારીનાખવાનો જે મન્ત્ર-પ્રયોગ તે. [સ. मुष्टि ?
મૂઠીમાં પકડેલું છટકીજવુ મુશ્કેલ]

મહિમા—સ. = પ્રતાપ, જશ, મોટાઇ. ૨ ગોઠવણ, રીત.

માથે લેવું = પોતાપર જુમ્મો-અપવાદ-ઠપકો લેવો.

૧૪. અરણવનીર—સ. '(०र्णव० अर्णस् પાણી.) સાગર-દરિયાનાં પાણીમાં.

મેર—સ. (०रु.) મેરુપર્વત. [પુરાણમતે પૃથ્વીના સાત મોટા વિભાગ છે. જંબુ, કુશ, પ્લક્ષ, શાલ્મલી. ક્રૌંચ, શાક ને પુષ્કર આપણે વસિયેછિયે તે જંબુદ્વીપ એ સાત દ્વીપની મધ્યે મેરુ કમળની વચ્ચેની ચક્લીને આકારે છે અને સાત દ્વીપ તેની પાતરીઓ છે. એ ૮૪૦૦૦ જોજન ઉંચે છે, તેમાં ૧૬૦૦૦ જોજન પૃથ્વીની સપાટીની નીચે છે]

પાતાળ—સ. = પૃથ્વીની નીચેનો પ્રદેશ. [એ સાત કેવાયછે-અતળ, વિતળ, સુતળ, મહાતળ, રસાતળ, તળાતળ ને પાતાળ]

અમૃતાહાર—સ (मृ મરવુ, आ + ह ખાવુ) અમૃત ખાવું તે. અમૃત= દેવતાને ભૂખતરસ મટાડનારો પીવાનો મીઠો પદાર્થ, જેથી મોત ને ઘડપણ ન આવે. સમા० ૫૦.

ભ્રાંતે—સ. (०ति. भ्रम् ભટકવું) વેમમાં, ખોટી આશા રાખીને.

કિંકર—સ. (किम् શું, कृ કરવું) સેવક, ચાકર.

કંઇ કોટીધા—સ વિ० = કેટલાઓ કરોડ, કરોડો. [યન્ત્ર.]

સંચ—(સ सम् + चि એકઠું કરવું) સચા, હિકમત. [फा शिकंजा દાબવાનું

પ્રપંચ—સ. (प्र આગળ, पच् પસારવું) ભેદ, દગા.

(૪) દવા ઘણી કરે, અમૃત પીએ, એવી આશાથી કે હું ન મરું, પણ એ ફાંફા (૬) મોત આવ્યે=મોત આવવાથી-કે० પ્ર० Nom. abs

૧૫. પરિવાર—સ. (परि + वृ-વીંટાઇવળવુ) છોકરાંછૈયાં, કુટુંબકબીલો.

પોઢા—સ. (प्रौढ प्र-આગળ, ऊढ વધેલુ-वह् વેવુનો ભૂ० કૃ०) મોટા, બોળા

અપરમપાર—સં. (परम-સામેનો, पार છેડો) બેહદ, અતિશે, ઘણીજ.

પરિપૂરણ--સં० (०र्ण-परि છેક, पूर्ण ભરેલો, पृ નો ભૂ० કૃ०) છેક ભરેલા.

(છપ્પા ૧૫—૧૭)

પરતાપે—સં. (प्र० प्र घણું, ताप प्रास-तप् तपवुं.) તેજથી; મહિમાએ
બાહુ—સં. ભુજ, હાથ. ૨. બળવાન મદદગાર (લક્ષણા.)
છત—સં. (सत्ता અસ્તિત્વ, હોવું, अस् ધા૦-પરથી.) પૈસોટકો, વૈભવ, પ્રતાપ.
છાપે—(फा० चापकर्दन.) બતાવે.
અધિકાર—સં. (अधि + कृ સત્તા આપવી.) સત્તા, અમલ.
અયુતલખ—સં. (૦લ.) ઘણાજ, અગણિત.
ઈંદ્ર—સં. (इद् મોટો અધિકાર ને દૈવી શક્તિ ધરાવવી.) દેવોનો રાજા.
કથી—(સં. कथ् ધા.) વિસ્તાર કરીને.

(૪-૫.) રાજછત્રની છાયાનીચે રૂપ પોતાનો પ્રતાપ લોકોમાં બતાવવા-છત્રપતિ રાજા હતા.

અલં૦ અનુ૦ (૫) અતિશયોક્તિ.

ભોગ—સ. (भुज् ધા૦) સંસારસુખ, વૈભવ. [અહિંયાં ઉપાધિ ગણી દુઃખરૂપ માનેલો વૈભવ.]
પ્રસવ્યો—(સં. सू જનમ આપવો.) જનમ્યો, પેદાથયો.

(૧) નાઠે—ભૂ૦ કૃ૦, સા૦ કૃ૦ નામને ઠેકાણે. (૬) જેનું નામ ઈ૦
(૫) [કવિના મનમાં આ શ્લોક હોય—

जातमेवान्तकोन्ताय जराचान्वेतिदेहिनम् ।
अनुयक्ता ह्ययेनैते भावा : स्थावरजंगमा : ॥

જાયું—સ. (जात. जन्-जा નો ભૂ૦ કૃ૦) પેદાથયું.
જાય—(સં. या જવું.) નાશપામે.
આયુદાવશે—સં. = આવરદાને તાબે.
કિન્નર—સં.=સ્વર્ગના ગવૈયા.
જક્ષ—સં. (य०) ગણદેવ, કુબેરના ગણ
રાક્ષસ—સ.= દેવમાણસસાથે શત્રુવટ રાખનાર તામસી પ્રકૃતિનાં પ્રાણી.
ગાંધર્વ—સં.=સ્વર્ગના ગવૈયા.
દાનવી—સં. (૦વ. दनु ના વંશજ માટે) દૈત્ય.
મઘવાદિક—સ. (मघवा ઈંદ્ર-मघ સ્વર્ગનો અધિકાર.) ઈંદ્ર અને બીજા સૌ.
કોણમાત્રમાં—(સ. मात्रा માપ, मा ધા૦) શી ગણતીમાં.

અલં૦ (૧) જાયું તે જાય-યમક.

(છપ્પા ૧૮— ).

૧૮. કુંઇક્રોડ = કેટલાએ કરોડ, અપાર.

બ્રહ્મા—સં. (बृह् વૃદ્ધિ કરવી.) વિશ્વની ઉત્પત્તિ કરનાર દેવોમાંના મુખ્ય એવું બ્રહ્મસ્વરૂપ. ૨. વિશ્વની ઉત્પત્તિ કરનાર.

ભૂલ્યા = માયાની જાળમાં ગોથાં ખાતા, અમે અમર એમ મિથ્યા માનતા.

કામ—સં. (कम् ઇચ્છવું.) પ્રીતિનો દેવ, કામદેવ.

અડગ—(સં. दघ् ઝાડવું-મોહ.) સ્થિર, દઢ, ડગે-પાછા હડે નહિ એવા.

ડૂલ્યા—(સં. डुल् ઢીચકાખાવા.) ડગ્યા, ડૂબીગયા, મોતને તાબે થયા.

દિગપાળ—સં. (दिक्पाल. दिक् દિશા, पाल् રક્ષવું.) દિશાઓના દેવ.

[એ દશ છે—ઈંદ્ર-વજ્ર આયુધ ને પૂર્વદિશા; અગ્નિ—શક્તિ આ૦ ને અગ્નિકોણ; યમ-દંડ આ૦ ને દક્ષિણ દિ૦; નૈર્ઋતિ-ખડ્ગ આ૦ ને નૈઋત કો૦; વરુણ-પાશ આ૦ ને પશ્ચિમ દિ૦; વાયુ-અંકુશ આ૦ ને વાયવ્ય કો૦; કુબેર-ગદા આ૦ ને ઉત્તર દિ૦; શિવ-ત્રિશૂળ આ૦ ને ઇશાન કો૦; બ્રહ્મ-પદ્મ આ૦ ને ઉર્ધ્વ-ઉંચે; અનંત ચક્ર આ૦ ને પાતાળે.]

માંધાતા—સં. (माम् મને, धाता-धे પીવું-ધાવવું) મુચકુંદના પિતા-યુવનાશ્વરાજાના પુત્ર. [એ પ્રતાપી ચક્રવર્તી રાજા હતો, એનાથી રાવણ પણ બીતો. એ પોતાના પિતાની કૂખમાથી ઉત્પન્ન થયલા અને ઈંદ્રની અમૃતભરી આંગળી ધાવી ઉછરેલા-માટેજ આ નામ]

દિલીપ—સં.-સૂર્યવંશી રાજા-રામના પૂર્વજમાંનો એક ત્રેતાયુગને અંતે થયલો. [એ મોટો પુણ્યશાળ હતો, પણ એની સ્રી સુદક્ષિણાને પુત્ર નહિ તેથી વશિષ્ઠમુનિની આજ્ઞાએ એણે કામધેનુ સેવી જેથી એને રઘુનામનો પ્રતાપી પુત્ર થયો.]

છાકેલ—સં. (शाक्त = શક્તિ-દેવીના ઉપાસક.) મદરૂપી મદિરા પીને ઉન્મત્ત બનેલા, અતિ અભિમાની.

છત્રપત—સ. (૦તિ.) મોટા ચક્રવર્તી રાજાઓ.

જનક—સ-મિથિલાપુરીના રાજા. [એ વિદેહી-જીવનમુક્ત કેવાયછે એની સભામાં બ્રાહ્મણો નાનાપ્રકારની વિદ્યાવિષે વાદવિવાદ કરતા]

જાદવો—સં. (યા૦ યદુ એક રાજા હતો.] ક્ષત્રિયોનું એક મોટું કુળ.

જાન્હવી—સ.-ગંગાનદી. [ભગીરથ રાજાએ પોતાના પૂર્વજોના ઉદ્ધારને અર્થે ગગાજીને વિનવી સ્વર્ગથી પૃથ્વીપર આણ્યાં. સ્વર્ગથી પ્રથમ એ શિવને મસ્તક૦ પડ્યાં તેણે એને પોતાની જટામાં ગુંચવ્યાં. ભગીરથની સ્તુતિથી શિવે એક લટ છોડી ગંગાનો પ્રવાહ ચલાવ્યો. વળી વાટમાં જન્હુરૂષિ તપ કરતાહતા તેની કેટલીક પૂજાસામગ્રી તણાઇ તેથી તે ગંગાનું

(છોપા ૧૮—૨૦).

પાન કરી ગયા. એને પણ ભગીરથે ઘણા સ્તવ્યા ત્યારે એણે પોતાની જાંઘ ફાડી ગંગાને બાર કાઢી વેતાં કર્યાં એ રુષિનાં નામ ઉપરથીજ ગંગાને જાન્હવી કેછે. ભગીરથ લાવ્યા માટે ભાગીરથી પણ કેવાય છે.]

થિરથાનર—સં. (સ્થિરસ્થાનસ્થા ઊભારેવું.) હમેશાં રેનાર, ચિરંજીવી, અમર.

૧૯. ભોગજોગ—સં. (ભોગ. ભુજ્ ભોગવવું; યુજ્ જોડવું) રતિની ઇચ્છા કે ખાનપાનવૈભવનેલીધે.

વીરજ—સં. (વર્ય-વીર બળવાન થવું) ધાતુ, રેત.

નસાજાળ—સં. = નેસનાં જાળાં

પંચભુત—સં. (ભૂત નિપજેલાં-મૂળમાં, ભૂ ધા૦) પાંચતત્વ—પૃથ્વી, પાણી, તેજ, વાયુ ને આકાશ. [શરીરમાં એ તત્વોના વિભાગ આ રીતે છે—નસ, માંસ, હાડ, નિમાળા ને ચામડી—એ પૃથ્વીના ભાગ; ભૂખ, તરસ, રતિવિકાર, ક્રોધ ને દરખ—એ તેજના ભાગ; શ્વાસોશ્વાસ, નાડ, હેડકી, છીંક ને બગાસું-એ વાયુના ભાગ; શબ્દકરવો (બોલવું), શબ્દનું ગ્રહણ કરવું (સાંભળવું), અવકાશ (પોલાણ), વધવું અને નાશ પામવું-એ આકાશના ભાગ]

મમતા—સં. (મમ મારું-ઉપરથી) મારું છે એમ માનવું તે; પ્યાર.

માયા—સં. (મા માપવું.) સ્નેહ, વાલ.

વાયુરૂપ—સં. (વા વાવું; રૂપ્ જોવું.) વાયુને આકારે, વાયુસરખો. સમા૦બહુ૦.

જથા—સં. (ય૦) જેમ, જેવો.

(૪) શરીરના અવયવો બરાબર ફરી ને વળગાડે એટલામાટે પંચભૂતના ભાગ પ્રમાણમાં મેળવ્યા છે. (૫) એ શરીર નાશવંત છે તેમાં કોઇ-ઓળખમાં ન આવે એવો પુરુષ-ઇશ્વર વાયુરૂપે રહેલો છે. (૬) અલ૦ ઉપમા.

૨૦. મૂઢ—સં. (મુહ્ નો ભૂ૦ કૃ૦) ભોળવાએલો, બોઝો, મૂરખમાણસ.

કારમી—સં. (કૃત્રિમ-ખરું નહિ પણ બનાવટનું) રૂપગુણે ચમત્કારિક-[અદ્ભુત દેખાતું, ખોટું.

કાયા—સ્ત્રી૦ સં. (ત્ય પુ૦) શરીર.

માયા—(જો૦૧૯) જગતનું રૂપદર્શન નાટક, મિથ્યા ભાસ, છે છે ને નહિ એવું.

અજ્ઞાને—સં. (જ્ઞા જાણવું) જગત સત્ય છે એવા નિશ્ચયઉપર.

આરૂઢ—સં. (આ+રુહ્ પલાણકરવું-નો ભૂ૦ કૃ૦) બેઠેલો, ચડેલો—અજ્ઞાન-ઘોડે. અલ૦ રૂપક.

અંધ—સં.= આંધળા, માયાએ મોહિત, મિથ્યા છે તે સત્યકરી માનનાર.

ધંધે ધાયા = સંસારી ખટપટમાં ભમ્યા-રહ્યા.

(છપ્પા ૨૦—૨૩).

ઘરસૂત્ર—સં. ( गृह०. सूत्र દોરો ) ઘરસંસાર, કુટુંબકબીલો.
ભલીભાત – અવ્ય૦ = રૂડી રીતે, સારીપેઠે.
કૂપો—સ. ( कुतुप ) તેલથી ભરવાનું વાસણ-ઘણુંકરીને ચામડાનું.
અસાચ—સ ( ०सत्य अस् હોવું ) ખરું-નિત્યનું નહિ તે, ક્ષણભંગુર, અલ૦ દૃષ્ટાંત-રૂપક. [ નાશવત. સમા૦ નપ૦
૨૧. પ્રીતે—સ. ( प्रीति. प्री ખુશકરવું. ) ખુશીથી, બચવાની મોટી આશાથી.
શેષ—સ. ( शिष् જુદું પાડવું ) એ નામનો નાગ જેણે પોતાની ફેણઉપર પૃથ્વી ધરીરાખીછે એમ કેવાયછે. [ નાગનો રાજા છે-અનંતતાનું સ્વરૂપ ને પાતાળનો અધીપ. પ્રલયકાળે વિષ્ણુ નારાયણરૂપે એના ઉપર શયન કરેછે-જેતો શેષશાયી-પ્રેમા૦ ઉખ૦ ૪ ].
રવિરથ—સં. = સૂરજના રથની
મંત્ર —સ. ( मन्त्र् છૂપી મસલત કરવી. ) દેવની સ્તુતિરૂપ કવિતા-વેદમાં.
જંત્ર—સ. ( य० यन्त्र् રોકવું ) ધાતુની તખતીપર કે કાગળપર ખાનાં અક્ષર આંકડા મૂર્તિ વગેરે પાડી મત્ર ભણી પૂજા સાધન થાય તે. [ જતરમંતર-એમ સાથે બોલાયછે. ]
જાપ—સ. ( जप् મનમાં બોલવું ) જપ, નામમત્ર ઇત્યાદિનું મનમાં કે મુખે
માલે = સુખે રહે, મઝામાં રહે [ વારવાર ઉચ્ચારણ કરવું તે.
રવિમંડળ—સ. = સૂરજમડળ-સૂરજ અને તેની પ્રદક્ષિણા કરનાર ગ્રહ એ સૌ મળીને જે મડળ તે.
અટે—( સ अट् ધા૦ ) ભટકીવળે, ભમે.
[ સરખાવો ( ૧-૨-૫ ) ને છપ્પા ૧૪ સાથે ]
(૪) ધર્મદાનમંત્રજાપ ઇ૦ થી સ્વર્ગ મેળવે ત્યાનો ઇંદ્ર રાજા છે.
૨૨. સરપ—સં. ( ०र्प. सृप् પેટેચાલવું.) સાપ [ કે૦ પ્ર૦ nom abs. ]
વાસીવિકાર—સ. ( वासी-સ્ત્રી ૧૩, वि+कृ બગડવું ) મોરચી.
હડકવા—સ ( अलर्क ગાંડો કુતરો. ) હડકાયું [ અભિમાન.
મમત—સ ( ०त्व. मम મારું ઉપરથી.) હુપદ, મારો બોલ ઉપર રહે એવું
(૨) કોઇ જુવાન કોઇ ઘરડા થઇ, કોઇ બાળક અવસ્થામાંજ-કાં પુરુષ કાં સ્રી (૩) મરતાં=મરે છે. (૪-૬) કોઇ વૈભવ ભોગવતાં કોઇ રોગે રિબાતાં. (૫) વાસીવિકાર કે હડકવા—કારણાર્થે પચમી.
૨૩. વિચ-બિચ = વચ્ચે, અદર. ० [ સં वीची-મોજાં ? ] [ ન થાય.
વજ્ર—સ. = ઇંદ્રનું આયુધ-હથિયાર. ૨. ઘણું કઠણ જેમાં કોઇનો પ્રવેશ

(છપ્પા ૨૩—૨૭).

ગુફા—સં. (વ્યા. गुह् ઢુપાવવું.) પાડમાં પોલાણ.

ગંભીર—સં. = ઉંડી, ગુપામણી.

માણે = મોજ ભોગવે, મોતના પંઝામાંથી ઉગર્યો એમ માની ચેનમાં રહે.

ઈંદ્રજાળવિદ્યાય—સ. (વ્યા. जल् ઘેરીલેવું.) નજરબંધીના ખેલ સમા૦કર્મ૦

જુગતથી—સં. (युक्ति-युज् જોડવું, ગોઠવવું.) સારી રીતે.

સાંચરે—(સં. चर् જવું) ચાલે, વર્તે.

જતન—સં. (यत्न. यत् ધા૦) જુગતિ, ચોકસી; રક્ષણ થવાસારુ પ્રયત્ન.

કોડે = હોંસથી, ઉમેદથી.

(૩) માંહિ—સ્થળવાચક ક્રિ૦ વિ૦. (૬) જાળવતાં—સંબંધકભૂત.

૨૪. ચિરંજીવી—સં. (चिरं લાંબા વખત સુધી, जीव् જીવવું.) અમર. સમા૦ અવ્ય૦

અહિપત—સ. (વ્તિ. अहि નાગ) શેષનાગ જે અનંતતાનું સ્વરૂપ છે.

સતવાદી—સં. (વ્ય૦) સાચું બોલનાર, પ્રમાણિક. સમા૦ દ્વિ૦

સલક્ષણા—સં. (સલ૦ सत् સારાં, लक्षण નિશાની-વર્તણુક.) સારી ચાલના.

અલં૦ લાટા૦ [ સમા૦ બહુ૦

૨૫. ખટમાસ—સં. (षड्० ) ૭ મહિના. સમા૦ દ્વિગુ.

ધર્મ—સં (धृ ધારણ કરવું) પદાર્થમાં રહેલો તેનો ખાસ ગુણ, સ્વભાવ.

ધારવો—સ. (धृ રાખવું.) સમજવો, નક્કીકરી માનવો.

ગારવો—સં. (गर्व-गर्व् ધા૦) અભિમાન, ગુમાન, મગરૂબી.

(૫) વસ્તુમાત્રનો ખાસ ગુણ છે કે નાશ પામવું, એવું ખાતરીથી માનવું. [मरण प्रकृति: शरीरिणा विकृतिर्जीवितमुच्यते बुधै:। ડાહ્યા માણસનું મત છે કે મરવું એ પ્રાણીની પ્રકૃતિ, જીવવું એ એક આકસ્મિક બનાવ છે.]

૨૬. દીપક—સં. (दीप् પ્રકાશવું.) દીવો-જીવ. અલ૦ રૂપક-પરિણામ ઉપમા.

પડશે—દેહ પડશે = તે માણસ મરશે.

કુંભ—સં. = ઘડો. અલ૦ રૂપક.

[ (૨) શરીરરૂપી ઘરમા જીવ એ દીવો છે.]

૨૭. પુત્ર—સં (पुत् એ નામનું નરક, त्रै રક્ષણ કરવું) છોકરો. સમા૦ ષ૦.

[પુરાણમતે-જે મરનારની પાછળ પિંડદાન કરવાને દીકરો ન હોય તેને पुत् નામના નરકમાં પડવું પડે છે.]

પિતા—સં (पा પાળવું.) બાપ

પ્રમાણે—સં. (प्रमाण આધાર-मा માપવું.) ગણીલે, માને.

હાણ—સં. (વ્નિ. हन् મારવું) નુકશાન.

(છપ્પા ૨૭—૩૦)

લાભ—સં (लभ् મેળવવુ) ફાયદો
લેખે—(સ लिख् લખવુ, लक्ष् જોવુ?) ગણે, માને
દિલ—फा० = મનમાં
પેખે—(સ प्रेक्ष् જોવુ) જોય, ગણે, માને
અસંખ્યધા— સ (सङ्ख्या ગણત્રી–सम् બરાબર, ख्या કેવુ) અગણિત
લાડ—સં. (लड् ખેલવુ) ખેલ, રમત, બાળકોના જે ગેલછા તે
ગુણ—સ (गुण् વધારવુ ૨ લલચાવવુ) લાભ, ઉપકાર
ઓશિંકળ = આભારી, ઉપકારી ૨. ગુણ વાળવો તે.
પાડ = ઉપકાર, એહશાન

(૧) બાપનો એટલો આપણા ઉપર ઉપકાર છે કે તે રુણમાંથી છુટાવાનું નથી તેનો બદલો વળાય નહિ [ઓશિંકળ થવુ કેવાનો સાધારણ રિવાજછે]

૨૮ વિજોગ—સં (વ્યો॰ वि ઉલટુ બતાવે છે, युज् જોડવુ) જુદાઇ, જૂદા પડવુ તે–મોતથી કે બીજા કઇ કારણથી–અહિયા મોતથીજ. [समा० स०
દાવાનળ—સ (दाव વન, अनल અગ્નિ આગ) દવ, વનમા આગ લાગેછે તે
ડસવો—સ (दशन दश् धा०, કરડવુ તે
તનરોગનું—સ = પોતાનુ શરીર રોગે પીડાય તેનુ [વેછ માટે]
કોડ— સં (कोटि) કરોડગણું [ क्रि० वि०, ગોડુ–સાથે નિકટનો સબધ ધરા-
પોઢુ—સ (જો॰ ૧૫) મોટુ, ભારે, ન સવાય એવુ
શુભ—સ (शुभ् સારુ દેખાવુ) સારુ

૨૯ તાત—સં (तन् પસારવુ) બાપ
સમસ્ત—સ (सम् એકઠા, अस्त નાખેલા, મૂકેલા अस् धा०) સઘળાં
ભ્રાત—સ = ભાઇ. [(लक्षणा.)
શ્વસુરપખો—સ (ण्पक्ष-पक्ष પાખ બાજુ) સાસરાતરફનાસગાં, સાસરિયાં.
સ્નેહી—સં (स्निह् धा०) હેતાળ
સખા—સ = મિત્ર, દોસ્ત, ભાઇબધ
અધિક પ્રકારની—સ (प्र વધારે, कृ કરવુ) ઘણી જાતની
અંતરતણી—સ (०ट्) મનની, ખરાં અત કરણની.
સપુત—(सुपुत्र. જો॰ ૨૯) સારો રૂડા આચરણવાળો છોકરો. समा० कर्म०
સરસ—સ (स સાથે, रस પ્રવાહી સેજ્ન) ભેજવદાર, સુખકારી, समा० बहु०

૩૦. મોક્ષ—સં (मुच् છોડવવુ) મુક્તિ, જન્મમરણથી છુટકારો.
ભેણુ = અપવાદ, તિરસ્કાર, દુર્ભાગ્યઉપર હુમલો.

(છપ્પા ૩૦—૩૧).

શૂન્ય—સં. = ખાલી, ઉજડ; ઉદાશી ઉપજાવનાર. (શ્વન્ કુતરું. શ્વન્ય- કુતરાનું-ખાલી જગામાં કુતરાં જઇ બેસેછે માટે, શૂન્ય=ખાલી જગો- લાક્ષણિક અર્થ)
જીવન—સં. (जीव् ધા૦) જિવતર, જિંદગી.
ખોટું = નકામું.
વિશ્વ—સં. (विश् પેસવું-વ્યાપવું.) જગત, દુનિયા.
પિતૃશ્રાદ્ધે—સં. = બાપનું સરાધ. (पितृ બાપ-ની છટ્ઠી વિભક્તિ पितुः અથવા ऋ નો પણ-ઉ થાય છે.)
સારે—(સં. सृ જવું-પ્રે૦ ભેદે.) કરે.
ગરથ—પૈસોટકો.
વ્યર્થ—સં. (वि વનાનું, अर्थ હેતુ.) નકામો.
ગાંજિયો = છેતરાયો, ઠગાયો, હરવાયો-દૈવથી. ૨. અભાગિયો, દુઃખી.
બળગો—સં. (ज्वलित-ज्वल् બળવું-નો ભૂ૦ કૃ૦) ધિક્કારવાજોગ, છેક નકામો.
વાંજિયો—સં. (वंध्य) જેને છોકરાં ન થતાંહોય તે-સ્ત્રીપુરુષ.

અલ૦ ૨૭—૩૦-લાટા૦.

૩૧. ઇંદ્રવારણાં—સં. (૦ણી.) એકજાતનાં ફળ બ્હારથી સુંદર દેખાતાં પણ સ્વાદમાં અતિ કડવાં. [ઇંદ્ર ને વરુણ એ બેના નામપરથી નામ પડ્યુંહશે]
ખાંતે = હોંસે, ઉમંગથી.
આવળ—એ નામનું પીળાં ફૂલનું ઝાડ છે.
તૃષા—સં. (तृष् ધા૦) તરસ, પાણી પીવાની હાજત.
ઉજ્જવળ—સં. (उत् ઘણું, ज्वल् બળવું.) ઉજળાં, ધોળાં.
કરા—સં. (करका-कृ ઇજા કરવી.) હવામાંથી છૂટું પડી બંધાઇગયલું અતિ ટાઢું પાણી નાનામોટા પત્થરના આકારમાં વરસેછે તે.
સમા—સં. = સરખા, જેવા.
આભ્રણ—સં. (૦भरण-भृ પુષ્ટિ આપવી, વધારવું.) ઘરેણાં.
ઓપે = ચળકે, સારાં દેખાય.
અશાં—સં. (ईदृश.) એવાં-મોતીનાં ઘરેણાંજેવાં.
સાંખી જુઓ = તોળીજુઓ, બરાબર સરખાવીજુઓ. સાખવું = ભરત માપ વજનનો સુમાર કાડવો.

(૪ ખ) દ્રુસ જે કામ કરે તે બમણાંથી ન થાય-તેની તોલે ન આવે. (ર્લો૦ ૧) અલં૦ દૃષ્ટાંતરૂપક. (૫) પૂર્ચ્છા.

(છપ્પા ૩૧—)

૩૨ **કામ**—સં (કમ્ ઇચ્છવુ) કોઇપણ ઇંદ્રીના ભોગતરફ ઇચ્છા, વિષયવાસના.

**લોભ**—સ (લુભ્ ધા०) કંઇ વાતની તૃષ્ણા-અતિશે ઇચ્છા

**મોહ**—સ. (મુહ્ લોભાવુ) રૂપગુણકર્મની ખૂબીને વશ થઇરેવુ તે.

**માયા**—સ (મા માપવુ) સ્નેહ, પ્રીત; સસારપર આસક્તિ—વળગણ

**મડે** = માં મચ્યારહે,—ને વશ થઇરહે. નવ મડે = હદમા રાખી યોગ્ય પ્રસગે ને યોગ્ય રીતે વાપરે.

**અહંકાર અભિમાન**—સં = હુંપદ [અહં હું; અભિ તરફ, માન મોટાઇ-પોતાને વિષે સારુ મત આ બે શબ્દમા ભેદ બતાવવોજ હોય તો, અહંકાર= પોતાની દેહનો ગર્વ, અભિમાન=દેહના સબંધની વસ્તુથી મોટાઇ ]

**છક** = છાક, ગરૂરી. (જો० દોહેલ ૧૮).

**છળભેદ**—સં (छल् ઠગવુ. भिद् જુદુ પાડવુ) દગાઇ, કપટ, દગોફટકો. [આ બે શબ્દો ઘણા ખરા સાથે વપરાય છે અને અર્થ એકજ છે ]

**છંડે** = ત્યાગે, તજે, કાઢીનાખે [સમા० ૫૦

**પરનિંદા**—સ (निन्द् ધા०) કોઇને વિષે ભુંડુ બોલવુ તે, પારકાની બદગોઇ.

**પ્રીતે**—સ. (प्रीति-प्री ખુશ કરવુ) ખરા મનથી-ઉપરથી બતાવવાને નહિ.

**તજે**—(સ. त्यज् ધા०) છોડી દે, નહિ કરે [આ શબ્દ અને (૪) મા રાખે-એ પૂર્વાપર-આગળ પાછળ સબંધ રાખે છે ]

**રજોગુણ**—સ (रज् હલચાલ) માયાના ત્રણ ગુણમાનો બીજો જેથી વિષય-વાસના લોભ ગર્વ અસત્ય વગેરેના જોસ્સા ઉપજેછે સમા० કર્મ०.

**રીતે**—સ (०ति) હદમાં, જોઇએ તેટલોજ ને તેવીરીતનો

**માન સનમાન**—સ (सन्मान-मन् ધા०) વિવેકને ખાતર સાધારણ માણસને આદરુ અપાય તે માન, અને ગુણ મહતા ઇત્યાદિ કારણથી મહાપુરુષ ઋષિ ઇત્યાદિને સત્કાર-રૂડી પ્રતિષ્ઠા અપાય તે સન્માન.

**પરમારથ**—સ (०र्थ परम શ્રેષ્ઠ, अर्थ હેતુ) પરોપકારનુ કામ સમા० કર્મ. [અર્થ ત્રણ છે-સ્વાર્થ = પોતાના સબંધનુ કામ, પરાર્થ = પારકાના સંબંધનું કામ, પરમાર્થ=મોક્ષના સંબંધનુ કામ લોકમા ઘણુંખરુ પરાર્થને અર્થે પરમાર્થ વપરાય છે ]

**ગૃહસ્થ**—સં (गृ० गृह ઘર-સસાર, स्थ રેનાર) સસારી માણસ, ઘરસસાર માંડીને રહેલો પુરુષ. સમ० સ०

**ઇકોતર** = એકોતેર-પરિયા-વડવા-પૂર્વજ [એકોતરજ આ...]

(છપ્પા ૩૨—૩૪).

ઓધરે—(સં. उत् ઊંચે—બ્હાર, हृ લેવું, धृ ધરવું-લેવું.) ચોર્યાશીલાખના ફેરાથી બચે, મોક્ષ પામે. ૨. પાપથી મૂકાય.

[(૧) આ ગુણો સૃષ્ટિની સ્થિતિનેસારુ જરૂરના છે, પણ હદમાં ન રેતાં એ વધી જાય ત્યારે દુશ્મનથી બૂરા થઇ પડે છે (૬) પુરાણમતે—વંશજનાં સારાંનરતાં કર્મનાં ફળનો એ પૂર્વજોને ભોગવવો પડે છે ]

અલં૦ ઘણાખરા અનુપ્રાસ.

૩૩. પ્રતિદિન—સ. = દરરોજ. સમા૦ અવ્ય.

પ્રાતઃકાળ—સં. (प्र આગળ, अत् વધતા જવું; कल् ગણત્રી કરવી) સવારને વખતે, સવારે. સમા૦ કર્મ૦.

સંધ્યા—(જો૦ બિર૦ અધ્યા૦ ૩૩—૨).

શુભ—સં. (शुभ સારું દેખાવું) સારી, કલ્યાણકારી.

ગંગાજળસમ—સ. = ગંગાનાં પાણી જેવા-પવિત્ર, પૂજ્યાજોગ. સમા૦ત૦

ગુરુદેવા—સ.(गृ બોધકરવો; दिव् પ્રકાશવું) દેવનાજેવા-પૂજ્યગુરુને.સમા૦કર્મ૦

વિપ્રનાં વૃંદ—સ. = બ્રાહ્મણનાં મંડળ, બ્રાહ્મણો.

આઠેજામ—સં. (अष्टयाम—यम् અટકાવવું.) આઠેપોર, રાતદહાડો.

સૂજે—(સ. सूच् જોવું.) દેખાય, સારીલાગે, ગમે,

જથાશક્તિ—સ. (यथा०. शक् બળવાન થવું) પોતાની શક્તિપ્રમાણે, બને તેટલું. સમા૦ અવ્ય૦.

સહજમાં—સ. = ઘણી સેલાઇથી, વગરઅડચણે. [સહજ=સાથે જન્મેલું. જન્મથી સાથે તે સેલુંજ—જળચરમાં તરવાનો ગુણ સહજ, ખેચરમાં ઉડવાનો ગુણ સહજ.]

ગયા—સં. = જાયછે. [કોઇવાર વર્તમાનને ઠેકાણે ભૂતકાળ વાપરવાથી ત્વરાની સાથે નિશ્ચયનો અર્થ આવે છે-તમે ચાલવા માંડો, હું પાછળ આવ્યો.]

[(૬) ગૃહસ્થ તે-એમાં-તે અકર્તૃક Impersonal છે. જો૦ ૨૮. અને નર્મ૦ વ્યા૦ ૮-૧. પરવતની તળેટી તેથી ]

લાભ—સ. (लभ् મેળવવું) પ્રાપ્તિ, નફો, ફાયદો; પૈસો.

પ્રિય—સ. (प्री ખુશ કરવું) પ્યારું.

જાર = યાર, ઉપપતિ, આશક; લંપટ, વ્યભિચારી માણસ.

જારી = છિનાળી.

સુમ-સુમ્ભ = કૃપણ, કંજુસ. [પોતાનું વધારે વળખ મેળવવા તરફ અને સુમ્ભનું સંઘરીરાખવાતરફ.]

(છપ્પા ૩૪—૩૭)

**રાગી**—સં. (रंज् રંગવું, ખુશકરવું.) ગવૈયો. ૨. પ્રેમી. [ઉલટો ગુણ.
**રંગ**—(જો૦ ઉપર.) દેશી, ઢાળ, ચાલ-ગાયનમાં. ૨. પ્રેમ, ત્યાગીપણાથી
**જોગી**—સં. (यो ० युज् જોડવું-આત્માને પરમાત્માસાથે.) તપસ્વી, વિરાગી,
**મળે**—સ. (मिल् ધા૦) મળતાઆવે, એક જાતના હોય. [રાગીથી ઉલટો.
**અનાદિ**—સં. (अन् નહિ. आदि પેલાં.) જેની પેલાં બીજું નહિ તે;
પરાપૂરવથી, મૂળથીજ. સમા૦ બહુ૦ [પૈસૉટકો, છત.
૩૫. **છત્યે**—સ. (सत्ता હોવાપણું, अस् હોવું-ઉપરથી.) પુષ્કળપણું, પેદાશ,
**ગુણગત્યે**—સં. (०ति. गुण् વખાણવું; गम् જવું.) ગુણની રીત, ગુણ હોય તે.
**રીતિ**—સં. (री જવું.) વર્તણુક, ચાલચલણ.
**ઝૂઝાર**—સં. (योद्धृ-युध લડવું.) જોદ્ધા, લડવૈયો. [નઠારી.
**વ્યસન**—સં. (वि ઉલટે-ખોટે રસ્તે, अस् ફેંકવું-ચડાવવું.) ટેવ, આદત—
**વાદ**—સં. (वद् બોલવું.) તકરાર. [૩. ચાલચલકત.
**વિધિ**—સ. (वि+धा આજ્ઞા કરવી.) નસીબ, ભાગ્યોગ. ૨. ધર્મક્રિયા
૩૬. **છેક**—અવ્ય૦ = આખરસુધી.
**ગુહ્ય**—ભા૦ ના૦ સ. (गुह् છુપાવવું.) છૂપી-ચોરીની વાત.
**ડૂંડી**—સં. (डिंडिम નગારું.) ડાંડી, ડમરુના આકારનું દાંડિયે ઠોકી વગાડ-
વાનું વાજિંત્ર. ડૂંડી વાગે = પ્રસિદ્ધ થાય, બધાંના જાણવામાં આવે.
[જાહેરમાં ખબર આપવાની બાબત ઢાઢેરો ફરી ડાંડી વગાડી જણાવે છે.]
**કાયર** = હિચકારો, બાયલો.
**છિદ્ર**—સ. (छिद् કાપવું, કાણું પાડવું) ખોડ, એબની વાત, નબળી વાત.
**ભગની**—સ. (०गिनी. प्रा० बहिणी.) બેનડું.
**લીલાલેર**—સં. (०लहरी. लीला ખેલ, लहरी હોડા, મોજ) સુખ કરવું
ભરપૂરપણું, પુષ્કળ પૈસોટકો ઇ૦ સમા૦ તૃ૦ અથવા મધ્ય૦
[લી૦ લક્ષ્મીતણી=લક્ષ્મીનું મોકળે મને માલવું, જાણે લક્ષ્મી નિ:શંકપણે
જળક્રીડા કરે તેથી પાણીમાં હોડા ઉછળતા હોય.]
**ખણી**—(સ. खन् ધા૦) ખોદીને [ખોદીખણી-બેઉ એકજ અર્થના, સાથે
વપરાઇ અર્થમાં વિશેષતા આણે છે.]
૩૭. **સપ્તધા**—અવ્ય૦. મં. = સાતરીતે, ઘણીરીતે, ઘણુંઘણું. [ત્રણ સાત
**દમે**—(સં. दम् ધા૦) પીડે, દુઃખ દે. [એ પૂર્ણ સંખ્યા ગણાય છે.]
**નીર**—સં. = પાણી.
**ઘાત**—સં. (हन् મારવું.) મોત; મપારો, ઘા; મોટું નુકસાન.

(છપ્પા ૩૭—૩૯)

**ધાસે આપણને**—( સં ધૃષ ધસવુ ) આપણી પાછળ ધસાય, આપણા
**દામ**—હિં० = પૈસો [ કામમા વાપરે
**જર** સ = પૈસો, દોલત
**સહી**—અ (સહીહ ખરૂં-પૂરૂં ) નક્કી, બેશક ( આવેછે
**પિત્રિ**—સ ( ०तृ બાપ વડીલ ) વંશમા મરીગયલા જેનુ શ્રાધ સારવામા
**પિંડ**—સ ( પિંડ એકઠુ કરવુ ) શ્રાધમા પિતરને રાંધેલા ચોખાનો જે ગોળો આપવામા આવેછે તે

(૬) કોઇએ કરેલા ગુણઅવગુણનો બદલો જે વાળતો નથી તેના હાથના પિંડ પિતર લેતા નથી તેને અધમ ગણીને

૩૮ **સાલ**—સં (शल्य તીર, કાંટો ) નડતર, હરકત, દુ ખ દેતી વસ્તુ [ સાલ= વેમા કે ખૂણામા સજ્જડ બેસતો લાકડાનો છોલી તૈયાર કરેલો ભાગ એ ભાગ પેલાને ખસવા કે ચસવા દે નહિ.]

**ફટાયો**—(સ स्फट् ફાટ, ચીરો.) વારસાનો ભાગ લઇ પોતાના ભાઇથી જૂદો પડેલો-ગરાસિયો ઠાકોર. ૨. મન જૂદુ થઇગયલુ એવો બેદિલ-ભાઇ
**ફૂટે**—(સ स्फुट् ફૂટવુ ) છૂટો પડી સામો થાય, દુશ્મનને મળીજઈ ઍબ ખોલે
**પ્રજા**—સ (जन् પેદાથવુ ) રૈયત, લોક
**ભૂપ**—સં ( भू પૃથ્વી, पा રક્ષવું ) રાજા મમા० ૬૦
**પટતર**—અ०ય० સ (पट् લુગડું अंतर વચમા ) વચમા [ પટનો અર્થ રંગાછે]
**પટકુળ**—સ (पट બારીક કપડુ कुल સમુદાય ) કપડુ [ આ શબ્દમા માત્ર
**ભામની**—સ ( ०मि०भाम ક્રોધ ) ક્રોધી સ્વભાવની સ્ત્રી, સ્ત્રી, બૈરી
**ભાખે**—(સં भाष् ધા० ) બોલે
**શામા**—સ (श्या०) સ્ત્રી જેને છોકરા ન થયાંહોય તેવી આહથી તે સોળ વરસની વયની અથવા એકવડા નાજુક બાંધાની, કોઇપણ સ્ત્રી [પેલો અર્થ અને તેમા પણ પૂર્વભાગ અહિંયા ઠીક લાગશે, એ શીમા ઇર્ષા વિશેષ રેછે માટે]

**શોકય**—એક પુરુષને બે કે વધારે બૈરી હોય તો તે એકબીજીની સોક

૩૯. **મચ્છ**—સં (मत्स्य ) માછલુ [ કેવાય
**જીવત**.—સ ( जीवित—जीव् ધા० ) જીવતુ
**આયુ**—સ ( ०युस ) જીવવાનો કાળ, આવરદા
**સતી**—સ (सत् પવિત્ર ) પતિવ્રતા-સદ્ગુણી સ્ત્રી
**નાવ**—(સ नव નવું ) ધણી-નવો પરણેલો, ધણી.

(છપ્પા ૩૯—૪૧)

જાચક—સં. (या० याच् धा०) ભીખારુ, ભીખ માગનાર.
લચ્છ-લાછ—સં. (लक्ष्मी.) પૈસો.
એવી વિધે—સં. = એ રીતે.
બૂઝે—हिं० = જાણે, સમજે, ગણે. [સં. बुध् જાણવું ?]
(૫—૬.) એ રીતે ઘણા લોક ઘણી જાતની પ્રીતિ ગણે છે એ ખરું, પણ બધીનો સાર એ કે સૌ પોતપોતાનું લેણદેણું લેછે ને આપે છે.
મચ્છને નીર, વન્હિને વાયુ, ઇ૦ માં ચતુર્થી સંબંધસૂચક છે

૪૦. નાગો—સ. (नग्न. नज શરમાવું.) વસ્ત્ર-માલમતા વગરનો.
ક્ષમાધર—સ. (क्षमा ખામોશ, क्षम् માફ કરવું; धृ રાખવું.) ખામોશ રાખનાર, સહન કરનાર, દરગુજર કરનાર. समा० द्वि०.
નાડ—સ. (૦ડી) હાથનાં કાંડાંઆગળની શિરા જેઉપરથી લોહીની ગતિ અને તેઉપરથી રોગ સમજાયછે.
નિરોગી—સં (नी० निर् વનાનું, રોગ માંદગી, रुज् દુઃખ દેવું, ગેરબંદોબસ્ત કરવા.) રોગવગરનો, આરોગ્ય, તનદુરસ્ત. समा० બહુ૦
ગુણિકા—સં. (ग० गण् ગણવું) વેશ્યા, પાતર, રામજની.
ઠગાય—(सं स्थग છુપાવવું.) છેતરાય, મોહમાં પડે.
જગમાયા—સ. = દુનિયાદારીપર પ્રીતિ, મોહ. समा० स०
જમ—સ. (य० यम હદમાં રાખવું) મરણપછી પ્રાણીનાં પુણ્યપાપ જોઇ તેને સ્વર્ગે અથવા નરકમાં લઇજઇ રાખનારો દેવ.
નરક—સં. = પાપીપ્રાણીને તેનાં મરણપછી શિક્ષા પામવાને રેવાનું ઠેકાણું. [નરક મોટા ૨૧ ને નાના ૭, એમ ૨૮, અથવા ૮૪ નરક કેવાય છે.]
નિષ્પાપ—સં = પાપવનાનો, ધર્મી. समा० બહુ૦
(૨-૫.) ખામોશ રાખનાર ભારે જોખમમાં આવી પડતો નથી. [કપાએ શબ્દ સૂચવે છે કે કવિને કોઇ રાજા કે જોદ્ધા વિષે કેવાનુ હોય]
(૫) આયુષ છતાં-કે૦ પ્ર० Nom. abs

૪૧. ભલેજ—અવ્ય૦ સં. (भद्र સારું.) સારુ થયુ કે, ધન છે.
ભલેજ જાયો = ધન છે તેના જનમવાને.
વામ્યાં—(સ. वम् ઓકીકાડવું.) નાશ પામ્યાં, મટયાં, ગયાં.
ગણાણો—(सं. गण धा०) ગણાયો, કેવાયો. [કેવાણો, ગણાણો, થવાણો-એમ કવિતામાં વપરાય છે]
જનની—સ. (जन् પેદાથવું-પ્રેઠ ભેદ.) માતા, મા.
અલ૦ લાટા૦

(છપ્પા ૪૧—૪૪).

ધન્ય—સં. (धन् શબ્દકરવો-વખાણવું) નસીબદાર, ભાગ્યશાળી.
સદાવ્રત—સં. (सदा હમેશાનું, व्रत નીમ) પ્રવાસી લોકોને હમેશા ધર્માદા સીધું આપવાનો જે નીમ તે. समा० કર્મ.
પરાયાં—સં. (परकीय.) પારકાં. બીજાનાં, લોકનાં.
કષ્ટ—સં. (कष् પીડવું) પીડા, દુઃખ.
કાપે = ટાળે, મટાડે.
દરિદ્રતા—સં. (दरिद्रा ધા૦) ગરીબાઇ, નિર્ધનપણું, કંગાલિયત.
દળે—(સં. दल् ભાંગવું, કાપવું.) તોડે, કાપે, જડમૂળથી કાઢે.
વડા—સ. = મોટા, ઉત્તમ. (वड् મોટું)
अलं० લાટા० (૬) બાકી—વાક્યયોગી ?
૪૩. કલંક—ન૦ ને પુ૦ = ખોડ, એબ.
પ્રકાશે—(સં. प्र + काश् ઝળકવું.) બાર પાડે, જાહેરમાં આણે.
વાસે—(સ. वस् રેહવું-પ્રે૦ ભેદ.) પસારે, ફેલાવે.
ખુની—फा. (खुन લોહી) ઘાતકી, ખારીલો, કીનાખોર.
વાણોતર—(સં. वाणिज વેપારી-હપરથી?) મેતો, ગુમાસ્તો.
કેથ—સં. (कात-कम् પ્યાર કરવો ને ભૂ૦ કૃ૦) પતિ, ધણી.
ઠામ દેખાડીયે = આશ્રય આપિયે, મદદ કરિયે.
૪૪. હાસ—સં. (हस् હસવું) મજાખ, મશ્કરી, ઠઠ્ઠો.
ગરૂઆ—સ. (गुरु.) મોટા મોટા બુદ્ધિવાન માણસો.
ગાંજે = છેતરાય; કરતી વેળા ન ધારીશકે કે હાસનું આવું માઠુ પરિણામ થશે, થાય ત્યારે જાણે ને પસ્તાય.
કલેશ—સં. (क्लिश् દુઃખ દેવું) કલહ, કજિયો, કંકાશ. [ધૂળભળીજાય.
ભવન—સં. (भू હોવું) ઘર, સંસાર, (લક્ષણા). ભવન ભાંજે = સંસાર
રૂઠે—સં. (रुष्-रुष् ગુસ્સે થવું-ને ભૂ૦ કૃ૦) કોપે, છંછેડાય થાય. [ભૂ૦ કૃ૦ કેટલીવાર ગુજરાતીમાં ક્રિયાપદનાં મૂળપ્રમાણે વપરાય છે; ત્રુટ-त्रुट, પઠ, પરઠ पृष्ट; છૂટ-छुट.]
હુંશ—અ. (हवस ઇચ્છા.) ઇચ્છા, કોડ, ઉમેદ.
પહોંચે = પારપડે, બરઆવે.
ખોડ—સં. (खोड् લગડો—खोड् ધા૦) ખોટ, નામોશી, નુકસાન.
अलं० લાટા०.

(છપ્પા ૪૫–).

૪૫. **તરુવર**—સ. (तरु ઝાડ, वर ઉત્તમ–૩ પસંદકરવું.) ઉત્તમ ઝાડ, ઝાડ. સમા૦ સ૦ [वर નો અર્થ કઇવાર નહિંસો થઇજાય છે—सरोवर.]

**છાંહ**—सं. (छाया. છો કાપવું, અટકાવવું.) છાયડો, શીળો.

**નવાણુ** = જળાશય, પાણીની જગા–વાવ કુવો વગેરે. [सं. स्नान, प्रा० न्हावण ઉપરથી, કે नव નવું, અને अर्णम् પાણી ?]

**વનરાય**—સ. (०जन्.) વનમાં મુખ્ય–ઉત્તમ ઝાડ, આંબો ? [य નો જ થાયજ, પણ ક્વચિત્ જનો य પણ થાય. ભુજગ ભોયંગ=સાપ, सर्जू સુરૈયો.]

**ક્ષુધાતુર**—सं. (क्षुधा+आतुर) ભૂખે પીડેલો, ઘણું ભૂખ્યુંમાણસ. સમા૦ તૃ૦

**ગંગા**—સ. (गम् જવું.) ગંગાનદી, નદી, નવાણુ.

**ગંભીર** सं. (गॄ જોવું.) ઊંડી ભોળાં પાણીવાળી.

**દિલદરિયાવ**—फा. (दिल મન, दरीयाव મોટું, ઉમદા.) ઉમદા મનનો, ઉદાર વૃત્તિનો. સમા૦ બહુ૦

**વિક્રમ**—सं. (वि વિશેષ, क्रम् જવું.) ઉજ્જનનો રાજા—સંવત શકનો સ્થાપનાર. [ભર્તૃહરિ વૈરાગ્ય પામી જતારયા પછી તેની ગાદીએ જે બેસે તેને વેતાળ (ભૂતની એક જાતિ) ખાઇ જતો. એ વાત વિક્રમે જાણી ત્યારે સાધારણ માણસને વેષે આવી તેણે પ્રધાનને કહ્યું કે મને ગાદીએ બેસાડો, હું તે ચલાવીશ. પ્રધાને તેમ કર્યું; પછી સાંજસુધી રાજ ચલાવી પોતાના સૂવાના ઓરડામાં અન્નસાહિત્ય ભરાવી નાગી તલવારે રાજા જાગતો બેઠો. મધરાતે વેતાળ ખાઉં ખાઉં કરતો આવ્યો. તેને રાજાએ કહ્યું કે આ અન્નસાહિત્ય ખાઇ પછી મને ખા. વેતાળ તે ખાઇ તૃપ્ત થયો. એરવે ચાલતો થયો; એમ રોજ થાય. એક દિવસ રાજાએ વેતાળને કહ્યું કે મારા આવરદામાંથી પાંચ વરસ ઓછાં કર. વેતાળ બોલ્યો કે એ કોઇના હાથમાં નથી. બીજે દિવસે રાજાએ અનાજ ન રાખ્યું તેથી વેતાળ ક્રોધે ભરાયો. રાજાએ કહ્યું કે તારાથી આવરદા ઓછુંવત્તુ થતું નથી તો તને ફોકટ અનાજ આપવાનું કારણ શું? ગમે તો જુદ્ધ કર. વેતાળ બોલ્યો કે તારું ધીરજ જોઇ હું પ્રસન્ન થયો, કંઇ વર માગ. વિક્રમે માગ્યું કે યાદ કરું ત્યારે તારે આવવું. તે કબુલ કરી વેતાળ ગયો.

એણે ઘણાં પરમારથ કીધાં છે, એ વિદ્વાને મોટો આશરો આપતો; એની સભામાં નવ મોટા પંડિત હતા—ધન્વંતરિ, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વેતાળભટ્ટ, ઘટકર્પર, કાળિદાસ, વરાહમિહિર અને વરરુચિ એ નવરત્ન કેવાતાં. જ્યોતિર્વિદાભરણમાં લખે છે કે એ રાજાને ૮૦૦ મંડળિક રાજા, ૧૬ વાચાળ પંડિત, ૧૦ જ્યોતિષી, ૬ અવૈયા અને ૧૬ વેદિયા હતા

(છપ્પા ૪૫—૪૭).

એનું સેન અતિશે મોટું હતું. એણે ૯૫ શક—રેટૂથી સરદારોનો પરાભવ કરી શકારિ નામ ધારણ કર્યું. એ મોટો દાનેશ્વર હતો. ઇતિહાસોમાં લખે છે કે એને એના પિતાએ કંઇ મિલકત આપી હતી. અને એ કેટલોક કાળ પોતાના સાવકાભાઇ ભર્તૃહરિસાથ ઉજ્જનમાં રહ્યો હતો. એ ભાઇઓ વચ્ચે કંઇ વાંધો ઉઠવાથી વિક્રમે ઉજ્જન છોડ્યું. એ ઘણો કાળ સાધારણ સ્થિતિમાં ગુજરાત ને બીજાં રાજ્યોમાં રખડ્યો. જ્યારે ભર્તૃહરિ પોતાની સ્ત્રીથી કંટાળી રાજપાટ છોડી ગયો ત્યારે વિક્રમ રાજા થયો. એનો શક શાલિવાહન આવતાંલગી એટલે ૧૩૪ વરસ સુધી હિંદુસ્થાનના ઘણાક ભાગોમાં ચાલ્યો, ને રજવાડા તથા ગુજરાતમાં તો હજી ચાલે છે.—દક્ષિણમાં નથી ચાલતો.]

મોટમ મણા = મોટાઇ અને નવાઇ. ૨. મોટી નવાઇ, આશ્ચર્ય.

(૧) વૈતાળ વિક્રમ પાસે લાય-તેને વશ વર્ત્તે તેમાં શું મોટું આશ્ચર્ય? [મોટમ—નામ છે, અહિંયાં વિશેષણ જેવું લાગે છે; ને મણાનો આ અર્થ અસાધારણ છે.]

અલ૦ દ્દષ્ટાંતસાથે વ્યતિરેક, પૃચ્છા પણ.

૪૬. દેવાંશી—સં. (देव-दिव् પ્રકાશવું: अंशी ભાગવાળું, अंश ભાગ, अंश् ધા૦) દેવસરખું તેજસ્વી, સુંદર. समा० બહુ૦

અમર—સ. (मृ ધા૦) કદી મરે નહિ એવું. समा० નબ૦

અમરિતફળ—સં. (अमृतफल.) દેવોનું એક ફળ જે ખાધાથી મોત કે ઘડપણ ન આવે. समा० મ૦પ૦ અથવા કર્મ૦

મળયાગર—સ. (૦દ. मलय+अगरु.) મલબારમાં મલયપર્વતઉપર એક જાતનું હલકું સુગંધીવાળું ઝાડ થાયછે તે. समा० સ૦.

કાષ્ટ—સં. (काश् પ્રકાશવું.) લાકડું; ઝાડ.

સજ્જનસંગત—સ. (૦તિ. सत् સારું, जन માણુસ-जन् પેદાથવું; सम् સાથે, गम् જવું.) સારાં માણુસની સોબત. समा० તૃ૦, ૫૦

તુંબીસંગ—સં. (तुब् હણવું-પિત્તને.) તુમડું બાંધ્યાથી.

અલ૦ (૫) ઉપમા. આખો છપ્પો દ્દષ્ટાંતરૂપક હોઇશકે.

૪૭. જોગી—(જો૦ નીચે.) જોગ સાધનાર, વિરાગી.

જોગ—સં. (यो ૦युज् જોડવું) પ્રાણુવાયુનું રુંધન કરી અંતઃકરણની એકાગ્રતા કરવી અને પછી જીવાત્માનું ને પરમાત્માનું ઐક્ય કરવું તે. ૨. વિરાગીપણું.

ઘેપ—સં. (त्विष् વ્યાપવું) કપડાંલત્તાંથી બારનો દેખાવ, વેષ; ઉપલો ઢોંગ.

(છપ્પા ૪૭—૪૯)

વૈરાગી—સ. (નિ૦ વિ વનાના, राग સંસારી ભોગની ઇચ્છા रञ् ખુશકરવું). જેણે સંસારઉપરથી પ્રીતિ ઉઠાડીદીધીહોય તે, ત્યાગી. સમા૦ બહુ૦.

વાયા—(સ. वद् વેવું–પ્રે૦ ભૂ૦ वाहय વેઠું મૂકવું) છેતરાયા, આડે રસ્તે ચડ્યા.

જંગમવર્તિક—મ. (વ્યુત્પત્તિ. गम् જવું; वृत् વર્તવું.) જંગમ–એક પંથના જોગી–એ શિવલિંગને પૂજેછે ને બ્રાહ્મણને ધિક્કારેછે.

જંગમવરતિક = એ પંથનો ભેખ ધરવો તે

જટા—સ. (जट् ગુંચવાઇ જવું.) માથાઉપર ગુંથેલી લાંબી લટોનો ચૂડીઉતાર ઉભો આકાર તે, લાંબો ચોટલો. [જટા જગોટા—એમાં જગોટાનો કંઇ અર્થ ન હોય, એમ બેવડું બોલવાની એક રૂઢી છે—કપડાંલત્તાં, માલમતા, વાસણકૂસણ ઇ૦] [નકામું.

નરતા—સ. (ત્વા. रस સત્વ, તત્વ.) જેમાં કંઇ માલ નહિ એવું, મિથ્યા,

મમતા—સં. (ત્વ. मम મારૂં.) અહંભાવ, અભિમાન; સામી હોડ.

સાધન—સ. (साध् ધારેલો હેતુ પારપાડવો) ઇશ્વરપ્રાપ્તિને અર્થે જપ તપ ઇ૦; [ઇશ્વરને પામવાના ઉપાય.

શ્રેષ્ટ—સ. = ઉત્તમ, સૌથી સારૂં.

કષ્ટ—સ. (कश પીડવું.) પીડા, દુઃખ.

રસના—સ. (रस् સ્વાદ લેવો.) જીભ.

રટે—(સ. रट् બોલવું) બોલે, જપે.

અહોનિશ—સ. = રાતદહાડો, નિરંતર, હમેશાં. સમા૦ દ્વંદ્વ.

૪૮. અધિપાત—સ. (अधि ઉપર, पति ધણી, पा રક્ષવું) રાજા; સર્વોપરી.

સુરદાનવી—સં. (વ. दनु દૈત્યોનો મૂળપુરુષ) દેવ ને દૈત સૌ જ.

વશવરતે = તાબે થઇરહે.

સકળ—સ. (कल ભાગ) સઘળા.

(૧—૪) જે દાતાર છે. અલં૦ લાટા૦

૪૯. જાગે—(સ. जागृ જાગવું) ઉત્પન્નથાય–લોભ.

ઘટે = નુકસાન પોંચે, ખલેલ પોંચે.

ભાર—સ. (भृ ભરવું) વજન, આબરૂ, માન.

શોભા—(સ. शुभ् સારું દેખાવું) પ્રતિષ્ઠા, લાજ.

લક્ષણ—સ. (लक्ष् જોવું, ઓળખવું) ચાલચલણ; સારું નામ.

અન્યાય—સ. (न्याय વાજબીપણું–ની રેહવું) અનીતિ. સમા૦ નંપ૦

અધર્મ—સ. (धृ ધરવું) ગેરવાજબીપણું, અનીતિ, પાપ. સમા૦ નંપ૦

(છપ્પા ૪૯—૫૨)

છાપ—फा० ( चापा. ) ઓળખવાનું ચિન્હ. ૨. કોઇ માણસને વિષે લોકનું મત, અહિંયાં—ખરાબમત, બદનામી.

કુળકર્મે—સ. = વંશને નસીબે—કપાળે—માથે ; કુળના લોકોને.

સનમાન માન—(જો૦ ૩૨.)

શૂળ—સ. ( शूल પેટનું દુ:ખ. ) અંદરનું દુઃખ, પીડારૂપ. [ અહિંયાં, शल्य = સાલ, અથવા शूला = ફાસી-નો અપભ્રંશ લેવાથી પણ અર્થ બેસે ]

[ ( ૩ ) અન્યાય અને અધર્મ—બેઉનો અર્થ એકજ છે, ભેદ કરવો હોય તો, એક માણસના અને બીજો ઇશ્વરના સબંધમાં વિશેષ વપરાયછે. ]

૫૦. તજાવે—( स त्यज् છાડવું પ્રે૦ ભેદે. ) છોડાવે, ભાન ટાળે.

શાપ—સ. ( शप् સોગન લેવા. ) તારુ માઠું થજો—એવી ઇચ્છા, બદદુઆ.

શુદ્ધ—સ. ( शुध् ચોક્ખું કરવું-નો ભૂ૦ કૃ૦. ) પવિત્ર, પતિવ્રતા, સારીચાલની

(૬) લોભનું આખર પરિણામ નરક.

અલ૦ સઝ્વારોપણ—વચમાં તૂટક.

૫૧. દૈવ સ. = પ્રાણીની વર્તણુક અને તેનાં સુખદુ ખ વિષે ઇશ્વરે આગળથી જે નક્કી કરેલું હોય તે, ભાગ્ય, નસીબ.

રૂઠે, ભવન—( જો૦ ૪૮. ) [ પાયમાલ કરીનાખે.

ભસ્મ—સં. ( भस् બાળવું. ) રાખ, રાખોડો. કરીદે ભસ્મ = ધૂળમેળવીદે,

અગ્નિ—સ. ( अज् પ્રકાશવું ) આગ, દેવતા.

લોભનો અગ્નિ = લોભ એજ કોઇ અગ્નિ. અલ૦ ૨૫૬.

[ ષષ્ઠિનો આ પ્રયોગ જાણવાજોગ છે—એ समानाधिकरण apposition નો અર્થ રાખે છે ; સરખાવો a friend of him , fire of anger ; ઇ૦ ]

જાણપણું—( સં. ज्ञान—ज्ञा જાણવુ ) ડાપણ

દીનપણું—( સં. दीन—दी ધટીજવું-નો ભૂ૦ કૃ૦ ) ગરીબાઇ, કંગાલિયત ; નિર્માલ્યપણું, માનહીન અવસ્થા, હલકા ગણાવું તે.

સંકટ—સ. ( सम् ચારોપાસથી, कट् ઘેરવું ) વિઘન, આફત, દુ ખ. લોભે સંકટ થાયછે=લોભથી આફત આવીપડે અને લોભ એક પીડારૂપછે.

હિત—સં. ( धा રાખવું-નો ભૂ૦ કૃ૦ ) લાભ, ફાયદો.

૫૨. કુળવંતા—સ. ( कुल ખાનદાની, वत् વાળા ) ખાનદાન, ઉચ્ચકુળનાં માણસ.

હત્યા—સં. ( हन् મારવું ) ઘાત, પ્રાણીને મારીનાખવુ તે. [ ખૂન અને હત્યા—ખૂન એ રાજનીતિવિરુદ્ધ ગુનોહ છે અને હત્યા એ ઇશ્વરની નીતિવિરુદ્ધ અપરાધ છે ; વળી—ખૂન, એ ફક્ત માણસની ઘાતને લાગુ પડેછે ]

(છપ્પા ૫૨—૫૫).

પણ = વળી, એઉપરાંત.
હીનતા—સ. (हीन નીચ-हा તજવું-નો ભૂ૰ કૃ૰) નીચપણું. [સ્ત્રી.
વિનતા—સ. (वि વિશેષે, नत નમેલી-नम् નો ભૂ૰ કૃ૰) નમ્રસ્વભાવની સ્ત્રી,

૫૩. મરજાદ—સં. (૦र्यादा) હદ-બોલવાચાલવામાં કે કામકરવામાં વિવેક, અદબ.
જાય તણાઈ = હદબ્હાર નિકળીજાય. ૨. ગણતીમાં નહિ રહે.
શમાવે—(સ. शम् શાંત પડવું—પ્રે૰ ભેદ.) મટાડે, ટાળે, નાશકરે.
ગરકમાં—અ૰ (गरक) ડૂબીગએલા, ડૂબેલા. ૨. હલકા. [પ્રત્યય અહિયાં
અમસ્તોજ પ્રાસને અર્થે જણાય છે. જો૰ ૧. સત્યે, ૪૯. અધર્મે ૪૦]

૫૪. અરથી—સ. (अर्थी. अर्थ હેતુ) હેતુ-ધારણા-મતલબવાળો,સ્વાર્થી,મતલબી.
પાણી—સ. (पानीय.) નામ, માન ને ટેક [જો૰ ૮—૧.]
. પરિયા—સં. (पूर्वज) વડાવા, બાપદાદા, કુટુંબ.
કૂડા—સ. (૦ટ કપટભરેલું.) નઠારાં, પાપી, બીજાને દુઃખદાયક.
બેકે = અમર્યાદ-બેમુરજાદ થાય, છાકીજાય ત્યારે.
બોળે નામ = સારી આબરુ ધોઇનાખે-ગુમાવે.
લાંછન—સ. (लाछ् નિશાન કરવુ.) ડાઘ, કલંક, બટ્ટો, બદનામી.
અવગુણ—સં. (अव ઉલટુ.) દોષ, પાપ.
(૧) જગને નવ જુએ=દુનિયાને—દુનિયાના તિરસ્કારને ગણકારે નહિ.

૫૫. ખાડ—સ. (૦ત-खन् ખોદવું-નો ભૂ૰ કૃ૰) ખાડી, ખાઇ, ખાડો.
પૂરી—સં. (૦र्ण-पॄ ભરવું—નો ભૂ૰ કૃ૰) પૂરેલી, ભરેલી.
હેમ—સ. = સુનું.
મેરુસમ—મ. = મેરુપર્વતજેવડો ઢગલો; મેરુપર્વતમાં છે તેટલું ધન.
નીર—સ. = પાણી; સાગર (લક્ષણા.) [સમા૰ બહુ૰.
અઘાત—સ (૦गाध. गाध છેડો, તળિયુ, गाह् ડુબકી મારવી) અતિ ઊંડો.
ગણ્યા—સ. (गणित-गण् ગણવું—નો ભૂ૰ કૃ૰) દુનિયાદારીમાં અનુભવી.
[ભણ્યાગણ્યા સાથેજ બોલાય છે.]
ભૂલ્યા—અવ્ય૰ = ભૂલખાઇને, ભોળવાઇને.
ભમ્યા—સં. (भ्रमित भ्रम् ધા૰) ભટક્યા, આડાઅવળા રખડ્યા, ઠગાયા.
અરણવ—(જો૰ ૧૪.)
શમ્યા—(સં. शम् શાંત પડવું)- ડૂબ્યા,—ને જીતી શક્યા નહિ.
અલં૰ (૧-૩) રૂપક; (૪-૫) અનુપ્રાસ; (૫) રૂપક.

(કડવાં ૫૬—૫૭).

૫૬. ગળે—(સં. गल ગળવું, ખરીપડવું.) નબળા થઈ જાય. ૨. ટપકે, વહે.
અંગ—સં. (अग् જવું.) અવયવ, શરીરના ભાગ.
નાસા—સં. (नस् સુંઘવું ) નાક.
નેણાં—ન. (नयन. ના હાનું.) આંખ.
પળે—(સં. पल ધા૦. પળિયાં આવે, નિમાળા ધોળા થાય.
મુંડ—સં. (मुड् ભાંડવું ) ટાલવાળું માથું, માથું—તિરસ્કારમાં—સિરોરો.
તુંડ—સં. (तुड् બાંધવું, ચાવવું ) મોઢું, ચેરો, દાઢી (મરાઠી—તોંડ.)
વિપરીત—સં. (वि પહોળું, परि ઉલટું, इ જવું—ઈનો ભૂ૦ કૃ૦ )ઉલટું, ઊંધું.
વેણાં—ન. (वचन. પ્રા૦ वयण. वच् ધા૦) બોલ.
અસ્થિ—સં. = હાડકાં.
રુધિર—સં. = લોહી.
ચરણ—સં. (चर् જવું.) પગે.
ધાતુ—સં. (धा પોષવું.) માણસના શરીરમાં હાડ માંસ લોહી ચરબી
વગેરેમાં એક ચીકણો બળ વધારનારો પદાર્થ, રેત, વીર્ય.
ધ્વંસ—સં. (ध्वंस् ધા૦) નાશ.
કરણે—સં. (૦ર્ણ. कर्ण् સાંભળવું.) કાન.
ઈંદ્રિયો—સં. = જે જે શક્તિવડે બ્હારના પદાર્થનું જ્ઞાન થાયછે તે, અવયવ
[એ બે પ્રકારની છે—જ્ઞાનેંદ્રિય અને કર્મેંદ્રિય. ચામડી, કાન, આંખ,
જીભ અને નાક—એ જ્ઞાનેંદ્રિય, મોઢું, હાથ, પગ, ઝાડાની વાટ અને
પિશાબની વાટ—એ કર્મેંદ્રિય ] [ન કરીશકે.
અકળવડે = જથરપથર થાય, લથડે, શિથળ થાય, પોતપોતાનું કામ બરાબર
આહાર—સં. = (आ+हृ ખાવું ) ક્ષુધા, ભૂખ.
નિદ્રા—સં. = ઊંઘ.
તૃષ્ણા—સં. (तृष् ધા૦) અતિશે ઇચ્છા કે આશા.
શતગુણી—સં. (૦गित-गुण् ગુણવું—નો ભૂ૦ કૃ૦) સોગણી, ઘણીજ.
અલં૦ (૧) યમક.
૫૭ ભોગ—સં. (भुज् લાવા લેવા ) સુખનો લાવો, વૈભવ, મોજ.
સાધે—(साध् પૂરૂં કરવું ) સધાય, પ્રાપ્ત કરાય, મેળવાય, થાય.
ભાગ્ય—સં. (भाज् વેંચવું ) સુખપ્રાપ્તિ, ચડતી દશા. ૨. પેટારકો.
નિર્માલ્ય, ભાર—(નં૦ ૨ અને ૪૯)

(છપ્પા ૫૭—૫૮)

ભિક્ષુક—સ (भिक्ष ધા૦) ભીખારુ, માગણ

ઓછું પાત્ર—(સ पात्र પા ઋચાવીશાખતુ) હલકુ માણસ, નીચ બુદ્ધિનુ માણસ—ઘણુકરી જેના પેટમા કઇ વાત ન રહે એવુ. [અધૂરો ઘડો છલકાય]

વરણ—સ (वर्ण वर्ण ધ્યાન કરવુ) જાત

તુચ્છ—સં (तुच्छ પોલુ, ફોતરુ) નિર્માલ્ય, હલકી

ભૂડું = નઠારુ, નબળુ, નીચુ

(૧) ભીખથી બેમાંનો એકે હેતુ પાર ન પડે નતો સસારી સુખનો લાવો જોઇએતેવો લેવાય, નતો વિરાગ સધાય (૩) ભીખ શબ્દજ હલકો, તો એ વસ્તુ નીચ હલકી હોય તેમા શી નવાઇ? [સંસ્કૃતમા કઇવાર નામ એ શબ્દ અર્થમા ઝાઝો વધારો ન કરતા એક રૂઢીપ્રમાણે વપરાયછે, તેવો પ્રયોગ પણ અહિયા હોય] (૪ ૬) એવો ગણાય—હોય પણ ખરો (૬) અલ૦ પૃચ્છા

૫૮ શુદ્ધ—સ (०शुधि शुध् સ્વચ્છ કરવુ) ચોક્ખુ ભાન, ભાન, ઇંદ્રિયો શુભ નહિ પણ જાગરુત હોય તેવી સ્થિતિ

વિસારે—સ वि+स्मृ ભૂલવુ પ્રે૦ ભે૦ विस्मारय) વિસરાવે, ભુલાવે

ગળું—સ (गल गळ ખાવુ) કંઠ ૨ કંઠમાંથી નિકળતો અવાજ-સાદ(લક્ષણા)

ગળગળું—સ (०गलित-गल् ખરવુ નો ભૂ૦ કૃ૦) કફ ઘેરાયાથી ઘઘરો બોલતોહોય તેવુ

હળવા—સ (लघुक નાનુ) ધીમા, આજીજીના, ખુશામતના [लघुक પરથી હળવુ, એવા ફેરફારને વર્ણવ્યત્યય I ansposit n f letters કહેછે-જેમ ઉરસ-ઓસલો. बिडाल-બિલાડી વદરી ઓરડી ઇ૦]

શ્વાસઉશ્વાસ—સ (०उच्छ्वास उत्+श्वस् શ્વસ્ દમલેવો) દમ લેવો અને મૂકવો તે શ્વા૦ ભરેછે=દમ કેટલીક વાર રુધીરાખી પછી જોરથી જાણે નિસાસો મૂકતોહોય તેમ તે દમને બાર કાડેછે

[આ છપ્પામા માગણની માગતી વખતની સ્થિતિને મરતી વખતની હાલત સાથે સરખાવેછે]

(૨) મરવા પડેલ માણસ ભૂતભવિષનો વિચાર એકકાળે આવ્યાથી ગભરાઇ ઇશ્વરનુ સમરણ કરેજ, અને માગણ તેમ કરે ભગવતીમા ખપવાને

(૪) મરવા પડેલું માણસ દમઘુંટાયાથી એમ કરેછ અને માગણ એમ કરેછ દાતાના મોડામાથી શું નિકળેછે તે સાભળવા દમ રૂધીને

(છપ્પા ૫૯—).

૫૯. **સત્ય**—સ. (અસ્ હોવું.) સાચવટ, પ્રમાણિકપણું, વચન પાળવુંજ એવો ટેક.

**સુધન્વા**—સં.—ચંપાવતીના રાજા હંસધ્વજનો પુત્ર. [એ મોટો વિષ્ણુભક્ત હતો. એના પિતાએ પાંડવોનો યજ્ઞનો ઘોડો બાંધી નગરમાં દુવાઇ ફેરવી કે જે જુદ્ધને મોડો આવશે તેને રાજા ઉકળતાં તેલની કડાઇમાં નાખી તળી નાખશે. સુધન્વાની સ્ત્રી પ્રભાવતીએ તેને રોકેલો માટે તેનાથી મોડું જવાયું. રાજાએ સુધન્વાને તેલની કડાઇમાં નખાવ્યો પણ તેને કંઇ આંચ આવી નહીં. તેલ ગરમ છે એની ખાત્રી કરવા પ્રધાને એક નાળિયેર કડાઇમાં નાંખ્યું તે ફાટી તેના કપાળમાં વાગ્યું ને તે કડાઇમાં પડી બળીગયો.]

**વીર**—સં. (वीर् બળવાન થવું.) ધીરજવાન માણસ.

**તાતું**—સ. (तप्त-तप् ધાતુનો ભૂ० કૃ०) ગરમ, ઉનું ઉકળતું.

તેલ તાતે તન ધરિયું=ઉકળતા તેલની કડાઇમાં પડયો. અલ० અનુ०

**મીરાં**—એ મારવાડમાં મેડતા ગામના જેમલ રાઠોડની દીકરી ને મેવાડનો કુંભોરાણો જેણે સંવત ૧૪૭૫ થી તે ૧૫૨૫ સુધી રાજ કર્યું તેની સ્ત્રી. [એનો બાપ વિષ્ણુભક્ત હતો તેથી મીરાંનું ચિત્ત કૃષ્ણભક્તિમાં પોવાયું. એનો ધણી શિવભક્ત હતો તેથી તેને રાણીસાથે બન્યું નહીં ને તે જૂદી રહી. એ સાધુવેરાગીઓનો સમાગમ વધારે રાખતી. રાણાએ ક્રોધમાં એક દિવસ ઝેરનું પ્યાલું મીરાંને મોકલ્યું તે કૃષ્ણને બતાવી મીરાં પીગયાં ને એને કંઇજ થયું નહીં. એમ કેવાયછે કે રાણાની ઘણી ઇતરાજી જોઇ મીરાંએ મેવાડ છોડયું અને ગુજરાતમાં આવી દ્વારકા તથા ગોકુળમથુરાની જાત્રા કરી પાછાં દ્વારકાંમાં આવી રહ્યાં. એની ભક્તદાખલ પ્રસિદ્ધિ આખા હિંદુસ્તાનમાં છે એની કવિતા હિંદીભાષામાં છે પણ તેમાંની કેટલીક ઘસાઇઘસાઇને ગુજરાતી થયલીછે. એની કવિતામાં ભક્તિભાવનો અંતર્પટ છે અને પ્રેમરસ ભારપડતો છે, વળી વચમાં વચમાં વિરાગનો ભાસ પણ પડેછે. વાણી ઠરેલી, કોમળ, મધુર ને સુંદર છે. ગુજરાતીભાષામાં સ્ત્રીકવિમાં પેહેલી મીરાંબાઇજ છે. [આ પુસ્તકમાં એનું કવન નહિ એ ખરે એક ખામી છે, પણ મારે જોઇએ તેવી એની કૃતિ હાલ ન મળી તેથી લાચાર થયો. પણ એ વિચાર વળી બીજે પ્રસંગે ઇશ્વરેચ્છા હશે તો.]

**ઠરિયું**=થઇગયું. (સ. સ્થિર દ્દઢ-ઉપરથી?) [ગમા० દિ०

**સતવાદી**—સ. (સત્ય० વદ્ બોલવું.) સાચું બોલનાર, એકવચની, ટેકી.

**તર્યું**—(સ. તૄ ધા०)—નો જય થયો.

(ઉનાળો. ૭—૧૦).

સહજ—સ. (सह સાથે, ज ઉપજેલું.) સાથે ઉપજેલું, કુદરતી, ૨. સેહેલું; [લગારપણ. જો૦ શામ૦ ૩૩.

૮. અપર સં. = બીજો.

રસ—સં. (रस् ધા૦) સ્વાદ.

મિષ્ટ—સ. (मिष् પાણી આવવાં-મોમાં.) મીઠા.

ગુરુ—સ. = મોટા.

[(૧) લટકતી—આ શબ્દ પોતાનો ભાવ સુચવેછે એટલુજ નહિ, પણ જાણે લુબેહુબ કરીબતાવેછે-કેરી આંબાની ડાળીએ તેમ એ શબ્દ ઓળિમાં જાણે લટકે; એનું ઉચ્ચારણ કરતાં જીભની અને ભાવ મનમાં ઉતરતાં મનની પણ એવીજ ગતિ.]

તળેટી—(સ. तल તળિયુ, तल् સ્થિર કરવું.) ડુંગરના નીચલા ભાગની જગા. તળેટી તેથી = તળેટી જે તેથી, તળેટીથી (જો૦ શામ૦ ૩૩—૬.)

અટકતી ગાતી = વચમાં વચમાં બંદ પડીને-રૂઇરૂઇને ગાતી.

કુંજ—સં. (कुज् અસ્પષ્ટ મધુર ગાવું.) વેલાઓથી કે કુમળાં લીલાં ઝાડોથી છવાઇરહેલી જગા કે વાટ. કુંજ = કુંજમાંના પક્ષી. (લક્ષણા.)

સ્વરે—સ. (स्वर.) અવાજથી, લેહેકતા ઢાળથી.

સરખી—અવ્ય૦ સ. (सदृशी-दृश् જોવું.) સામટી, આગળપાછળે નિકળી ન જતાં એકસંગે, તૂટે નહિ એમ.

કૂપસારંગી—સ. = કૂવાની સારંગી-કોસ-રેંટ; રેંટનું પાણી હવાડામાં પડે તે-છરરર પડતું પાણી. ૨. રેંટ ફરતાં ચૂંચૂં થતો અવાજ. ૩. કૂવામાં માળા કરી વસનારાં પક્ષીઓનું ચૂંચૂ કરી બોલવું

(બીજી લીટી જૂદી લઇ ત્રીજીચોથીનો ભાવ એક લેવાનો કવિનો વિચાર જણાયછે; પણ બીજી, અને ત્રીજીના પૂર્વાર્ધનો ભાવ એકઠો લેતાં રસ [બગડતો નથી]

. ચરીકરી = ચરી પરવારીને, ચરીને.

ગોવારું—સ. (गोवृंद ?) ગાય-ઢોરનું ટોળું.

રમણિય—સ. (रम् ખેલવું.) જોતાં જીવ ખુશ થાય તેવુ

થંડ—સ. થંડક પસારે એવુ (લક્ષણા.)

દિનાંતસીમા—સં. = સાંજે ઝગઝગાંનીઆખર કે સાંજની શોભા.

શમ્યું—(સં. शम् શાંત પડવું.) જોરસાઓને દબાવી સ્થિરવૃત્તિમાં રહ્યું, લીન રહ્યું, કુશ રહ્યું

પોકળી = આકાશ, ખાલી જગા, પોલાણ-બખોડનું કે પિંડનું.

(૮) આ બધી રચના ને શોભા જોવાથી મન પિવત્ર થઇ અંતનો અલૌકિક રસ ઉપજે તે ઘુંટડેઘુંટડા પીને ઠરી બની-સંસારની ઉપાધિથી જુદી ઇશ્વરસંબંધી વિચાર કરતાંકરતાં અંદમાં લીન થઇરહ્યું-બ્રહ્માનંદમાં મગ્ન થઇરહ્યું.

## ઇશ્વરપ્રાર્થના. (૧—૨)

અનંતગોળકરતા—સ. (ક્તૉ.) અગણિત ગોળા-ભૂગોળ ચદ્રગોળ સૂર્યગોળ ઇત્યાદિના બનાવનાર. સમા० ૫०.

દેવાધિદેવા—સ. (दिव प्रकाशवुं; अधि ઉપર ) દેવોના ઉપરી દેવ, પરમેશ્વર.
આંખ—પું. (अक्षि.) દૃષ્ટિ, નજર; કૃપાદૃષ્ટિ, રેહમનજર; કૃપા, રેહમ. (લક્ષણા)
વિઘ્નહરતા—સ (०र्त्ता. हन् મારવું, ह લઇલેવું.) અડચણ મટાડનાર, [સંકટ ટાળનાર.
યોગ્ય—સં. ( युज् જોડવું ) ઘટતાં લાયક.
ભર્વાંછ યોગ્ય પગલાં=લાયક સુધારાના કામમાં કૃતેહથી આગળ વધ્યાછિયે. યોગ્ય પગલાં=યોગ્ય કામમાં પગલાં (લક્ષણા)

તે તે = તે સઘળી.
કર્ત્તવ્યો—સ (कृ ધા० નો વિધિલિંગકૃદંત) કરવાનાં કામો.
મતિ—સં. (मन् ધારવું) બુદ્ધિ, સમજ; પ્રેરણા.
જે જે-(૧) જયજય; (૩) જે કઇ. [સ ઉમેરાયછે.)
પરસ્પરે—સ =એકબીજાસાથે, માહોમાંહે સમા० કર્મ० (પર + પર, વચમાં
કરવ—(સં. कृ ધા० પ્રે० લેટ.) કરાવ, કરિયે એમ કર.
સુધારો—(સ. धृ ધરવુ, રાખવું ) મારો ફેરફાર, કોઇ જૂની બાબતમાં ફેરફાર કરી તે વધારે સુગમ લાભદાયક થાય તેમ કરવુ તે.

દેશીઓ—સ. (देशीय. दिश् બતાવવુ; હિંદુસ્તાનના લોકો.
સેજ—અવ્ય० સં (सहज. सह સાથે, ज ઉપજેલુ) ઉતાવળે અને તે વળી મૂલથી-ઝાઝી અડચણ નહિ નડતાં. [જો० શામ० ૩૩. સહજમાં]

જાતિબંધનકોટ—સં. (जन् પેદાથવુ, बन्ध् બાંધવુ; कुट् વાંકુ થવુ) એક વર્ગના લોકે બીજા વર્ગના લોકોસાથે જમવાખાવા વગેરેનો વેવાર ન રાખવો, કોઇ રાખે તો તે વટલી ભ્રષ્ટ થયો-એવું જડિત થઇગયલું મત એજ કોઇ મોટો અટકાવ-હરકત. સમા० કર્મ०; અલ० રૂપક.

બુદ્ધિસાહસબળે—સ. (बुध् જાણવુ; सहस् શક્તિ. बल् જોરાવર થવુ) બુદ્ધિ ને સાહસનાં બળથકી, અમને બુદ્ધિ આપીને અને અમારામાં સાહસની પ્રેરણા કરીને. સમા० ૫० સાહસ=જે કામ પારપાડવામાં ભારે નુકસાનનો સભવ હોય તેવુ મોટું કામ કરવાને છાતી ચલાવવાનો જોસ્સો.

વેહેમાની બલા—અ० =વગરઆધારે ખરા માનીલીધેલા વિચારો એરૂપી પીડા-આફત-'નડતર [જો० શામ० ૫૨-લોભનો અગ્નિ]

(૩) કોઇ કિલ્લાનો કોટ તોડ્યાથી અંદર ઘેરાયલા માણસો છૂટથી બાર

નિકળીપરેછે, તેમ નાતિબંધનરૂપી હરકત જે દેશની ચડતી થવામાં આ આવ્યાકરેછે તે મટે તો પછી બીજી અડચણો આપોઆપ અથવા થોડે પ્રયાસે ટળીજાય માટે ઇ૦

૩. સામે—અવ્ય૦-સં. (सम्मुख.) સામી બાજુપર, શત્રુરૂપે; જૂના વેમો-વે વિચારનાં માણસોથી ઉલટા પક્ષપર.

ઉભુંરેહતાં=હિમ્મત હારી પાછી પાની ન કરતાં સામી ટક્કર લયાકરવામ
લાગે=લાગ આવેથી, દાવ ફાવેથી.
વધીજતાં=ધસીજવામાં; પોતાના સુધારાના મતો થાપવામાં.
જોઈતા=જોઇએ, જરૂરના છે. [મનના દોસ્તો. સમા૦ કર્મ
સન્મિત્ર—સં. (मिद् ચિકાશ પકડવી; પ્રેમ કરવો.) સારા વિચારના મો.
ઘરવેર—સં. (गृहवैर.) માહોમાંહેનો વિરોધ, ખાનગી અદાવત. સમા૦ કર્મ
પ્રેરણા સં. (प्र+ईर् આગળ મોકલવું) અંદરથી ઉશ્કેરવું-જગાડવું તે.
ઉત્કર્ષતા—સં. (उत् ઊંચે, कृष् ખેંચવું.) ચડતી, આબાદી.

૪. વિનવિયે=આજીજી કરી મદદ માગિયે.
હિત—સ. (धा મૂકવું-નો ભૂ૦ કૃ૦) લાભ, ફાયદો, ભલું.
જાણીને—(સ. ज्ञा ધા૦) વિચારીને. [એવા પોકારો ઉઠાવી
હુંહું કરી—(સરખાવો શુદ્ધસંસ્કૃત-अहमहमिका.) હો! હિમ્મત ધરો
મોખરે—સ. (मुखाग्रे. मुख મો, अग्र આગળનો ભાગ.) લશ્કરની આગળ.
જશાળણો=જીતનો, ફતેહનો. [પોકાર.
ડંકો—સ. (ढक्का) નગારું, નગારાં વગેરેથી ઉઠાવેલો જયનો શબ્દ, ફતેહનો

(૩) ત્રુડો કરચો મોખરે=સુધારાના આગેવાન થઇ બાર પડ્યા.

(૪) જૂના વિચારો દબાવી સુધારો પ્રબળ થાય એવું કરવું એ તો, હે સરકાર, તારે હાથ છે, એમ થાય ત્યારે તો ઠેક રહે.

---

## કબીરવડ.

૧. ભૂરો ભાસ્યો ઝાંખો=ભૂરો નહિ છતાં ઝાંખા ભૂરા રંગનો જણાનો.
ધુમસે—સ. (धूमिका.) સવારસાંજ ધૂમાડાજેવી જે ધાડી હવા દેખાયછે
નદી—નર્મદાનદી. [તૃતીલિપિ.
નિરભયપણે—(સં. निर्भय-માં બોલું) બીક ન રાખી, નદીની ઘ્રેલ્યોને ન
૨ ગણકારતાં. [ઇંગ્રેજી કવિ કાઉપરે પોતાના સોફામાં લીટી ૩૮૦-૪માં એક પવનના ઝપાટાને બેદકાર વર્ણવ્યો છે, તેજ ભાવ અહિંયાં પડેછે.]

(કબીરવડ. ૧—૧૦).

**એકસરખો**—સં. (सदृश.) ઢળતો કે લટીજતો નહિ પણ ટટાર સીધો. ૨. જેવોનેતેવો.

**દીસ્યો**—સં. (दृश्य.) દેખાયછે. ૨. જાણે હોયનિ તેવો. (જગાએ.

**એકાંતે**—સં. (एक, अंत छेडा.) નિરાંતની જગાનાં કારણથી. ૨. નિરાંતની

(૩-૪) કોઇ હાર પામેલો જોદ્ધો સવારમાં નિરાંતની જગાએ ઇશ્વરનું ધ્યાન ધરતો પોતાનો શોક કરતો હોય, તેવો કબીરવડ છે—સવારમાં પોતાની નીચે નિરાંતની જગાનાં કારણથી જોનારનો શોક હરેછે. સારે અર્થે—ઉપલી ત્રણ ઓળિમાં વર્ણવ્યો એવો શોક હરનારો કબીરવડ છે.

**કદે દેખાવે** = મોટાં કદથી અને ભવ્ય રમણીય દેખાવનાં કારણથી; કદ અને દેખાવનો વિચાર કરતાં.

**અચરતી**—સં. (आश्चर्यता.) અજાએબી પેદાકરતી ચીજ.

**મોરાંનો**—ફા. (मोहोरू. સરખાવો-સં. मुखाग्र મોખરું) મોરું = રૂપગુણ-ચાતુરીમાં બારપડતું-શોભીનિકળતું માણસ. મોરાંનો = આવી શોભિતી આશ્ચર્યતા ઉપજાવનારી વસ્તુના કારણથી. અલ૦ સર્જીવારોપણ.

**સત્સંગે**—સં. (सत् પવિત્ર માણસો, सञ् અડકવું, મળવું.) પવિત્ર માણસની સોબતનેલીધે, પવિત્ર માણસના સંબધથી.

**કબીરાભગત** = કબીરપંથી લોકો.

**પ્રજાનીવૃદ્ધિએ**—સં. (प्र આગળ, जन् પેદાથવું; वृध् વધવું) એક વડમાંથી ઘણી વડવાઇઓ થઇછે ને નવીનવી થતીજાયછે માટે.

(૨-૪) અલ૦ પૃચ્છા.

**તંતુ**—સ. (तन् લબાવવું.) રેસા, મૂળિયાં, કૂમળી વડવાઇ. (ચોટલો.

**જટા**—સ. (जट् ગુંચવાઇજવું.) લાંબાં લટકતાં મૂળિયાં. ૨. લાંબો ગુંથેલો

**સંકેલી** = વિખરાયલી હતી તે એકઠી કરીને. (સં. सम् + कृ એકઠું કરવું. ૨. सम् + कट् સાંકડું કરવું.)

**ગિરિ**—સ. = પર્વત-કૈલાસ.

(૧-૨) પ્રથમ તરુકેરી ડાળોમાથી પૂટીનિકળતા ખૂચે તેવા તન્તુ ઇ૦ (રચના ઘણી ધીટ-છૂટભરેલી છે. (૩-૪) અલ૦ ઉત્પ્રેક્ષારૂપક.

**ભાનુ**—સ. (भा પ્રકાશવું.) સૂરજ.

**મથી**—(સં. मथ् વલોવવું.) બળાત્કારે શ્રમ કરે તો પણ.

**ભેદી**—(સ. भिद् ભાગવું, ફાડીનિકળવું) ઘટામાંહેથી પેસી,

**ઘટા**—(સં. घट् જોડવું.) ખિચોખિચ આવીરૂપલાં પાતરાંનો છાંયડો.

(કબીરવડ. ૧૦—૧૩).

મિત —સં. ( मा માપવું-નો ભૂ૦ ૬૦ ) જોઇએ તેટલોજ, માફકસર.

૧૧. જંતુ—સં. ( जन् પેદાથવું. ) જીવડાં.

અમળ—સં. ( मल મેલ. ) નિર્મળ, ચોકખું-૧ કોઇ બીજા પ્રાણીને ઇજા ન થતાં મેળવીશકાય તેવું. ૨. ઉંચી જાતનું. સમા૦ બહુ૦અમળસુખ-કર્મ૦

(૪) એવી વિશાળ જગા કે હજારો લોકો મોકળાસે રૃહશકે.

. બેટ—જે બેટ ઉપર કબીરવડ છે તે. [ 'એ મોટો છે-પદર મેડનો આશરે ઘેરાવો કેવાયછે. હોડીવાળાઓ કેછે કે સવારે નિકળ્યાહોઇએ તો સાંજે પ્રદક્ષણા કરીરેવાય. આંગોર નામના વાંસીઆ ઠાકોરના ગામઆગળથી નર્મદાના બે ફાંટા જુદા પડેછે. એવું કેવાયછે કે-કબીર ફરતો ફરતો એ ઠેકાણે આવ્યો અને પછી તેણે વડનાં મુળિયાંનું દાતણ કીધું ને પછી ચીર ઉતારી ફેંક્યું તે મુળિયાંમાંથી આવડો મોટો વડ થયોછે. કારણ ગમેતે હો તોપણ એટલું ખરુ ભાસેછે કે કબીરે થોડા દાડા પોતાની બેઠક અહીં રાખીહશે ને એ ઉપરથી લોકોએ નામ પાડ્યું-હશે. એક ખૂણે વાડીછે કૂવો છે અને એક ઝુંપડી છે. અહિં કબીરની મૂર્ત્તિ છે—તેની આંખ મોટી કાળી અને ચપળબુદ્ધિ દેખાડનારી છે. નાક લાંબુંછે, મોડું લાંબું પણ પાતળું છે (ભરાવ નથી.), મુછ આછી ને જરા સફેદ છે. માથે કબીરપંથના લોક ઘાલેછે તેવી ટોપી છે, અંગમાં ઝભો પેરેલોછે અને પછેડી કોટઉપર આવી રહેલીછે. મૂર્ત્તિ-ઉપરથી તે ઘણો ચપળબુદ્ધિનો માલમ પડેછે.

ખગ—સં. ( ख આકાશ, गम् જવું. ) પક્ષી. સમા૦ સ૦ ।।

હીણા કરમના = કરમના હીણા—નસીબે તજેલા ; કમનસીબનાં-માણસો.

[કરમના એ છઠ્ઠીનુ રૂપ જણાયછે અને ગણાયછે પણ ગુજરાતીમાં તેમજ; પણ જુઓ સં. कर्मणा हीना—કરમે તજેલા-ત્રીજી વિભક્તિ.] જેવી, જેવાં, ગુણવા, લેવો-એ બધાં સામાન્યરૂપ નામ છે,-એ બધાં સુખ કમનસીબ માણસોથી નજ લેવાય. [સુખ નવ હીણા લે કરમના-એ રચના ધીક ગુંચવરેલી છે. એમજ જો૦ ૫-૧.]

. થાળાં—(સં. स्थाली થાળી; કે-स्थला ચુકી જમીન કંઇક ઉચી બાંધેલી.) મૂળિયાં એકબીજાસાથે બાઝીગયલાંહોય તે ભાગ

બખોલ = ઝાડનાં થડનું પોલાણુ.

નિરાંતે—(સં. निवृत्ति , કે निर्भ्रांति ? ) શાંતિમાં, સુખચેનમાં. [સમા૦ ૬૬.

લાલલલના—સં. ( लल् ખેલવું, વિલાસ કરવો. ) વરવહુ; આશકમાશુક.

જપ—સં. (जप् ધા૦) નામ મંત્ર ઇત્યાદિનો વારંવાર મનમાં ઉચ્ચાર કરવો તે.

(૩-૪) એ સ્થાન રાની ને વિરાગી, ભોગી ને જોગી-ચોનેજ સરખી રીતે અનુકૂળ થઇપડે એવું છે.

(કબીરવડ. ૧૪—૧૫.)

૮ દીપે—(સં. દીપ્ ધા૦) ઝળકે, શોભેછે.
છાયી—(સં. છાયા-ઉપરથી.) છાયા કરીને. ૨. સારી છાયા આપતાં.
ઠુમસાં = લંબાઇપોળાઇના પ્રમાણમાં જાડપણ વધારે એવાં.
ચુગી = ચાંચ મારીને ખાઇ. (હિં. ચુંગલ-ચાંચ; સં. ચંચુ.)
ખુશનુમા—ફા. (ખુશ; નમુદન્ દેખાવું.) ખુશ કરે એવાં, આનંદ આપતાં.
રંગકિરણો—સં. (રંજ્ રંગવું; કૃ પસારવું.) રંગ રંગ બતાવતાં કિરણો.
સમા૦ મધ્ય૦, અથવા કર્મ૦-રંગને વિ૦ લેયે તો.
ઠાર = ઓસ, ઝાકળ.
પડ—સં. (પુટ ઢાંકણ.) જંતુઓનાં પડો-કરોળિયાનાં જેવાં પણ મોટાં
૯ ઠરી—(સં. સ્થિર સ્થાન ઉપરથી.) પ્રસન્ન થઇ, સંતોષ પામી, ટાઢી થઇ.
ખરી—(સ. ક્ષર્ ધામેધીમે મળીને જતાંરેવું.) ટળી, મટી, ગઇ. ૨. ખરેખરી.
બુદ્ધિ—સ. (બુધ્ જાણવું.) મતિ, મનનું વળણ.
જાત્રા—સં. (યા૦ યા જવું.) પવિત્ર ઠેકાણે જવાથી પુણ્ય છે એવા ભાવથી ત્યાં જવું તે, અથવા એમ જવાથી લાભ થાય તે.
વિશેષે—અવ્ય૦ સં. (વિ + શિષ જૂદું પાડવું.) કંઇ જૂદીજ રીતે. ૨ વધારે.
ગભીર—સ. = કંઇક ભય ને ઘણું આશ્ચર્ય ઉપજાવે એવો, પ્રૌઢ, દબદબાવાળો
તુંથી = તારેલીધે, તું વચ્ચોવચ આવીરહ્યોછે તે કારણથી.
કૃતાર્થી—સં. (કૃત કર્યો, અર્થ હેતુ.) કરવાનું કરીચૂકેલો એવો, સુખી; ઇચ્છેલું ફળ પામ્યો એવો. સમા૦ બહુ૦
અલ૦ (૧) સંબોધન. (૨) ખરી, ખરીજ-યમક (૩-૩) નરમદા-હે નર્મદા નદી, નરમદા-હું નર્મદાશંકર અલ૦ યમક



# नरसिंहमेतो

## ( પદ ૧. ૧—૪ )

૧. ખટ—સ ( षट् ) છ.

સાધુપુરૂષને—સ ( साध् હેતુ પાર પાડવો, पूर् ભરવુ ) સારા ધર્મે નીતિવાળા માણસોએ સમા૦ કર્મ૦ [ આવે ઠેકાણે ત્રીજી વિભક્તિ વાપરવાનો સાધારણ રિવાજ છે, પણ વાસ્તવિક જોતા અને બીજી સસ્કૃત ભાષાઓ સરખાવતા ચોથીજ યુક્ત છે, આ પદમા ચોથીને અર્થેજ ને છે ]

નિદ્રા—સ ( नि + द्रा ઊંઘવુ ) ઊંઘ

પરહરી—( સ परि + हृ ધા૦ ) તજીને, છોડીને

સમરવા—( सं. स्मृ ધા૦ ) યાદ કરવા, ધ્યાન ધરવુ. [ નહિ

એક તું એક તું = તુ એકજ છે, કર્તા ભર્તા હર્તા તુજ છે, બીજો કોઇ

૨ જોગિયા, જોગ—( જો૦ શામ૦ ૪૭ )

ભોગિયા—સં. ( भोगी भोग સસારી મોજમઝા–भुज् ધા૦ ) સસારી મોજમઝામાં ગરક થયલા, સસારી માણસો

તજવા—( सं त्यज् ધા૦ ) છોડવા

વેદિયા—( સ विद् જાણવુ ) વેદ જાણનાર ને તે પ્રમાણે ચાલનાર. [ શિક્ષા છે

વેદ—( જો૦ ૭૫૨ ) આર્યલોકનો મૂળ ધર્મ જેમાં કર્મ ઉપાસના જ્ઞાનસબધી

વિચારવા—( वि વિશેષ, चर् પ્રે૦ ભેદે चारि ચલાવવુ ) મનન-ચિંતન કરવુ

વૈષ્ણવ—સ ( विष् વ્યાપવુ ) વિષ્ણુભક્ત. વિષ્ણુ = વ્યવસ્થા-સ્થિતિ કરી પાલન કરનારી શક્તિનો અધિકારી ઇશ્વર.

સદગ્રથ—સ ( सद्ग्रंथ सत् + ग्रंथ-ग्रंथ् ગોઠવવુ ) સારાં પુસ્તકો. સમા૦ કર્મ૦

બાંધવા—( સ बन्ध् ધા૦ ) રચવા, કરવા, બનાવવા.

કંથ—સ ( कान्त-कम् ચાહુ નો ભૂ૦ કૃ૦ ) ધણી [ ચાહવુ.

ચિત્ત ધરવું—( સ. चित् વિચારવુ ) મનમાં રાખવુ, સાભળી તેપ્રમાણે વર્તવુ—

૩ આપણે આપણા = સૌએ પોતપોતાના

સંભાળવા = તેપ્રમાણે કરવુ, ક્રિયાઓ કરવી.

કર્મ—સ ( कृ કરવુ ) ધર્મસબધી કામ કરવા તે–સ્નાન સધ્યા પૂજા પાઠ જપ હોમ વગેરે [ એ ત્રણ પ્રકારનાં છે–નિત્ય નૈમિત્તિક અને કામ્ય. નિત્ય-દરરોજ કરવાના બ્રાહ્મણનાં બ્રાહ્મણને, ક્ષત્રીના ક્ષત્રીને ઇ૦, નૈમિત્તિક-પ્રસંગ પ્રસંગ કરવાના જનોઇ લગ્ન સીમત જાતકર્મ ઇ૦, કામ્ય–કંઇ લાભની ઇચ્છા રાખી કરવાના–પુત્રેષ્ટિ પર્જન્યેષ્ટિ ઇ૦ ]

(પદ ૧ ૪, પદ ૨ ૧—૩)

મર્મ—સ (મૃ મરવુ) છૂપા ભેદ, ખરી સમજ
અવતરે—(સ. अव + तृ ધા૦) જનમે, જન્મમરણના ચક્રમા આવે
નવ અ૦=મુક્ત થાય. (જોઇએ
(૧-ખ) ધર્મની ક્રિયા કરવી તે શા માટે ને તે કીધાથી શુ ફળ, એ જાણવુ-

પદ ૨.

૧. હાથસાએ=કૃપા કરે, પોતાનો ગણી સસારમા સુખ અને અતે મોક્ષ આપે
તાત—સં (तन् ફેલાવવુ) બાપ
માત—સ (मातृ-ता मा માપવુ) મા
સુત સ (सु જણવુ નો ભૂ૦ કૃ૦) છોકરો
ભ્રાત—સં (भ्रातृ-ता. भृ ભરવુ, પોષવુ) ભાઇ [કેછે
ટાળે મળ્યાં=એકઠા થયા, ચડતી-સુખમા અગે સગા અમે વાલા એમ
દોહુલી = મુશ્કેલીની, આફતની

૨ મસ્તક—સં. (मस् તોળવુ) માથે
ઉગ્રતપ—સં (तप् તપવુ, દુ ખ વેઠવુ) ઘણુ સખત દેહકષ્ટ તપ=મનની ધારણા પાર પડે માટે દેવદેવીને પ્રસન્ન કરવા શરીર દમવુ તે સમા૦ કર્મ૦
આચરી—(સ आ+चर् ધર્મના કોઇ નિયમ પાળવા) કરી
ભક્તિ—(સ भज् ધા૦) પ્રીતિ-આસ્થાથી સેવા કરવી તે, બદગી, સ્તુતિ
ભગવાન—સં (भग સર્વસામર્થ્ય દૈવી શક્તિ, वत् વાળુ) ઇશ્વર
પાશ—સં (पश् બાધવું) ફાંદામા, બધનમા
લપટી—સ (लपट) સસારસુખવિષયમાં મચ્યોરેનાર. ૨ ઠગારી
લાલચ—સ (लाल्सा लष् ઇચ્છવુ) લોભે મોહમા પડવુ તે, જોરાવર ઇચ્છા.
માના ગર્ભમા તું ઊંધે માથે લટકતો ને મહા દુ ખ પામતોહતો તેમાથી છૂટવા તેં તારા આગલા કર્મનેમાટે પસ્તાવો કરી ઇશ્વરપાસે માગ્યુ કે આ દુ ખમાંથી મને છોડવ, હવે તારુ ભજન નહિ ચૂકુ પણ ત્યાથી છૂટયો કે માયાના ફદામા તું સપડાયો—પાછો માયામા પડયો અને દુનિયાદારીની મોજમા ગિરફતાર થયો (૨ ખ) તું લપટ તેથી લાલચે ઇ૦, અથવા સંસાર સુખવિષયમા મચ્યારેવાની જોરાવર ઇચ્છા તેણે ઇ૦ અલ૦ સજીવારોપણ

૩ ચૌદશ—અવ્ય૦ સં (चतुर्दिश्) ચારે દિશામા, બધે સમા૦ દ્વિગુ.
સ્વપ્ન—સ (स्वप् ઊંઘવુ) સમણું
પલક=ઘડીના સાઠમા ભાગ જેટલો, લગારપણ (स पल, फा पल्क= પાપણ, આખનુ બંધ થઇ ઉઘડવુ, એ જે જરાક વખત તે-લક્ષણાએ)

(પદ ૨. ૩--૫. પદ ૩. ૧--).

જીવસંજોગ—સં. (૦योग. युज् જોડવું.) જીવની સાથે સંબંધમાં. સમા૦ ૫૦
કાયા—સં. (क બ્રહ્મા; આત્મા–અય્ જવું, ઉપજવું.) શરીર.
(૨-૪) શરીર જીવની સાથે સંબંધમાં છે ત્યાંલગી, આખી જિંદગીમાં.
૪. ધનધામકરી—સં. (धा રાખવું.) પૈસાટકા અને ઘરબાર એનાં કારણ- [થી-એમાં.
વેદના—સં. (विद् જાણવું.) દુઃખ.
ગર્ભ—સ.=માતાનું પેટ—કૂખની અંદરનો ભાગ. ગર્ભકેરી વેદના=તું બાળકરૂપે માના ઉદરમાં ઊંધે માથે હતો તે વખત થયેલું દુઃખ. (જો૦૨)
નાથ—સં. (नाथ् ધા૦) ધણી. [સમા૦ દ્વિગુ.
ત્રિલોક—સં. (लोक् જોવું.) ત્રણ ભુવન–દુનિયા–સ્વર્ગ મૃત્યુ ને પાતાળ.
જઠરા—સં. (૦र.) માતાનું ગર્ભસ્થાન.
(૨-૪) જેણે તે વખત માતાના પેટમાં તારી આસપાસ પડદો રા- તને જઠરાગ્નિથી બળતો–પીડા પામતો રાખ્યો–તારુ રક્ષણ કર્યું. [જ્યારેને ઠેકાણે જેણે ન મૂકતાં એ શબ્દ મૂળનો માનિયે તો એને અર્થ ઘણો વિચિત્ર અપાય=જેણે ત્યારે.]
૫. જીવડા—સં. (जीव. जीव् ધા૦) હે પ્રાણિયા–લાડ કે તુચ્છકારમાં.
વાજ આવ્યો=કાયર–હેરાન થયો. વાજ–સ્ત્રી૦=પીડા, તોબા.
પ્રતિબોધ—સં. (बुध् જાણવું–પ્ર૦ સહિ.) શિખામણ.
દુષ્કૃત—સં. (दुष्कृत.) નઠારાં–પાપનાં કામો, પાપો.
કીજે=કરીએ, કરીશકિયે; થાય.

પદ ૩.

૧. જાણ્યા—(સં. ज्ञा ધા૦) ઓળખ્યા; ભજન કર્યું.
મોહ્યું—સ. (मुह् ધા૦) આશકપણું, વશ થઈરહ્યું.
પરદારા—સ્ત્રી૦ સ. (૦दार. પુ૦) પારકાની સ્ત્રી, પારકી બૈરી. સમા૦ ૫૦
કાંઈકને—અવ્ય૦=કેટલુંક, થોડુંઘણું; કેટલેક દરજ્જે. [–નેનો કંઈ અર્થ નથી, માત્ર કંઈ ખૂબી બતાવવા એક રૂઢી છે.]
કામની—સં. (कामिनी. कम् ચાહવું) ઇશ્ક કરનારી સ્ત્રી, સ્ત્રી.
કંદર્પ—સં. (कृप् બળવાન થવું.) લીલા, મોહિની, ઠાઠમાઠ, મરદને મોહ પમાડવાને હાવભાવ વગેરે સ્ત્રેનાં ને ચતુરાઈ. [આ શબ્દ મૂળમાંથી ઘણે જૂદે–સ્વતંત્ર અર્થ–વપરાયો જણાયછે–ખૂબી તો ખરીજ, અને એમ થવા ના ભાષા પરિસ્થિતિને પામતી નથી. कल्प=ધર્મસંબંધી કર્મનાં વર્ણન

(पद ३. १--५ पद ४. १--)

અને તેના ફળવિષે જાણ કરનારુ શાસ્ત્ર ૨. નિશ્ચયથી કરેલુ કઇ કામ. અથવા, કલ્પન = કઇ નવુ કરવુ તે, મુદ્દો ઉઠાવવો તે ]

જોડવા = એકઠુ કરવા, કમાવા

૨. પચ્ચિસ ને પચાસે—(વરસ ત્રીજીનો પ્રત્યય અમસ્તોજ છે.)
પરપંચમાં—સ. (प्र० प्र આગળ, पच् ફેલાવવુ) સસારની ખટપટમાં.
સાધન—સ (साध् હેતુ પારપાડવો.) ઇશ્વરને પ્રસન્ન કરવા જપ તપ દાન [ઇ૦ કરવુ તે.

૩. નાસિકા—સ (नस् સુઘવું) નાક.
કર્ણે—સ. = કાને.
તૃપણા—સં. (तृष्णा. तृष् તરશવુ, આતુરતાથી ઇચ્છવુ) અતિ ઇચ્છા, લોભ.
અશરણશરણું—સ. (०शरण) નિરાધારને આધાર. સમા० ચ०
(૧--ખ) તે બોલે તે કોઇથી કાને સભળાય નહિ એવું ધીમે ને અસ્પષ્ટ બોલે. ૨ કોઇ બોલે તે તેથી સંભળાય નહિ એવાબેર મારીગયા કાન

૪. ચરણ—સ (चर् જવુ) પગ.
ચાલે નહીં = પોતાનું કામ કરવાની તેમાં શક્તિ રઇ નહીં.
તૂટે-તૂટીને—(સ. त्रुट् ધા०) છૂટે, મટે; નસ અને સાધા ઢીલા પડીજવાથી.
શિથિળ—સ. = ઢીલું, જોસ્સાવગરનું.
તન—સ (तन. तन् પસારવુ) શરીર.
ઉદર—સ. = પેટ, પાપી ઉદર = આ બળ્યુ પેટ. (તિરસ્કારમાં)

૫. હરિના જંન = ઇશ્વરના ભક્ત, ખોદાના બદા, જે ઇશ્વરને વાલા ને જેને ઇશ્વરપર ભાવ એવાં માણસ.
પેલા = આગલા.
ભવ—સં. (भू થવુ) જનમ, અવતાર.
(૧) આ અવસર-આવી તક-માણસના અવતારરૂપી અને તેમા પણ જુવાનીના ને સુખના દાદા, આ અવસરને ઓળખ્યો-આવી તક વારેવાર આવતી નથી એમ જાણી ભગવતભજન કીધું તેનુ નસીબ સારુ સમજવુ-નસીબમાં સારુ થવાનુહોય તેનેજ એવુ સુઝે

પદ ૪.

૧. ઘડસાથે—સ. (घट् ઘડવુ) શરીરની સાથેજ-શરીર ઘડ્યું ત્યારથીજ. ૨ શરીરના સબધમા.
ઘડિયાં—સ. (घटित-घट् ધા०ના ભૂ०કૃ०) બનાવેલા, નીમીમૂકેલાં. ૨. જોડેલાં.
રઘુનાથ—સ. = રામચદ્ર.

(પદ ૪. ૧—૪.)

રઘુ—એ અયોધ્યાના રાજા-દીલીપનો પુત્ર ને દશરથના પિતામહ. એણે દિગ્વિજય કર્યોહતો ને એ ઘણો પ્રતાપી હતો, તેથી એ કુળ એનાં નામથી ઓળખાવાલાગ્યું; એ કુળમાં ઉત્પન્ન થયલા તે પણ રઘુ.

૨. નળરાજા—સં.—દ્વાપરના અંતમાં થયલો સૂર્યવંશી રાજા-નિષધ દેશના વીરસેનનો પુત્ર. [ એ સ્વરૂપે સુંદર, શાસ્ત્રજ્ઞાતા, ધનુર્વિદ્યામાં નિપુણ ને પુણ્યશીળ હતો. વિદર્ભદેશના ભીમકરાજાની કન્યા દમયંતીને પરણવાની ઈંદ્રાદિકને ઇચ્છા હતી, પણ તે નળને પરણી તેથી કળિએ કેડે ભરાઇ નળદમયંતીને દુઃખ દેવાનો વિચાર કીધો. એણે નળના પિત્રાઇ ભાઇ પુષ્કરને નળસાથે દ્યૂત-જુગટું રમવાને ભમેર્યો. નળ તેમા રાજપાટ હારી દમયંતીને સાથે લઇ વન ગયો-બન્યોને એકેકુંજ વસ્ત્ર. ભૂખ્યાંતરસ્યાં વનમાં ભમેછે ત્યાં એક પુષ્ટ બગલો નજરે પડ્યો, તેને પકડવા નળે પોતાનું પેરેલુ વસ્ત્ર કાડી તેઉપર નાખ્યું એટલે તે વસ્ત્રસહિત ઉડીગયો. દમયંતીએ પોતાનાં વસ્ત્રનો એક છેડો નળને પેરવા કાડીઆપ્યો. વનમાં પણ નળના મનમાં કળિ વ્યાપેલો તેથી આખર નળે દમયંતીને એકલી છોડી અને બન્યોને ઘણીઘણી વિપત પડેલી. ]

૩. પાંડવ—(શ્લો० રામ० ૯.)

દ્રુપદી—સં. (દ્રૌપદી.) દ્રુપદરાજાની પુત્રી. [ એ અગ્નિકુંડમાંથી નિકળેલી. સ્વયંવરમાં અર્જુને મચ્છ વીંધ્યો ત્યારે દ્રૌપદીએ એને વરમાળા ઘાલી. અર્જુને મુકામપર આવી પોતાની માતા કુંતીને કહ્યું કે અમે સારી ભિક્ષા લાવ્યાછિયે, ત્યારે માતાએ કહ્યું કે પાંચે ભાઇઓ વેંચીલો. એઉપરથી એ પાંચેની સ્ત્રી થઇ-એણે પૂર્વે શિવનું તપ કરી મને ભર્તાર આપો, એવું પાંચવાર માગ્યુંહતું માટે. પછી પરસ્પર કલહ ન થાય માટે નારદના કેવાથી પાચે ભાઇઓએ બબ્બે મહિના ને બારબાર દાડાના વારા બાંધ્યાહતા તે પ્રમાણે દ્રૌપદી અકેકસાથે રેતી. એ પાંચ મુખ્ય સતીમાંની એક છે. એ પાંચાળ દેશના રાજાની પુત્રી તેથી એને પાંચાળી પણ કેછે.]

નયને—સ. (ની દેરવવું.) આંખમાં.

નયને નિદ્રા ન આણી = નિદ્રાને ઉંઘવા પણ નહીં. (અનુપ્રાસ.)

સતી—સં. = પતિવ્રત પાળનારી ને સદ્ગુણી સ્ત્રી.

સ્વામી—સ. (સ્વ પોતાનું.) પતિ, ધણી.

રાવણ—સ. (રુ બુમ પાડવી-પ્ર० ણે રે?) લંકાનો રાજા. [ બ્રહ્માના પુત્ર પુલસ્ત્ય ને તેના પુત્ર વિશ્રવાનો એ મોટો પુત્ર. એણે મહાદેવનો તપ કરી તેત્રીસ કરોડ દેવપાસે પોતાની આણ મનાવી. એણે દશવાર શિવની પૂજા કરી માટે શિવે એને દશ મસ્તક ને વીસ હાથ આપ્યા. એ ઘણો અહંકારી હતો—એનો અંહકાર ધણી વ્હાએ ઉતર્યો પણ ખરો.

(પદ ૪. ૪—૮.)

એકવાર એણે બ્રહ્માને પુછ્યું કે મારું મોત કોને હાથે છે? બ્રહ્માએ કહ્યું કે સુર્યવંશી દશરથરાજાના પુત્ર રામને હાથે. રામ વનવાસમાં પંચવટીમાં રહ્યા ત્યારે રાવણે પોતાના મામા મરીચિને સુવર્ણનો મૃગ થઇ રામની મઢુલીપાસે મોકલ્યો. સીતાને તેની ત્વચાની કાંચળી પેરવાનું કોડ થયાથી તેણે રામને એ હરણ મારવા મોકલ્યા ને પાછળથી લક્ષ્મણ પણ ગયા, ત્યારે રાવણે જોગીને વેષે આવી સીતાની જાચના કરી. સીતા તેને ભિક્ષા આપવા બાર આવ્યાં એટલે રાવણ તેને ઉચકી ચાલતોથયો. લંકા આણી એણે સીતાને પોતાની અશોકવાડીમાં રાખ્યાં. રાવણે સીતાને પોતાને વશ થવા બહુબહુ સમજાવી પણ તે વ્યર્થ. આખર રામ ચડીઆવ્યા તેનીસામે લડતાં એ રામના બાણથી મરણપામ્યો.]

મંદોદરી— સં. = રાવણની સ્ત્રી મયરાક્ષસની પુત્રી. [ એ પાંચ સતીમાંની એક છે—જો૦ ગિર૦ અ૦ ૨૯ ]

હરિચંદ્ર, તારાલોચની—(જો૦ રામ૦ ૯)

વિપત્ત—સં. ( વિ ઉલટું, પદ્ જવું ) આફત, દુઃખ.

શિવજી—સ.-સંહારશક્તિરૂપ ઇશ્વર. [ એ કાળ, અગ્નિ, વરુણ, સૂર્ય, યમ, બ્રહ્મા, વિષ્ણુ, નારાયણનેરૂપે મનાયછે સંહાર કર્યા પછી ફરીથી ઉત્પન્ન કરેછે એ ભાવમા શિવ લિંગરૂપે પૂજાયછે. એ યોગીરૂપે છે ને ચિરકાળ યોગાભ્યાસ કરેછે, તોપણ પ્રસંગોપાત કેટલાંક સંસારી કર્મ પણ કરેછે. એ ક્રોધી છે તેમ ભોળા ને વર આપવે ઉદાર છે. એને ત્રણ આંખ છે, તેમા બે ભવાની વચમાં છે તેમાનો ડોળો ઉંચોનીચો થયાંજ કરેછે. એ ત્રણ આંખ, ભૂત વર્તમાન ને ભવિષ્ય એ ત્રણ કાળ દેખાડેછે]

ભોળવાયા=ઠગાયા, મોહમાં પડ્યા. [જો૦ સ્મરશિમિત્ર ગિર૦ અ૦ ૨૯ ૨.]
(૨-ખ) તપ જોઇએ તેવું નહિ એમ-કેવાયું, તપમાં ભંગ થયો

ભીડ = અડચણ, હરકત, પીડા, આપદા.

અંતરજામી—સ. ( अंतर्यामी. अंतर् માહે—અંતઃકરણ. यामि-यम् હદમાં રાખવું ) સાક્ષીભૂત આત્મા, પરમેશ્વર

ભાવટ = અડચણ; જંજાળ, આપદા. ભા૦ ભાગી = ન્યાલ કીધો.

ભૂધર—સ. ( भू પૃથ્વી, धृ ધરવું.) પરમેશ્વર. સમા૦ દ્વિ૦
પૃથ્વીપર અધર્મ વ્યાપીરહ્યો ને દેવોની બહુ હેરાનગતિ થઇ ત્યારે તેઓ ક્ષીરસાગર-સાતસાગરમાનો છઠ્ઠો ને શાકદ્વીપની આસપાસ ફરતો છે, તેની તીરે આવી નારાયણ જેણે શેષઉપર શયન કર્યુંહતું તેને પૃથ્વીપર અવતાર ધારણકરવાને સ્તવ્યા. આકાશવાણી થઇ કે ગભરાશો નહીં, હું અવતાર લઇ ભૂમીનો ભાર ઉતારુંછું

(પદ ૫. ૨—૫. પદ ૬. ૧—)

પદ ૫.

૨. વંદે—(સં. વદ્ ધા૦) નમે ; કોઇપર દ્વેષ ન રાખે
નિંદા—સં. (निंद् ધા૦) ભૂંડું બોલવું તે.
કેની = કોઇની પણ
વાચ—સં. (वाच्, वच् બોલવું) વાણી ; જીભ (લક્ષણા.)
કાછ—સં. (कच्छ.) કાછો, ધોતિયાંની કાછડી ; ઇંદ્રી (લક્ષણા)
[વ્યભિચારી માણસ કાછડીછૂટો કેવાયછે.]
નિશ્ચળ—સં. (चल् હાલવું.) ચળે નહિ તેવું, સ્થિર, પોતાને વશ. સમા૦ નબ૦
જનની—સં. (जन् પ્રે૦ હેટે-જણવું.) માતા, મા.
(૨-૪) જીભથી અસત્ય કે અઘટતું ન બોલે, વ્યભિચારથી દૂર રહે અને મનને માઠે રસ્તે જતું ખાંચે. [સારાં નરતાં કર્મ ત્રણ પ્રકારનાં—વાચિક કાયિક ને માનસિક]
૩. સમદૃષ્ટિ—સં. (दृश् જોવું) એકભાવ, સારુંમાઠું વાહલુંઅકારુ પોતીકુંપારકું નહિ એવી બુદ્ધિ-રીત. સમા૦ કર્મ૦
ત્યાગી—સં. (त्यज् ધા૦) તજી, છોડી.
જિહ્વા—સં. (લિહ્ ચાટવું.) જીભ.
(૧) જેને સમદૃષ્ટિ છે અને જેણે તૃષ્ણા ત્યાગીછે. સમદૃષ્ટિ=એકભાવવાળો; તૃષ્ણાત્યાગી = તૃષ્ણાને તજવાવાળો-એમ પણ લેવાય. સમા૦ બહુ૦
૪. મોહ—સં. (मुह् ભાન ભૂલવું) સંસારી વસ્તુ જોઇ તે મેળવવાને લોભ.
માયા—સં. (मा માપવું) સંસારી વસ્તુપર આસક્તિ-અતિશય વળગણ.
વ્યાપે—(સં. वि + आप् ધા૦) પેસી પસરીરે, મનપર અસર કરે, વશ કરે.
દૃઢવૈરાગ—સં. (दृह् ઠરવું ને ભૂ૦ કૃ૦; वि વના, राग મનોવિકાર) કદી ચળે નહિ એવી ત્યાગીવૃત્તિ-સંસારપર અભાવ. સમા૦ કર્મ૦
તાળી—સં. (વ્લિ. तल આગળાં લાંબાંસાથે હથેલી.) લગન, લેહ, રગ.
[આશકમાશૂક મિત્રો ખૂબ તાનમાં આવીજાય ત્યારે એકમેકને તાળી
૫. નિવાર્યા—(સં. नि + वार् ધા૦) અટકાવ્યા, દૂર કાઢ્યા, ટાળ્યા. [આપેછે.]
(૨) આવી રીતનું માણસ હોય તે એવું પવિત્ર કે તેનાં દરશણ કર્યાંથી આપણી એકોતેર પેઢી ઉધરે-[એકોતેરજ કેમ હશે?]

પદ ૬.

૧. શરીરશોધ્યાવિના=આપણાં શરીરમાંજ બ્રહ્મ છે એવો નિશ્ચય થયાવગર.
સાર—સં. (सृ નિકળવું) ખરી વસ્તુ, સાચો ભેદ.
૨. સાંપડે—(સં. सं + पद् મેળવવું) મળે, જડે.

(પદ ૬ ૧—૪)

**પંડિતા**—સ.=વિદ્વાન, થોડુ ઘણુ પણ ઘણાક શાસ્ત્રનુ જ્ઞાન ધરાવનારા.
[અહિયા-કઇ તિરસ્કાર કે હાસીમા આ શબ્દ વાપરયોછે.]
**પાર પામો**=છેડો-આખરનો-ખરો સિદ્ધાંત મળે, મુક્ત થાઓ.
**પોથે**—(સ પુસ્તક. પુસ્ત્ બાધવુ) મોટા મોટા ચોપડા-થોથા ઉથલાવ્યાથી.
**તાંદુલા**—(સ तडुल तड्-तड् ઠોકવુ.) ચોખા [જો० ઉપર પડિતા]
**તુષ**—(સ. तुष् સતોષ પામવુ) છાલા, ફુરફા.
**ઠાલે થોથે**—(જો० દયા० પદ ૧—૫)
(૨) અલ० દષ્ટાત

૨. **રસના સ્વાદમાં**—મ. (रस् પ્રવાહી થવુ, स्वाद् ચાખવુ.) સસારી વિષયથી મળતી લેજત લેવામાં. ૨. જૂદે જૂદે પણ માયાએ સૂચવેલે રૂપે બ્રહ્મના સ્વરૂપનો નિશ્ચય કરી તેને તેરૂપે ભજવામાં.

**રૂંધાઇરહ્યા**—(સ रुध અટકાવવુ) ગુગળાઇ-ગુંચવાઇરહ્યા અથડાવાકરેછે.
**વિગતિ**—(મ. वि બારીકીપર, गम् જવુ) હકીકત, જુગતિ, ગોઠવણી
**ગુરૂજ્ઞાન**—(સ ज्ञा જાણવુ) ગુરુથી થયલુ જ્ઞાન. સમા० ૫०
**ગુંથે**—(સ. ग्रथ् ધા०) ગોઠવે, બેસાડ્યાકરે.
**વાણીવિલાસ**—(वन् બોલવુ, वि+लस् મોજ મારવી) વૈખરી-મુદ્દાપડતુ નહિ પણ નકામુ નકામુ સામાને રુચે એવુ બોલવામા માનેલો આનદ કે
**પરહરી**—(સં. परि+हृ ધા०) છોડીને [મોટાઇ સમા० સ०
**વિવિધ વાણીવડે**=ઘણીઘણી રીતે રસપડતુ બોલી કે લખી (ગુથે).
(૨) અલ० દષ્ટાત.

૩ **શબ્દ**—સ =ભાષા, વાચતાલખતા (લક્ષણા)
**અધ્યાત્મ**—સ.=દેહનુ સાધન. ૨ બ્રહ્મજ્ઞાન
**પ્રપંચ**—(સ. प्र આગળ, पच् પસારવુ) હોય કઇ ને કેવુ કઇ એવુ કપટ, પોતાના મનસાથે ખરુ ન છતા આ સિદ્ધ છે એવુ કેવુ તે
**પિંડ**—(સ पिड-पिड् ગોળો કરવો) શરીરમા, મનમા
**આથડ્યો**—(સ. आ ચોતરફ, तड्-ताड् મારવુ) બધે અથડાયો, રખડ્યો
**કોઠે**—(સં. कोष्ठ) પેટ, ગર્ભસ્થાન-યોની-અવતાર (લક્ષણા.)

૪. **રજની**—(स रञ् ખુશ કરવુ, મોજ માણવી) રાત-અધારુ-અજ્ઞાન. (લક્ષણા)
ગોઠે=અઘાળે, ફોડે. શીષ ગોડે=માથાફોડ કરે [એવી વાત
**ભેદ**—સં. (भिद् જાણવુ) મર્મ, છૂપી વાત, કૂચી, એવુથી ન સમજાય
**પદ ચોથે**=ચોથા પદમા (આ પુસ્તકના સાતમા પદમાં.)

(પદ ૭ ૧—૩.)

૧. જાગીને જોઉં તો=જ્ઞાન દષ્ટિએ જોતાં, માયાને તજતાં.

ઊંઘમાં=અજ્ઞાન હોય ત્યાંલગી, માયાની સત્તા આપણાપર હોય ત્યાંસુધી

અટપટા=તરેહતરેહના ન સમજાય તેવા પણ મનને લોભાવે એવા.

ભોગ—(સં. ભુજ્ ધા૦) સુખનો લાવો, સસારના રગ.

ભાસે—(સં. भास् ધા૦) નહિ છતાં દેખાય.

ચૈતન્યવિલાસ—(સં. चित् જાણવું वि+लस् મોજમારવી) બ્રહ્મના જે જૂદા જૂદા ખેલ–રગ તેમા. [મરાગૂલ. સમા૦ બહુ૦

તદ્રૂપ—(तत् તે; रूप આકાર–સ્વભાવ.) એકસરખાં રૂપનું; તદાકાર, લીન, (૨) બ્રહ્મ જે જૂદે જૂદે રૂપે દેખાય તેમા ચિત્ત લીન થઇરહેછે—તે જોઇ ચિત્ત પણ તેવાજ ચેના કરવા મડીપડે છે, એટલે ખરું જોતાં બ્રહ્મની આગળ બ્રહ્મ કઇ કઇ રગ ઉડાવેછે, કારણ કે ચિત્ત અને બ્રહ્મ એ જૂદા નથી ૨ ચિત્ત અને બ્રહ્મના રેગ એ એકજ છે—જૂદા નથી-બ્રહ્મનો ખેલ એજ ચિત્ત છે અથવા વળી—૩ ચિત્ત અને બ્રહ્મ એ બન્નેની ચેષ્ટા એકસરખીજ છે.

૨. પંચમહાભૂત—(જો૦ શામ૦ ૧૯) સમા૦ દ્વિગુ.

અણુઅણુમાંહિ—અવ્ય૦ સ. (अण् સકોચાવુ) એકના રજકણ બીજામાં એમ, એકબીજાસાથે નિકટના ને નિત્યના સબધમા.

(૨) અલ૦ દષ્ટાંત.

૩. શ્રુતિ—(સ. श्रु સાભળવુ) ચારે વેદ. [religion revealed–heard]

સ્મૃતિ—(સ. स्मृ યાદકરવુ) મનુઆદિએ ધર્મનીતિસબધી શિક્ષાશાસ્ત્ર પોતાના શિષ્યોને સમજાવેલાં, અને જે પાછળથી યાદ કરી લખાયલાં તે. [religion remembered]

કનકકુંડળવિષે—(સ. कन् પ્રકાશવુ.) સુનુ અને તે સુનાના બનેલા

ભેદ—(સ भिद् ભાગવુ.) ફેરફ, જૂદાપણુ. [કાનના વાળા એ બેમા.

હેમનુંહેમ=સુનુંજ, કઇ બીજી વસ્તુ નહિ.

એક સુનાના અનેક ઘાટ બને, પણ તેના જૂદા જૂદા આકારનો વિચાર ન કરતા મૂળ ધાતુનોજ વિચાર કરિએ તો તે સુનુંજ છે, એ ન્યાયે જગતમા દેખાતી અનેક ચીજ મટી એક બ્રહ્મ સિદ્ધ છે; એનુ કેવળ-તત્વજ્ઞાનવિષે મૂળપુસ્તક જે વેદ તેનું મત છે, અને એ મતને પાછળથી ચાર રૂપે થયેલા વેદ તથા સ્મૃતિઓ એ સોંપુરી આપે છે

અલ૦ દષ્ટાંતરૂપક.

(પદ ૭, ૪, પદ ૮ १—३)

જીવ ને શિવ તેઃ=આત્મા ને પરમાત્મા એવા જૂદા રૂપ
રચી—(સં रच् ગોઠવવુ) પસારીને, ફેલાવીને
પરપંચ—(સં प्र० प्र આગળ, पच ફેલાવવુ) જગતનો મિથ્યા પસારો, ઇશ્વર એક છતે અનેકરૂપે દેખાવુ તે
ચાદલોક—(જો૦ અંગ્રે ૯૨) સમા૦ દ્વિગુ
સંત—સ.=સાધુ—જ્ઞાની પુરુષો
સીધ્યા—(સ सिध् તૈયાર કરવુ) પાર પડ્યા—મુક્ત થયા [સંત સીધ્યા—એમ કેવાને બદલે સંતનુ કામ સીધ્યુ કેવાની સાધારણ રીત છે]

પદ ૮.

ગમે=રુચે, ભાવે,—ની ઇચ્છાએ બને
જગતગુરુ—સ (जगद्गुरु गम् જવુ, गृ બોલવુ) જગતનુ કલ્યાણ કરનાર, જગતે પૂજવાજોગ [નાર—ધણી
જગદીશ—(સં जगत्+ईश ईश् સત્તા ધરાવવી) દુનિયાને હદમા રાખ—
ખરખરો=સંતાપ, દુ ખ, દિલગિરી (સ क्षर् ધીમેધીમે નાશ પામવુ)
ચિંતવ્યો—(સ चिंतित चिंत ધા૦ નો ભૂ૦ કૃ૦) ધારેલો
અર્થ—(સ अर्थ् માગવુ) હેતુ, ધારણા, મતલબ
સરે—(સ सृ જવુ નિકળવુ) પારપડે, થાય
ઉગરે=બચે, નફામા રહે, ફાયદો થાય
એક=માત્ર, ફક્ત
ઉદ્વેગ—(સ उत् ઘણુ, विज બીકથી ધ્રુજવુ) પરિતાપ, સંતાપ, સોચના, દુ ખ.
२ શકટ—(સ शक् ધીરજથી સેવુ) ગાડુ
શ્વાન—(સ श्वन्) કુતરુ [બધારણ—ખેલ
સૃષ્ટિમંડાણ—(સ सृज ઉત્પન્ન કરવુ, मंड શણગારવુ) જગતની રચના—
(१—ખ) ગાડાતળે કુતરુ ચાલે તે જાણે મારે હુજ ખેંચુ છુ જાતે૦ ઉપમા
(२—ખ) કોઇએક વિરલા સંત અનો ભેદ જાણતાહશે
३ નીપજે—(સ नि—प्+पद થવુ) બને, ધાર્યુ થઇરહે
દ્રષ્ટ—(સં. दृष्टि—दृश् જોવુ) નજરે, દ ષ્ટઆવે=નજરે પડે, દીઠામા આવે
ભવનપર ભવનપર—સ (भू હોવુ) ઘેરેઘેર
છત્ર—(સ छद् ઢાકવુ) છત્તર, છતરી [છત્ર ચમ્મર દંડ—રાજચિન્હ છે
દાખે—(સ. दृश् જોવુ—પ્રે૦ ભેદ दर्श ?) દેખાડે, રાખે. ઊભા કરે
(૩—ખ) બધાજ છત્રપતિ રાન થયબેસે

(પદ ૮. ૪—૫. પદ ૯—૧.)

૪. રુતુ—સં. (ऋ० ऋत् જવું. જો૦ પ્રેમા૦, ૨૦-૧૦.) વર્ષાકાળ.
લતા પત્ર—સ. (लत् વિંટળાવું, पत् પડવું-કે-पद् જવું.
વેલી, વનસ્પતિ, લીલોની અને પાંદડાં.

યથા—અવ્ય૦ સં. = જેમ
માનવી—સ. (मनु એ માણસ જાતનો મૂળપુરુષ.) માણસ.
વ્યર્થ—અવ્ય૦ સં. (वि વિના, अर्थ હેતુ, કારણ.) વિનાકારણ, નકામો.
શોચે—(સં. शुच् ધા૦) શોક કરે, ફિકર કરે, બળાપો કરે.
પોંચે = મળે.

આ વખતે મને આ નહિ મળ્યું એવા સંતાપ માણસ નકામો કરેછે—મૂરખ છે; જેને જેવારે જે ચીજ મળવાનું બ્રહ્માએ ઠેરવેલુંછે તે ચીજ તેવારે તેને વગરમાગી મળવાની, જેમ દરેક રુતુ પોતપોતાની વનસ્પતિ વગેરે આપેછે.

૫. મિથ્યાકરી—સ. = જૂઠું છે એમ. [અલ૦ ઉપમા.
કાર્પું—સ. (कृपण વગરપાકેલું.) નકામુ.
જુગલકર—સં. (युग्युज જોડવું.) બેઉ હાથ. સમા૦ કર્મ.
જોડીકરી = જોડીને. [આ રીતે કરી ઉમેરવાની એક ઢબ છે.]
જન્મપ્રતિજન્મ—અવ્ય૦. સ. (जन् પેદા થવું.) જનમોજનમ.
જાચું—(મ. याच् માગવું.) પાસે માગું; સેવા-ભક્તિ કરું.

પદ ૯.

૧. અખિલ—(સ. खिल ખાલી.) આખુ.
બ્રહ્માંડ—સ. = અંડ—ગોળાકારે જે મહા વિશ્વરચના તે, દુનિયા. [બ્રહ્માંડમાં ચૌદ ભુવન કેવાયછે. જો૦ અખો હર. ચૌદે લોક.]
જુજવે = જૂદે જૂદે.
રૂપે—સ. (रूप् જોવું.) આકારે.
અનંત—સ. (अन् નહિ. अंत છેડા.) અગણિત, અપાર. સમા૦ બહુ૦
દેવ—સં. (दिव् પ્રકાશવું.) પરમેશ્વરનો અંશરૂપ; ઇશ્વર.
તત્વ—સં. (तद् તે.) સારવસ્તુ. ૨. મૂળ ચીજ.
શૂન્ય—સં. (જોવું-ગામ૦ ૩૦.) ખાલી જગા, અવકાશ.
વાસે—(સ. वस् રેવું.) રેછે, રહેલોછે.

(૨-ખ) અને અવકાશમાં શબ્દરૂપે તું નક્કી રહેલોછે. शब्दगुणमाकाशम् = જ્યાંથી શબ્દ ઉઠે—જેનાં અસ્તિત્વથી અવાજ સમજાયછે તે આકાશ. વેદ—અહિંયાં અવ્યય છે—નિશ્ચે, નક્કી; વેદ એ સિદ્ધાંતનો મત છે માટે.

(પદ ૯. ૨—૫. પદ ૧૦. ૧—૨.)

૨. ભૂધરા—सं. ( भू પૃથ્વી, धृ આધાર આપવો. ) હે જગદાધાર-પરમેશ્વર.
વૃક્ષ—स. ( वृक्ष् ઢાંકવું. ) ઝાડ. [ समा० द्वि०
વિવિધ—स. ( वि ઘણી રીતે, विध ગોઠવવું. ) ઘણી ઘણી તરેહની.
રચના—स. ( रच् धा० ) ગોઠવણી, શોભા, ઠાઠ.
રસ—स. ( रस् धा० ) સ્વાદ, લેજત
એજ આશે=અનેક રસ લેવાનીજ આશાથી-કર્મને જોગે નહિ. ( જો૦
૩. ( જો૦ પદ ૭—૩.) પદ ૭-૪.)
૪. ગ્રંથ—स. ( ग्रथ् ગુંથવુ. ) પુસ્તકો, પુસ્તકોના લખનાર-ગ્રંથકારો (લક્ષણા.)
શાસ્રોના લખનારાએ તત્વજ્ઞાનનો વિષય ડોળીનાખ્યા-એક સિદ્ધાંતપર ન આવ્યા; જેને ઇશ્વર જે રૂપે સાચો લાગ્યો તે રૂપે તેણે તેને ભજ્યો, અને મનમાં એમ સિદ્ધ કરી રાખ્યું કે એજ રૂપ ખરુ, મોડેથી ઉપદેશ એવોજ કીધો, અને પોતે વર્ત્યો તે પણ તેજ નિશ્ચયને ધોરણે.
૫. પટતરો—स. (पटांतर. पट વસ્ત્ર, अंतर પડદો.) આંતરો, પડદો.
ઝાડ અને બી એ જૂદી વસ્તુ દેખાય છે, પણ બન્યેમાં તુંજ રહેલોછે-ઝાડમાં બીરૂપે ને બીમાં ઝાડરૂપે, માયાનો પડદો વચમાં આવ્યાથી એમ ભિન્ન ભાસેછે, પણ એ પડદો મને-કલ્પનાએ ઉઠાવેલો છે, માટે જો હું ખરા ભાવથી ઇશ્વરને શોધુ તત્વની શોધ કરુ તો એ પડદો ખસી સર્વત્ર ઇશ્વર એકરૂપ જણાશે

## પદ ૧૦.

૧. આતમા તત્વ—स. ( अत् જવુ; तत् તે ) આત્મા એ બ્રહ્મ છે એમ.
૨. આત્મા મૂળ શી વસ્તુ છે તે.
ચીન્યો—स. ( चिंतित-चिंत ધારવુ-નોભૂ૦ કૃ૦ ) ઓળખ્યો, જાણ્યો.
સાધના—स. ( साध् હેતુ પારપાડવો ) જપ તપ હોમ ઇત્યાદિથી ઇશ્વર
જૂઠી = નકામી [ પ્રાપ્ત-પ્રસન્ન કરવો તે.
માનુષ્યદેહ—स. ( मनु મૂળપુરુષ-ઉપરથી मनुष्य માણસ-ઉપરથી વિશેષણ. मा० ) માણસનું શરીર-અવતાર ધર્યો તે. समा० कर्म०
એળે = વ્યર્થ મિથ્યા, ફોકટ, અભયો. [ વરસાદ થાય તે.
માવઠું—स ( माघवृष्टि-वृष्टम् = માઘ મહિનામાં થનારો વરસાદ ) કરતે
વૃષ્ટિ વુઠી—सं. ( वृष्टि-वृष्ट-वृष्-धा० નો ભૂ૦ કૃ૦) વરસાદ વરસ્યો-પડ્યો-
૨. જટા—( જો૦ શામ૦ ૪૭ ) [ થયો. अलं० ઉપમા.
ભસ્મલેપન—स ( लिप् ચોપડવુ. ) ભિભૂતિ ચોપડવી તે. समा० ष०

(પદ ૧૦, ૨—૫ પદ ૧૧ ૧—૨)

**વાળલોચન**—સ. (लुच् કાઢીનાખવુ.) માથાના નિમાળા ખેંચીકાડવા તે.
[જતિના નિમાળા ખેંચીકાઢવામા આવેછે]

૩ **તપ**—સ. (तप तपवुं–દુ:ખ સેવુ) મનની ઇચ્છા પૂરીપડે માટે દેવદેવીને પ્રસન્ન કરવા જે દેહકષ્ટ કરવુ તે. [ઠેકાણે જવુ તે.

**તીર્થ**—સ. (तॄ તરવુ) જ્યાં ગયાથી પુણ્ય થાય એવું ઠેકાણું–એવે

**નામ લીધે** = મન્ત્ર જપવાથી. [કીર્તન કરવાં તે.

૪. **રાગ ને રંગ**—સ. (रज રગવુ; ખુશીકરવુ) રાગતાન. ૨. ગાયન, ભજન–

**ખટદર્શન**—(જો૦ અખો–૩) મથુરા વૈષ્ણવધર્મી ગોસાંઇના લાલ પોતાના સેવકને નિત્ય મુજબવાર ઠાકોરજીને જે જૂદેજૂદે રૂપે દેખાડેછે તે–ઉથાપન મગળા, શણગાર, રાજભોગ, સેન અને આરતી સમા૦ દ્વિગુ.

**વરણ**—સ. (वर्ण. वर्ण રગવું) જાત–બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને શુદ્ર.
વરણના ભેદ આણે = જાતિઓ જૂદી જૂદી છે એમ ગણી તે પ્રમાણે વર્ત્યાથી–પરસ્પર ખાવા પીવા પરણવા વગેરેનો વેવાર ન રાખવાથી

૫. **પરપંચ**—સ (प्रपंच. प्र આગળ, पच् પસારવુ) કપટ, ઢોંગ; ખાલી માથાકૂટ.

**ચિંતામણી**—સ. (चिता ધારણા, चित् ધા૦) સ્વર્ગનો મણિ. સમા૦ મધ્ય૦
[કેવાયછે કે એ મણિ જેની પાસે હોય તે જે કંઇ ઇચ્છે તે તેમાથી નિકળે]
આત્મા એ સર્વવ્યાપક ઇશ્વર છે એવુ જેણે નહિ જાણ્યુ, એટલે જેને તત્વજ્ઞાન ન થયુ તેણે ચિંતામણિ રત્નજેવો આ મનુષ્યદેહ મિથ્યા ગુમાવ્યો. અલ૦ રૂપક.

## પદ ૧૧.

૧. **લહ્યા**—(સ. लक्ष ताकीने जोवु) બરાબર ઓળખ્યા.

**વૈષ્ણવપદ** —સ. = વિષ્ણુભક્તની પદવી, વૈષ્ણવ છે એવુ માન

**બિરદ**—સં. (विरुद) ખિતાબ, નામ, છાપ

હું વૈષ્ણવ કેવાયો, વૈષ્ણવની પદવી ધારણ કરી ઉપરનો ઠાઠ પણ તેવો રાખેછે, તોપણ ઇશ્વરનુ ખરુ સ્વરૂપ જો તેં ન જાણ્યુ તો તે શોભદે નહિ અને નકામું છે, જેમ ઇ૦ અલ૦ ઉપમા

**વ્યાધિ**—સ. (वि વિશેષ, आधि મનરોગ.) રોગ, અગરોગ.

**વેદના**—સં. (विद् જાણવુ) પીડા, દુઃખ

**વિશ્વ**—સ. (विश् વ્યાપવુ) સૃષ્ટિ, ઉપાધિરૂપ જગત, સસાર.

૨. **વાતપકવાન**—સ. (वार्तापक्वान्न. पच् પાકું, अन्न ખોરાક– अद् ખાવુ નો

(પદ ૧૧. ૨—૫).

ભૂ૰ કૃ૰ ) વાતમાં નામ લખાકીધેલું એવું પકવાન ; પકવાનની વાત કરચાકીધીહોય તે. સમા૰ મધ્ય૰

રોગથી થતી પીડા તો મટે, પણ ઇશ્વરથી જગત્ ભિન્ન એવું માન્યાથી-સસાર સત્ય માન્યાથી જે ઉપાધિ વળગે તે ટળવી કઠણ, તે તો ખરુ જ્ઞાન થયેજ જાય, જ્ઞાનીનું ડોળ ઘાલ્યાથી ન જાય. અથવા-સાદે-અર્થ-વરસાદ વરસ્યાવના અમસ્તો આકાશમા ગાજ્યાકરે તેથી દુનિયાને રોગથી થતી પીડા મટતી નથી, તે તો ખરો વરસાદ પડેથીજ મટે ઇ૰

અલ૰ દષ્ટાંત. [ કિરતનો.

૩. વિષ્ણુપદ—સ. = વિષ્ણુનો મહિમા, એ મહિમા જણાવવાને રચેલાં ”

કરણી—સ. = કામ, રેણી, રીત.

કાગ—સ. ( काक ) કાગડો

હેડ—સ્ત્રી. હિં. = સ્પર્ધા, હરીફાઇ, હરીફાઇ.

હુસીકાડે = મજાક-ઠેકડીમાં ઉડાવે.

લવમાં—અવ્ય૰ સ. ( लव રજકણ, लू કાપવું ) લગારમાં, સેજમાં.

(૨-૪) રીત કેવળ અજ્ઞાની માણસની અને ખપવા ઇચ્છે પૂર્ણ જ્ઞાનીપુરુષમાં.

૪. પંડ—સ. ( पिंड. पिंड् એકઠુ કરવું. ) શરીર

પ્રગટ—સ. ( प्रकट. प्र આગળ, कट જવુ ) પ્રત્યક્ષ, ખુલ્લો ; ખુલ્લી રીતે.

પેખે— સં. प्र + ईक्ष् ધા૰ ) જોય, જાણે.

અગણિત—સ ( गण् ગણત્રી કરવી નો ભૂ૰ કૃ૰ ) અમાપ, બેહદ, જેની હદ બધાય નહિ એવો ; જેનુ સ્વરૂપ કળી ન શકાય એવો. સમા૰ નય૰

લેખુ સ. ( लेखन लिख् લખવુ ) ગણત્રી, પ્રમાણ, માપ.

દુષ્ટભાવેકરી—સ. ( दुष् બગડવુ-નો ભૂ૰ કૃ૰ दुष्ट ; भू થવુ, વિચારવું. ) પાપી બુદ્ધિથી, ઠગવાના વિચારથી, દંભથી, ઢોંગથી. સમા૰ કર્મ૰

(૨) આખુ જગતજ બ્રહ્મ, એટલે નહિ કેવાય કે તે આવો છે, તે છતા તેનુ અમુક સ્વરૂપ લોકોના મનમાં ઠસાવવાને ઉપદેશ કરે અને એમ માળા ઝાલી લોકોને ઠગે.

૫. નિરાકાર—સ. = આકારવગરનો, જગતમાં દેખાતા કોઇ પણ આકાર-સરખો નહિ તે, શુદ્ધસ્વરૂપ ઇશ્વર, બ્રહ્મ. સમા૰ બહુ૰

ગળે—( સ. गल् ઓગળીજવુ ) પ્રવાહી થઇજાય ; તલ્લીન-તદાકાર થાય, એકરૂપ થઇ મળી જાય

ભિન્નસંસારની—સ. ( भिद् કાપવુ-જુદુપાડવું નો ભૂ૰ કૃ૰, सं. + सृ નિયમિત રીતે ચાલ્યાકરવુ ) ઇશ્વરથી જગત જુદુ એવી. સમા૰ કર્મ૰

(પદ ૧૧ ૫.) (વર્ષા—ગા૦ ૧—)

ભ્રાંતિ—સ (ભ્રમ્ ભટકવુ) વમ, ખોટી કલ્પના
જ્ઞાનવિજ્ઞાન—સ (જ્ઞા જાણવુ) જાણવુ તે જ્ઞાન, અને અનુભવસાથે જાણવુ તે વિજ્ઞાન, સમા૦ ૬૬ [દીવાથી અધારુ મટે એમ જાણવુ તે જ્ઞાન, અને દીવો કરી તેના તેજથી અધારુ મટેછે એમ સિદ્ધ કરવુ તે વિજ્ઞાન.]
જ્યોત—સં (ज्योतिस् द्युत् પ્રકાશવુ) તેજ, પ્રકાશ
મનના મેલ ટળી જ્યારે કોઇ બ્રહ્મસાથે એકરૂપ થાય-ઇશ્વર જગતથી અને જગત ઇશ્વરથી ભિન્ન એવી ખોટી કલ્પના મટે ત્યારે એ માયારહિત આત્મા અને સર્વકાળ જ્ઞાનમય જે પરમાત્મા એ બન્ને પ્રકાશ મળીજાય.
(૧) જો ને જેહનું—આ બેનુ અગત્ય નથી—જો નિરાકારમા કોઇનું, અથવા નિરાકારમા જેનુ ઇ૦

---

## પ્રેમાનંદ

### ભાગવત —દશમસ્કંધ.

---

#### વર્ષા—શરદ્‌વર્ણન

૧ ગોવિંદ—સ. = કૃષ્ણ—ગોકુળમા અવતરી ગાયો ચારતા માટે (गो ગાય, विद्—विंद् મેળવવુ ૨. गो વાણી વેદવાણી, વેદવાણીથી જેના સ્વરૂપનુ જ્ઞાન થાય તે ૩ गो ઇંદ્રી, ઇંદ્રીને ઓળખી વશ રાખનાર—ઇંદ્રીજીત ઇ૦)
ચરિત્ર—સ. (चर् ચાલવુ—વર્તવુ) વખાણવાજોગ ગુણકર્મ
ગર્ભજોગી—સ (૦યાગી) શુકદેવ—વ્યાસના પુત્ર સમા૦ ૫૦ [એ પર્વે જનમ પોપટ હતા શિવે પાર્વતીને જ્ઞાન સમજાવ્યુ તે પોપટે સાભળ્યુ એ શિવે જાણ્યુ ત્યારે તે તેની પાછળ દોડ્યા ને શુક ગભરાઇ પોતાનુ ખોળીયુ પાડી વ્યાસની સ્ત્રીના ઉદરમા પ્રવેશ કરયો શિવ પણ ત્યાજ બાર વર્ષ બેસી રહ્યા પછી વિષ્ણુએ શિવનુ સમાધાન કર્યું ને શુક અવતરયા એ જન્મ્યા તેવાજ નાળ સહિત વનમા નાસીગયા પછવાડે એના પિતા વ્યાસ દોડ્યા ને એને ઘેર આવવા સમજાવ્યુ પણ શુક ન આવ્યા એ ઋષિઓના મડળમા ભગવતના ગુણ ગાયાકરતા એક સમે નારદ મળ્યા તેને શુકે મુક્તિનો ઉપાય પૂછ્યો ત્યારે નારદે કહ્યુ કે તે તો તમારા પિતાના હૃદયમા છે પછી શુક પોતાના પિતાપાસે આવ્યા ને એણે ભાગવત ભણાવ્યુ પછી શુકે પરીક્ષિતરાજાને તેના અંતકાળસમે સઘળા ઋષિમાવાઓની સમક્ષ સાત દિવસમા શ્રીમદ્‌ભાગવત સભળાવ્યુ હતુ

(વર્ષા-શ૦ ૧—૩)

ગાંભળીએ = સાભળો (માનાર્થે દ્વિતીય પુ.,વ, કર્તા આપ અધ્યાહાર્ય.)

ભૂપાળ—સ (ભૂ પૃથ્વી, પાળ રક્ષણ) રાજા પરીક્ષિત (જો૦ ઉપર ગર્સ-
જો ૧, અને ૧૫) સમા૦ દ્વિ૦

લીલા—સં = ખેલ, રમત, ચરિત્રો [કરીહતી

વૃંદાવન—સં (વૃંદા તુળસી) ગોકુળની પાસેનું વન-ગામ, જ્યાં કૃષ્ણે લીલા

વર્ણવું—(સ વર્ણ ધા૦) વર્ણન કરું, બ્યાન આપું

વર્ષાકાળ—સ (વૃષ્ છટકાવ કરવો) ચોમાસાનો ઋતુ-દાડા [વરસના છ
ઋતુ દર બે મહિનાનો ૧ વસંત મીનમેષરાશીમાં જેટલો કાળ સૂરજ
રહે તે, આ પ્રાંતમાં ફાગણચૈત્ર, ૨ ગ્રીષ્મ વૃષભમિથુનરાશીમાં સૂરજ
જેટનો કાળ હોય તે જેઠઅષાડ, પણ આ પ્રાંતમાં મોડી વૃષ્ટિ અષાડમાં
થાયછે માટે, વૈશાખજેઠ ૩ વર્ષા અષાડશ્રાવણ ૪ શરદ્-આસો
કાતક ૫ હેમંત માગશરપોષ, ૬ શિશિર પોષમાઘ વસંતગ્રીષ્મ
ઉનાળો, વર્ષાશરદ ચોમાસું હેમંતશિશિર શિયાળો ]

૨ શ્રીગોકુળ—સ (ગા ગાય કુલ સમુદાય) જમનાનદીપરનું એક ગામ

ગોધેન—સ (ગો, ધેનુ-તરત વિયાનરી ગાય) ગાયવાછરડા સમા૦ દ્વં૦

રામકૃષ્ણ—સ (રમ વ્યાપવું, કૃષ્ લઈલેવું) રામ એ વસુદેવ જાદવનો
રોહિણીથી થયલો પુત્ર શેષનો અવતાર કૃષ્ણ એ વિષ્ણુનો આઠમો
અવતાર-કંસશિશુપાળાદિકનો વધ કરવાને ભૂમિનો ભાર ઉતારવાને અને
લીલા દર્શાવવાને [વસુદેવની સ્ત્રી દેવકીના પુત્રરૂપે મનાયા માટે રામના
સાવકા ભાઈ વસુદેવ અને ગોકુળમાં નંદરાય એ બે મિત્ર થાય માટે કંસના
જુલમથી વસુદેવે પોતાની સ્ત્રી રોહિણીને ગોકુળ મોકલીદીધેલી ત્યાં તેને
રામ અવતર્યા અને કૃષ્ણે બંદીખાનામાં ચતુર્ભુજરૂપે દર્શન આપી
કહેલું કે હું તમારા પુત્રરૂપે અવતરીશ પણ મને અહિંયા રાખશો નહિ,
નંદની સ્ત્રી જસોદાએ હમણાજ પુત્રી પ્રસવીછે ત્યાં મને સુવાડી તે
પુત્રી લાવજો હું ત્યાં અગિયાર વરસ રહી પાછો આવીશ ને કંસ મારી

૩ ઘન—સ = વાદળાં, વરસાદ [તમને મળીશ.]

ચમકે = ઓચિંતો ઝડપથી પ્રકાશ કરે

ઘોર—સ (ઘુર્ ડરાવવું) ભયંકર, ડરામણું, ૨ અતિશે

હંસ—સં = લાંબી ગરદનનો કૂમળાં પીંછાથી સુશોભિત તળાવસરોવર-
તીરે રેનારો પક્ષી

ચાતક—સં (ચત્ આંસુથી માગવું મેઘપાસે જળ) એક જાતનો પક્ષી
પપૈયો, બપૈયો [એને વિષે કેવાય છે કે એ વરસાદના પડતા બિંદુ શિવાય

(વર્ષા-શ૦ ૧—૫.)

બીજું પાણી પીતો નથી-ચોમાસામાં સ્વાતીનક્ષત્રના વરસાદથીજ એની તરસ મટેછે.

કળા—સં. (कलाप.) મોરનું પુચ્છ પસારીને ઉપર વાળેલું.

૪. અમૃતસ્વરે—સં. = અતિમધુર ટોકાથી સના૦ કર્મ૦ [અમૃત વિશેષણ યોગ્ય છે-એ ટોકા કાનને મીઠા લાગે એટલુંજ નહિ પણ શિથિળ મનોવૃત્તિને એ પાછી સતેજ કરેછે]

કોકિલા = [જો૦ શામ૦ ૪. આ પક્ષી વસંતમાંજ બોલેછે-વર્ષાના આરંભલગી.]

ગુંજાર-વ—(સ. गुञ्-गुंज ગણગણવું; रव શોર-रु ધા૦) ભમરા ભંગિરા મધમાખ વગેરેની પાંખોથી થતો અવાજ.

અભ્રઘટા—સ. (अप् પાણી, भृ ભરવું રાખવું; घट् એકઠું કરવું.) વાદળાં છેક પાસપાસે આવી ઝુમીરેવું તે.

વચ્છ—સં. (वत्स. वस् પ્રેમ બતાવવો.) વાછરડાં.

હીંસાર = હરખાતાં કે પ્રેમ ઉભરાતાં મોમાંથી જે શબ્દધ્વનિ થાય તે. [આ શબ્દ ઢોરની બાબતમાં વધારે વપરાયછે, તેમાં વિશેષે ગાય, અને તે વળી તરત વિયાયલી. હીંસારો=પ્રેમનું ઉભરાવું.]
[(૨) નારો એમાં કેવળ ભયનો વિચાર ન લેવો-ઘણા આનંદસાથે કંઇક ભયનાં ડોળથી ઢોર પુછડાં ઊંચાં કરી માથાંપર આણી દોડાદોડ કરીમૂકેછે. ગામડાંમાં એને મલકાણે ચડવું કહેછે.]

૫. આદિત—સ. (૦ત્ય-अदिति દેવોની માતા) સૂરજ. [તારાઓ.

ઉડગણ—સ. (उडु०उडु નક્ષત્ર, गण સમુદાય-गण् ગણવું.) નક્ષત્રગણ,

ઈંદુ—સં. = ચંદ્ર. [ઇંદુનો અર્થ રગવેલમા-સોમરસ કે સોમરસનું ટીપું; તેપરથી પછી ઇંદુ = કોઇ નાનો ગોળ ચળકતો પદાર્થ-યઇ પૂર્ણચંદ્રને ઇંદુ કેવામાં આવ્યુંહશે, અને પછી કોઇપણ તિથિના ચંદ્રને.]

આચ્છાદ્યા—(સ. आ બધે, छद्-छादू ઢાંકવું.) ઢાંકીનાખ્યા.

સર્વ -અવ્ય૦ સ. = સર્વત્ર, સઘળે.

વ્યાપી—(સ. वि + आप ધા૦) પસરી ફેલાઇગઇ.

અનંત—સં. (अन् નહિ, अंत છેડો.) અપાર, અગણિત સમા૦ બહુ૦

જંતુ—સ. (जन् પેદાથવું.) જીવડાં.

ઉદંયા—સં. (उदित. उत् ઊંચે, इ જવું.) ઉપજ્યા, પેદાથયા; ઊગ્યા, ફુટ્યા.

અવનીમાં—સં. (अव् રક્ષવું) પૃથ્વીપર.

સૃષ્ટિ—સ. (सृज् પેદાકરવું.) જગત, વિશ્વ, દુનિયા.

વિધિ—સ. (वि + धा પેદાકરવું.) બ્રહ્મા.

(વર્ષા-શ૦ ૫--૯.]

થાપી—((સં. સ્થા ઊભારેવું-પ્રે૦ ભેદે સ્થાપય્) માડી.

(૨) પૃથ્વીપર અગણિત જીવડાં પેદાથઇઆવ્યાં, અને એરીતે બ્રહ્માએ એ જગત્-જગત્‌ની રચના નવી માડી

૬. કીટ—સ. (कीट રંગવું) કીડા, જીવડાં. [જાત દીવામાં પડેછે.
પતંગ—સ. (पत् પડવું.) એક જાતનો સુંદર પાંખવાળો કીડો-એની એક
પંચવરણાં—સ. (वर्ण् રંગવું.) પાંચ રંગનાં-રાતાં, પીળાં, કાળાં, લીલાં ને
મેડૂક—સં. (मड् ખુશકરવું-થવું) દેડકાં. [સફેદ સમા૦ બહુ.
તૃણ—સ. (तृण ચરવું.) ઘાસ.
દ્રુમઅંકોર—સ. (૦अकुर. अक ચિન્હ કરવું) ઝાડના ફણગા-પીલા-કુંપળ.

૭. કુસુમ—સ. (कुस प्रकाशવું) ફુલ.
નાનાવિધ—સ. = ઘણી જૂદીજુદી જાતનાં સમા૦ બહુ.
પૂર—સ. (पॄ ભરવું.) રેલ.
તટ—સ (तट ઉંચાહોવું.) કિનારે.

વાય—(સં. वद् બોલવું-પ્રે૦ ભેદે—वादय ; કે वा વાવું-પ્રે૦ ભેદે—वायय् ?) વગાડે.
વેણુ—સ. = વાંસળી, મોરલી.

૮. પૂરાણા—સ. (पूर्ण-पॄ ભરવું-નો ભૂ૦ કૃ૦) પૂરાયા.
આશ્રમ—સ (आ + श्रि આરામલેવો) ચોક્કસ મુકામ.
સંન્યાસી—સ (सम् ઠીક, नि + अस् દૂર કરવું-સંસાર.) ગાયત્રીનો અધિકારી એવો જે પુરુષ સંસાર ત્યાગકરી સાધુદીક્ષા લે તે.
સ્થળ—સં. (स्थल સ્થિર રેવુ.) સ્થાને, જગાએ.

[આખાડ સુદ ૧૧ થઇ એટલે સંન્યાસીએ એકજ ઠેકાણે ચાર મહિના રેવું જોઇએ; એજ કારણથી સન્યાસીને આવાડી કેછે]

૯. નાના—સ. = ઘણાં જૂદીજૂદી જાતનાં. [જે કર્મે તે
વ્રત—સ. = પાપ ટળે ને મનનો હેતુ પારપડે તેનેમાટે કહેલા નિયમસાથે
તાપસ—સ. (तप् તપવુ, દેહદમવો) તપસ્વી, જોગી
માળે—માળો = ઊંચી બનાવેલી કંઇ ખુલ્લી જગા. [તપસીઓ દેહદમવા ઉનાળામાં પંચાગ્નિ સેવેછે, શિયાળે પાણીમાં બેસીરેછે, અને ચોમાંસે વરસાદ
શ્રવણ—સ. (श्रु સાંભળવું) શાસ્ત્રપુરાણની કથા સાંભળવી તે [સેછે.]
કીર્તન—સ. (कृत् ગુણ ગાવા.) પરમેશ્વરના ગુણનું ગાન-ભજનો ગાવાં તે,
પ્રતિમા—સ. (प्रति સામું, પ્રમાણે; मा માપવું.) મૂર્તિ.

(વર્ષા-રા૦ ૯—૧૫.)

વર્ણાશ્રમ—સં = પોતપોતાની જાતિ અને આશ્રમના. વર્ણ-બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર; આશ્રમ—(જો૦ અખો—૨૩.) સમા૦ ૬૬.

૧૦. દુગણાં—સં. ((દ્વિગુણ. ગુણ્ બમણાં કરવાં.) બમણાં.
સુરભી—સં. = ગાય.
જેષ્ટિકા—સં. (ય૦) લાકડી. [સમા૦ ય૦
અશરણશર્ણ—સં. (૦શરણ.) નોધારાનો આધાર, નિરાધારને આધાર.

૧૧. ઝડી—(સં. झट् ગુચવાવું. झटिति ઝડપથી-ઉપરથી.) ઉપરાઉપરી ઝાપટાં આવે એવો વરસાદ.
મેવલીઓ—સં. (મેઘ—ઉપરથી.) વરસાદ. [મેવલો, મેવલીઓ—આ શબ્દ કોઇના કોમળ મીઠા બોલ છે-મેવલિયારે ઝાઝેરો વરસ (૨), ભિંજેરે ગોરાદેની ચૂંદડી; ચૂંદડિયેરે નવલેરી ભાત (૨) ઇ૦]
નયણે—સં. (नयन. नी દોરવું.) આંખે. [સમા૦ બહુ૦—ન૫૦]
અવિનાશી—સં. (नश् નાશ પામવું.) જેને નાશ નથી એવો-કૃષ્ણ.
[વર્ણનમાં કૃષ્ણ હોય ત્યાં રામ સમજલેવા=રામકૃષ્ણ અવિનાશીજ છે.]

૧૨. પલાશ—સં. (पल માંસ, अश् ખાવું ? ફૂલના રંગસમૂહપરથી ?) ખાખર.
ટોપ = વરસાદમાં ઘાલવાની મોટી ટોપી, ઘુમટી. [તુ૦; અવ્ય૦.

૧૩. પૂરભર્યાં—(સં. पृ, भृ ધા૦) રેલનાં પાણીએ ભરેલાં; ભરપૂર. સમા૦
નાળાં—સં. (नाल નળી, नल् ઘેરવું.) ખાડીનદીનો આડોઅવળો સાંકડો
કટિ—સં. = કેડ. [ઉંડો ફાંટો. (સરખાવો ફા૦ નેહેર.]
ગોપુચ્છ—સં. = ગાયને પુંછડે.

૧૪. શામળીઆને—સં. (श्यामल કાળો.) કૃષ્ણને માટે, કૃષ્ણની.
તારા—સં (तॄ ધા૦) હોશિઆર તરનાર.
સંસારતારણ—સં. (૦तारक. तॄ પ્રે૦ ભેદે.) સંસારરૂપી સાગરથકી તારનાર, જન્મમરણથી છોડવનાર, મોક્ષઆપનાર. સમા૦ ષ૦; અલ૦ રૂપક. (૨) અલ૦ વિરોધાભાસ.
તક—સં (कौतुक. कुनम् ક્યાનું, ક્યાથી ઇ૦) આશ્ચર્યકારક ખેલ-લીલા.
કમળાવર—સં. (कमला લક્ષ્મી, वर ધણી.) વિષ્ણુ, કૃષ્ણ.
પરિક્ષિત—સં -હસ્તિનાપુરના રાજા-અર્જુનના પૌત્ર ને અભિમન્યુના પુત્ર. [એનો જન્મ કળિયુગના આરંભમાં થયો. એ જ્યારે ગર્ભમાં હતા ત્યારે અશ્વત્થામાએ એનો નાશ કરવા ઉત્તરાનાં પેટમાં બ્રહ્માસ્ત્ર મુક્યુહતું. પણ કૃષ્ણે સુદર્શન ચક્રવતી તેને વાર્યુંહતું ને પોતે ઉત્તરાના ઉદરમાં એને દર્શન

(વર્ષા શ૦ ૧૫—૧૮)

આપ્યુહતું પૂરે માસે જન્મ્યાપછી એ આસપાસ જોવાલાગ્યા કે મને પેટમા દર્શન આપ્યુહતું તે કયા છે, માટે એનુ નામ પરીક્ષિત પાડ્યુ (પરિ ચોતરફ, ઇક્ષ્ જોવુ परिक्षित् શબ્દ પણ પ્રવર્તેછે તેપ્રમાણે વ્યુત્પત્તિ— પરિ ચોતરફ છેક ક્ષિ નાશ થવો એના બધા કુળનો નાશ થઇગયલો માટે ) એક દિવસ રાજા મૃગયાને ગયા ત્યા વનમા બહુ તરસ લાગી તેથી શિંડીઋષિના આશ્રમમા જઇ ઋષિ ધ્યાનમા હતા તેનીપાસે પાણી માગ્યુ ઋષિએ રાજાને કઇ ઉત્તર ન આપ્યો તેથી એણે ક્રોધમા એક મોએલો સર્પ તે ઋષિની કોટે ધાલ્યો એ વાત તે ઋષિના પુત્ર શૃંગીઋષિએ જાણી ત્યારે તેણે શાપ દીધો કે આજથી સાતમે દિવસે એ દુષ્ટકામ કરનારને તક્ષક નાગ કરડશે ને તે મરણ પામશે રાજા પોતાના પુત્ર જનમેજયને રાજ સોપી હરદ્વાર જઇ ગંગાતટે બેઠા, ત્યા શુકદેવે એને સાત દિવસમા ભાગવત સંભળાવ્યુ જો૦ ૧ ]

**શીતકાળ** સ (शीत ઠડ શિયાળો

૧૬ **શોભા**—સ. (शुभ् સારુ દેખાવુ ) સાદર્ય, સુદરતા, ખુબસુરતી, ખુબી

**શરદકાળ**—(જો૦ ૧ વર્ષાકાળ )

**તિમિર**—સં = અંધકાર, અંધારુ

**નિવર્ત્યું**—સ (निवर्त्तित नि + वृत ધા૦ નો ભૂ૦ કૃ૦ ) બધપડ્યુ, ટળ્યુ, મટ્યુ.

૧૭ **પ્રગટ**—અવ્ય૦ સ (०कट प्र આગળ कट निसरवु ) ખુલ્લી—સાફરીતે

**ભાસે**—(स भास પ્રકાશવુ ) પ્રકાશવા—દેખાવાલાગ્યા

**મહાજ્યોતિ કરે**—સ (द्युत પ્રકાશવુ ) ઘણો નકાશ આપવા લાગ્યો

**માર્તંડ**—સ मतङ्ग ઉપરથી ) સૂરજ

**પંક**—સં = કાદવ

**નવખંડ**—સ. (खड् ભાગવુ ) પૃથ્વીના જમ્બુદ્વીપના (જો૦ શામ૦ ૧૪ મે ૧ ) નવ મોટા ભાગ [ઇલાવૃત્ત ભદ્રાશ્વ હરિવર્ષ કિંપુરુષ, કેતુમાલ, રમ્યક, ભરત હિરણ્મય, ને ઉત્તરકુરુ ઇતરમતે ભરત, વર્ત શામ, દ્રામાલા કેતુમાલ હિરે, વિધિવશ મહિ ને સુવર્ણ ] સમા૦ દ્વિગુ

૧૮ **સરિતા**—સ (सृ સરવુ-વેવુ ) નદી.

**પોયણુ**—સ (पद्मिनी ) કુમુદફૂલ—એક જાતનુ કમળ [એ રાતે ખિલે સુરજ ઉગતે બિડાયછે પણ સુરજ ઉગતે ખિલેછે જો૦ દશ૦ મુખ૦ ૬ ]

**પંકજ**—સ (पङ्क કાદવ ज નિપજેલુ ) કમળફૂલ સમા૦ ઉપ૦,

**ઉત્પત્તિ**—સં (उद् + पद् ધા૦ ) પેદાએશ

**મુક્તાફળ**—સ (मुक्ता મોતી मुच् મૂકવુ फल દાણો ) મોતી

(વર્ષા-શ૦ ૧૮—૨૨.)

**સ્વાતિબિંદુ**—સં. (सु સારી રીતે, अन् જવું; बिंद् ભાગ થવા.) સ્વાતિ પંદરમા નક્ષત્રમાં પડેલા વરસાદના છાંટા. સમા૦સ૦. [નક્ષત્ર-તારાંઓના મંડળ ૨૭ છે-અશ્વિની, ભરણી, કૃત્તિકા, રોહિણી ઇ૦. સ્વાતીનક્ષત્રમાં વરસાદના છાંટા સીપમાં પડે તેનાં મોતી બંધાયછે-એ એક મત. ઇતરમતે-સીપમાં રેનારી કાઇ માછલાનાં શરીરમાંથી રસી નિકળે તે ટીપાં સીપમાં પડી મોતી બંધાય છે. આ બે મતોનો વિરોધ આ રીતે ટળે ? સ્વાતીનક્ષત્રમાં સીપ સમુદ્રપર તરતીહોય તેમાં વરસાદના છાંટા પડ્યાથી માછલીને કંઇ રોગ થઇ તેનાં શરીરમાથી રસી નિકળે તેનાં મોતી બંધાય ]

૧૯. **સગર્ભા**—સં. = ગાભણી, ધાડાવાળી. સમા૦ બહુ૦ [સમા૦ કર્મ૦

**નિજ નાથથી**—સ. (नाथ સત્તા હોવી) પોતાના ધણીસાથે સંગથી.

**પતિવ્રતા**—સં. (पा રક્ષવું; व्रत અમુક નિયમ કે ટેક.) વચનેથી માત્ર પોતાના વરની ઉપર ટેકવાળી સ્ત્રી, સાધવી બૈરી, સતી સમા૦ બહુ૦

**ઉદરે**—સં. = પેટે, ગર્ભસ્થાનમાં. ગર્ભ ઉ૦ધરીઆ=ગર્ભવાળીથઇ, દાડા રેયા.

૨૦. **પર્ણકુટિ**—સં. (पर्ण લીલાં થવું; कुट् અટકાવવું.) પાંદડાંની છાએલી ઝુપડી. સમા૦ મધ્ય૦

**તીર્થ કરવા**—સ = ધર્મક્ષેત્ર-પવિત્ર જગાએ ફરી દર્શન કરવાને.

**આગીઆ**—(સં. अग्नि-આગ-પરથી ?) એક જાતનો કીડો. [એ રાતે ઉડે ત્યારે લીલો ચળકતો દેખાયછે. આગીઆ ઉઘડયા-બીજી રુતમાં એ કીડા તો હોયજ, પણ પાંખો એકઉપર એક ચોંટીગયાથી ચળકારો મારતો નથી; અને તેટલામાટેજ ઉઘડયા.]

**પુરવાસી**—સં. (पृ ભરવું, वस् રેવું) શેરના લોકો. સમા૦ સ૦

૨૧. **નૌકા**—સં. = હોડી, વાણ.

**વિવાહકર્મ**—સ. (वि + वह् ધા૦) લગનનાં કામો, લગન.

[(૨) શુભ-એ ગીત અને નારી બેઉનું વિશેષણ થઇશકે. આખાડ શુદ ૧૧ થી તે કાર્તિક શુદ ૧૧ સુધી દેવ સૂતા એમ કેવાયછે, અને કમુર્તાં એટલે લગન ન થાય.]

૨૨. **જગ્ન**—સં. (यज्ञ. यज् પૂજન કરવું.) જગન, અગ્નિને પૂજવાનું ને તેને બળિદાન આપવાનું એક વેદોક્ત-વેદને આધારે કર્મ છે

**હોમ**—સ. (हु ધા૦) અગ્નિને બળિદાન આપવું તે.

**વેદાધ્યન**—સં. (૦ધ્યયન. वेद+अध्ययन. विद् જાણવું-પ્રજ્ઞાને: अधि+इ અભ્યાસ કરવો.) વેદનું પઠન, વેદ ભણવા તે.

(વર્ષા-રા૦ ૨૨--૨૪. નાગદ૦ ગ્રુહ૦ ૧—૨.)

સૂરે—સ. (સુર, સુર્ મોટી સત્તા ધરાવવી.) સૂરજ.
(૨) અલ૦ ઉપમા

૩ મહોચ્છવ – સં (ત્સવ, ઉત બાર સુ નિકળવું.) મનના આનંદનું બ્હાર નિકળવું; મોરો સપરમો—આનંદનો દાડો. સમા૦ કર્મ૦

શૃંગાર્યાં—(સં. શૃંગાર શોભા, ઘરેણા-ઉપરથી.) રંગ ઘરેણાં વગેરે સાજથી [શોભિતાં કર્યાં.

દેવસ્થળ—સં. = દેરાં, મંદિર. સમા૦ ષ૦

૪. ગ્રામાંતર—સં. (ग्राम ગામ, अंतर છેદુ-બીજું) બીજું ગામ. સમા૦ કર્મ૦ ગ્રા૦ કીધાં = પરદેશ નિકળ્યા.

પરવરીઆ = ગયા. [કૃષ્ણની.

હૃષીકેશ—સ. (हृषीक ઇંદ્રિયો, ईश ધણી. તૅ૦ ૧. ગોવિંદ.) વિષ્ણુની, [(૧) માં અધિકપદદોષ Pleonasm.-સરખું છે.]

---

## નાગદમનમાંથી.

(શુકવચન.)

નાગસનમુખ—સ. (૦સંમુખ. नग પર્વત-મૂળ ઉત્પત્તિ પર્વતમા માટે.) કાલીય-કાળીનાગની સામા. [એ પૂર્વે રમણકદ્વીપમાં રેતોહતો, પણ ગરુડના ધાકથી તે જમનામા આવીરયોહતો-ગરુડને એક રુષિનો શાપ થયલો તેથી અહિયા અવાય નહિ એના વિષની લેરથી જમનાનું જળ પીવાતું નહિ, તેથી કૃષ્ણે દડાનું મખાંતર કરી જમનામા પડી એને બાર કાઢ્યો, અને પછી કુટુંબસહિત પાછો રમણકદ્વીપ મોકલ્યો—ગરુડ તને ન ભક્ષે એમ

એવે—અવ્ય૦ = એટલામાં. [નિર્ણય કરીને.]

ત્રાહેત્રાહે કરી —સં. (त्राहि. त्रै ધા૦) રક્ષણ કરો, વારે ધાઓ એમ કહીને.

જિહ્વા—સ. (लिह् ચાટવું?) જીભ.

ડસે—(સ. दंश ધા૦) કરડે.

ધૂણે—(સ. धू ધા૦) ધુણાવે. ડોલાવે, હલાવે.

શોકસંયુક્ત—સ (शुच ધા૦; युक्त-युज જોડવું-નો ભૂ૦ કૃ૦) શોકે-ખેદે ભર્યાં, અતિશે દુખિયા. સમા૦ તૃ૦ [બાળકનું વિશેષણ.] [હાલતમાં.

શ્વાસે ભર્યા—સં.(श्वस् દમલેવો; भ्र ભરવુ.) મોડે દમ ન માય એવી

ઊચર્યાં—(સ. उच्चर् બોલવુ—उत् બ્હાર, चर् જવુ-મે૦ બેઠે.) બોલ્યા,

(નાગદમણ કડવું ૨—૮.)

વરત્યું—સ. (वृत्तम्. वृत् धा० नो भू० कृ०) થયું.
વિપરીત—સ. (वि घणुं, परि ઉલટું, इत ગયલું, इ धा०) ઘણુંજ માઠું.
વિસ્મય—સ. (वि+स्मि धा०) આશ્ચર્યની, નવાઇસરખી, અજબ.
જમુના—સ. (य०.) ગંગા નદીથી કંઇક પશ્ચિમમાં હિમાલયપર્વતમાંથી નિકળનારી નદી. [એ ૩૭૯ મૈલ વહી અલ્હાબાદ આગળ ગંગાને મળેછે.]
ઝંપાપાત—સ. (झंप કુદકો, आपात પડવું તે.) કુદીને પડવું તે. સમા० તૃ० ૨-૩. અલ० ૨ામ.

૩. વારતાં—(સ. वार् દૂર રાખવું.) અટકાવ્યાછતાં
દારુણ—સં. (दृ ચીરવું.) છાતી ભેદીનાખે એવી, મહાદુ:ખદાયક.
શ્રવણે—સ. (श्रु સાંભળવું.) કાને.
મુરછા—સં. (मूर्छा मुर्छ् धा०) બેહોશી, થોડી વાર બેશુદ્ધ થઇરેવું તે.
[મુરછા થઇ કેનાયછે, મુરછાવળી = બેશુદ્ધિમાંથી પાછા શુદ્ધિમાં આવ્યા.]

૮. ફેદળી—સં. (क०) કેળ.
જસોમતી—સ. (यशोमति.) જસોદા, નંદની બૈરી, સમા० બહુ०
ધરણે—સં. (०णा. धृ આધાર આપવો.) પૃથ્વીપર, જમીનપર.
વૃંદ—સ. = ટોળાં.
આક્રંદ—સ. (क्रंद् રડવું.) કલ્પાંત, રડાપીટ, રડારોળ.
(૧) અલ० ઉપમા. [(૨) વૃંદ ટોળે મળ્યાં-એ અધિકપદદોષ Pleonasm છે. જો० દલ પ્રભા० ૨-ગુણગાન ગાય.]

૯. દંપતી—સ = સ્ત્રીપુરષનું જોડું, ધણીધણિયાણી-નંદજસોદા. સમા० દ્વંદ્વ.
વેદના—સ. (विद् લાગવું) પીડા, ભારે દુ:ખ.
શકે—અવ્ય० = જાણેકે. [કર્મ०
સર્વસ—સં. (सर्वस्व. स्व धन) સઘળું ધન, જે કંઇ હોય તે સઘળું. સમા०
રૂપે—સં. (रूप् જોવું.) વર્તે, દેખાવે, હાલે.
એવે રૂપે = એવે દુર્બળ વેષે અને બેબાકળાં.
અલં० ઉત્પ્રેક્ષારૂપક.

૧૦. વિહ્વળી—સં. (विह्वल) બેબાકળી, આંકળીકાંકળી.
દહઉપકંઠ—સ. = તે જમનાના દરાપર. [ह्रद ઉંડુંસરોવર, પાણી મળ્યા કરે એવો ઉંડો ખાડો. આ શબ્દમાં વર્ણવ્યત્યય થયો છે. જો० શામ० ૫૮. હળવા.] (૬-૧) અલ० ઉપમા.
૧૧. અંબા—સં = માતા-જસોદાને.

(નાગદ૦ શુકન૦—૮. જસોદાવં૦ ૧—૩).

**બળિભદ્ર**—સ. = રામ, બળરામ. સમા૦ સ૦ (वलिन् બળવાન પુરુષો, भद्र, ગોધો-ઉત્તમ. भद्र, ऋषभ, सिंह, शार्दूल, व्याघ्र ઇ૦ શબ્દો સમાસને અંતે આવી ઉત્તમપણાનો અર્થ આપેછે.)

**ઉપનંદ**—સ. (उप-ઉતરતુ-બનાવેછે.) ગોવાળામાંનો એ નામનો મુખ્ય.

**ગુણ**—સં. (गुण् લલચાવવું.) સારાં લક્ષણ; આચરણ, કરેલાં કામો.

**ઓચરી**—(જો૦ ૨ ઊચરવા.) બોલીને, ગાઇને; સંભારીને.

---

## (જસોદાવચન.)

**માણકડું**—સં. (माणिक्य.) રાતું મણિ, લાલ; નાજુક-રસિક લાડકોડભર્યો પુત્ર. [એવો ભાવ આણવાને શબ્દને છેડે ક, ડ, લ, ઇ૦ અક્ષર ઉમેરાય છે; બાળ-બાળક-બાળકડું.]

**અપરાધણ**—સ. (૦राधिनी. अपराध ગુનોહ. अप ઉલટું, राध् પ્રસન્ન કરવું.) ગુનેહગાર, અધર્મી, પાપી. [પુત્રનું મરણ જોવું એજ પાપનું ફળ-જસોદા પોતાની જાતપર તિરસ્કાર બતાવેછે.]

૧. **કાલિંદી**—સં. (कलिंद પર્વતમાંથી નિકળેલી માટે.) જમનાનદી.

**કાળી**—સ. = કાળીનાગ.

**વનમાળી**—સં. (वन અરણ્ય, माला હાર.) કૃષ્ણ-વનનાં ફૂલોની ગુંથેલી માળા ઘાલતો માટે? સમા૦ મધ્ય૦; બહુ.
[કાળી વસ્તુ અપશુકન ગણાયછે, અહિંયાં ગણાવેલી ચીઝે ભયંકર છેજ, તેમાં વનમાળી શબ્દ વાપરી પૂર્ણવિરોધ બતાવ્યોછે]

૨. **સંતાનરૂપી ધન**—સ. (सम् રૂડીરીતે, तन् વિસ્તારવું.) છોકરો એજ કોઇ દોલત. અલ૦ રૂપક.

**કરમે**—સ. = દૈવે, નસીબે; માઠે નસીબે, દુષ્ટદૈવે. અલ૦ સજીવારોપણ.

**જતન**—સં. (यत्न. यत् યત્ન કરવુ) સંભાળ, કાળજી.

**રતન**—સ. (रत्न. रम् પ્રે૦ લોદે-રમાડવું મનને.) જવાહેર, હીરો-કૃષ્ણ.
(૨) મેં નહિ જાણ્યું કે આમ થશે-મેં તો સંભાળી રાખીમુકેલું, એવું મારું રતન ખોવાઇગયું! અલ૦ રૂપક.

૩. **આશ્રમ**—સં. (आ + श्रि આરામ લેવો; આધાર આપવો.) જિંદગીની મજલ. છેલ્લે આશ્રમે = ઉત્તર વયે, ઘડપણમાં.

**પ્રતિપાળી**—(સં. प्रति + पाल् રક્ષણ કરવુ.) પાળીપોષીને. [થયલો.

**નીપનો**—સ. (निष्पन्न. निस्-प्र्-पद् ધા૦-નો ભૂ૦ કૃ૦) નિપજેલો, તૈયાર

(નાગદં૦ જસોદાજ૦ ૩—૧૦.)

**વિજોગઆગે**—સ. (वियोगअग्नि.) પુત્રવિજોગ એરૂપી અગ્નિએ. સ
કર્મ૦ અલં૦ રૂપક.
(૨) મોરે આવેલો કોળિયો પડીગયો-પુત્ર મોટો થયો ને એનાથી ઠર
આરામ થય એટલામાં વિજોગીરૂપી અગ્નિએ મને બાળી.

૪-૫. **મોરમુગટ**—સં. (मयूरमुकुट.) મોરપીછનો બનાવેલો મુગટ. (લક્ષ

**કુંડળ**—સ. (कुड् ખેલવું.) કાને ઘાલવાનું એક ઘરેણું, વાળા.

**મોરલી**—સં. (मु०) વાંસળી.

**પીતપિછોડી**—સં. (०प्रच्छादी. प्र + छद् ઢાંકવું.) પીળા દુપટ્ટાઓ. સમા૦ક
પી૦કાછ કછે=પીળો દુપટ્ટો કાછાની માફક એચીબાંધે. અલં૦ અનુપ્ર

**નેતરું**—સં. (नेत्र. नी દોરવું.) દહિં વલોવવાની રવૈએ બાંધેલું દોરડું.

૭-૮. **પ્રાણેશ્વર**—સ. (प्राण જીવ, प्र + अन् જીવવું; ईश् રાજ કરવું.) આત્મ
ઇશ્વર, જેવડે પ્રાણ છે તે, પ્રાણનો આધાર.

**દેહ**—સં. = શરીર. દેહ ધરશે = જીવશે.

**બાળસખા**—સં. = બાળકમિત્રો, ગોઠિયા. સમા૦ કર્મ૦.

**કેણ વલે** = કેવી દશા, કેવા ભુંડા હાલ. (સ. हेला અપમાન?)

**હીસીહીસી**—(જો૦ વર્ચ-શ૦ ૪. હીસાર.) ઝૂરી ઝૂરીને
[૮-૧.] મુઆપછી જમવાનું શું? વાસો શાનો? પણ સાધારણ મતે
મુઆપછી જીવ ત્યાં કેટલુંક કાળ રહે છે—એ વિચારસાથે-પુત્ર છે જ પણ એ
માનવાને પ્રેમાળ માતાનું કોમળ હૈયું કબૂલ નજ કરે.]

૯-૧૦. **કાંઇ** = કાંય, કેમ વારુ, એમ કેમ હશે કે.

**ઓછું** = હલકી જાતનું; સાચું નહિ

**તાંહાં** = ત્યારે.

**કાષ્ઠપે**—સં. (काष् પ્રકાશવું.) લાકડાંકરતાં પણ.

**પાષાણ**—સ. (पष् સામે થવું, ટક્કર લેવી, અટકાવવું.) પત્થર.

**વજ્રતુલ્ય**—સં. (वज् આગ કરવો; तुल् તોળવું, સરખાવવું.) વજ્ર = ઇંદ્
ધનુષ. એ ઘણું કઠણ ધારવાનું છે-ડુંગરને પણ ભેદે છે; તેનીસા
સરખાવીશકાય એવું-ઘણું કઠણ કઠોર. સમા૦ તૃ૦

**કાળજ**—સ. (कालेय.) પેટની જમણી બાજુએ માંસનો મોટો કકડો છે
જેમાંના થેલીમાંથી પિત્ત બાર પડે છે તે-જ્યાં પ્રેમ ભય શોક ઇત્યા
લાગણી થાય છે તે ઠેકાણું; હૈયું, અંતઃકરણ.

૧૦—અલં૦ અનુક્રમ.

(નાગદ૦ જસોદવ૦ ૧૧—૧૨ ઉખળાબં૦૧—૨.)

૧૧. મખાંતર—સ. (मिषांतर. मिष બાનું–मिष् લડવું, તકરાર કરવી; अतर બીજું.) બીજું–ખોટું બાનું. સમા૦કર્મ૦

ઊખળ—સ. (उलूखल.) ખાંડણી–ખારણી. ઊખળનું બધન = ખાંડણી–સાથે મેં તને બાંધેલો તે વાત [જો૦ નીચે ઉખળાબધન.]

૧૨. વ્યાકુળ—સ. (वि વિશેષ, आकुल–कुल् સાથે રેવું) શોક ક્રોધ ઇત્યાદિથી છેક ગાભરાં બાવરાં, બેબાકળાં.

હળધર—(જો૦ દયા૦ રુખ૦ ૧૪.)

---

## ઉખળાબંધન.

૧. વાસીસ્વર્ગ—સ.=સ્વર્ગમાં રેનાર. [વસી સ્વર્ગ, એ પાઠ લેતાં અર્થ વધારે સારો થાય—સ્વર્ગમાં રહીને, સ્વર્ગે રચાવ્યા.]

સુરવર્ગ—સં. (सुर् દૈવી શક્તિ હોવી, वृज् છોડીદેવું.) દેવગણ, દેવલોક, દેવો.

પરિબ્રહ્મ—સ (बृह् વિસ્તાર પામવું.) જ્ઞાનબ્રહ્મથી પણ પર-અળગો-ન્યારો [ઇશ્વર.

નંદધામે—સ. (धा રાખવું.) નંદને ઘેર–જન્મીને.

અખંડાવિનાશી—સ. खड् વિભાગ કરવા; नश् નાશ પામવું.) જેના ભાગ થઇ ન શકે એવો–સર્વદા સર્વત્ર રેનાર અને જેનો નાશ નથી એવો. સમા૦ દ્વં૦.

વપુવેષધારી—સં (वप् બીજ વાવવું.) માણસરૂપે અવતરેલા. સમા૦ દ્વિ૦ [વેદમાં દેહ–ને ક્ષેત્ર–ખેતર–બી વાવવાની જગા–કહે છે.]

નંદનારી—સ.=નંદની બૈરી–જસોદા.

(૨) પરિબ્રહ્મ જેને કોઇ રીતનું માયાબંધન નથી તેને નંદઘેર જન્મી કેવાં કેવાં કર્મ–લીલા–ખેલ કરવાપડે છે. અલ૦ વિરોધાભાસ. (૪) કૃષ્ણે એક-વાર દહિંએ ભરેલી ગોળી ફોડી તેમાટે જસોદાએ એને ખાંડણીએ બાંધેલો.

૨. અચ્યુતાનંદ—સ. (च्यु ગળીપડવું–નો ભૂ૦ કૃ૦ च्युत; आ+नद् ખુશથવું.) અવિનાશી–જેનાપર માયાની સત્તા નથી અને જે આનંદરૂપજ છે. ૨. કદી મટે નહિ એવો જેનો આનંદ છે તે. સમા૦ દ્વંદ્વ ૨. બહુ૦

અવ્યક્ત—સં. (वि+अज् ખુલ્લું કરવું–નો ભૂ૦ કૃ૦ व्यक्त.) જ્યાં ઇંદ્રી મન બુદ્ધિ ઇત્યાદિની ગતિ નથી એવો. સમા૦ ન૦

ભારતી વેદથી—સ.=વેદની વાણીથકી પણ ૨. સરસ્વતી ને વેદથકી. (ભરતઋષિ સરસ્વતીને સ્વર્ગેથી પૃથ્વીપર પોતાની ભક્તિથી લાવ્યા)

(ઉખળાખં૦ ૨—૪.)

ભેદ—સં. (भिद् ભાંગવું, પ્રથક્કરણ કરવું.) ગુહ્ય, મર્મ, ગુપ્તવાત; પાર; ખરું [સ્વરૂપ
લહિયે—(સં. लक्ष् ઓળખવું.) જાણિયે.
નિરાકાર સાકાર—સં. (आकार-आ હદ બતાવે છે, कृ કરવું.) આકારવિનાનો છતાં આકારવાળો; માયાની ઉપાધિ નહિ છતાં એ ઉપાધિને પોતાની ઇચ્છાએ ગ્રહણકરનાર. સમા૦ બહુ૦; અલં૦ વિરોધાભાસ.

આનંદકારી—સં. (नंद् ખુશથવું.) આનંદ આપનાર. સમા૦ દિ૦

૩. ગુણાતીત—સં. (गुण् તેડવું, બોલાવવું; अति પાર, इत ગયલો, इ નોભૂ૦ કૃ૦] માયાના ત્રણ ગુણ જે સત્ત્વ રજ તમ તેથકી પર-એ ત્રણ ગુણોની સત્તા જેનાપર નથી એવો. સમા૦ પં૦. [સત્ત્વ-જેથી શાંતિ, ક્ષમા, દયા, સત્ય, જ્ઞાન, નીતિની વૃદ્ધિ થાય; રજ-જેથી વિષયવાસના, લોભ, ગર્વ, અસત્ય, દુઃખ વગેરેના જોસ્સાઓ થાય; તમ-સંહારશક્તિનો ગુણ. એ ત્રણગુણોની ઇશ્વરને વિષે કલ્પના નથી હોતી ત્યારે તે ગુણાતીત કેવાયછે.]

ગરુડગામી—સં. =ગરુડે ચડી જનાર, ગરુડ જેનું વાહન છે તે. સમા૦ તૃ૦
વ્યાપ્તમાન—સં. (व्याप्त- वि + आप् ધા૦ નો ભૂ૦ કૃ૦) અંદરબાર સઘળે [પસરીરહેલો.
સર્વત્ર—સં. =સઘળે.
અંતરજામી—સં. (अतर् મન, અંતઃકરણ, यामी હદમાં રાખનાર—यम् ધા૦). માણસનાં અંતઃકરણમાં સાક્ષીભૂત આત્મા. [પં૦—પ્રત્યય કાયમ છે.

પરાત્પર—સં. (पर આઘેનું; મોટું.) છેટામાં છેટો; મોટામાં મોટો. સમા૦
પ્રાણેશ—(જો૦ નાગદ૦ જસોદાવ૦ ૭. પ્રાણેશ્વર.)
સ્વઇચ્છાચારી—સં (इष्-इच्छ्; चर જવું.) પોતાની ઇચ્છાપ્રમાણે વરતનાર, મનસ્વી. સમા૦ તૃ૦

૪. સહસ્રશીર્ષા—સં. =હજાર માથાં વાળો-વૈરાટસ્વરૂપમાં. સમા૦ બહુ૦
શેષશાયી—સં. (शिष् જુદું પાડવું; शी સુવું) શેષનાગપર સુનાર સમા૦સ૦ [જો૦ શેષ, શામ૦ ૨૧.]

સર્વસામર્થ્ય—સં. =બધું-બધી વાતનું બળ જેનામાં એવો. સમા૦ બહુ૦
અસુરાંત—સં. (અંતક.) દૈત્યોનો અંત આણનાર, દૈત્યોનો ઘાણ કાડનાર.
અઘનાસ—સં. (નાશક.) પાપનો નાશ કરનાર.
અવિગત—સં. (अ નહિ, वि દૂર, गत ગયલો.) હમેશાં પાસે રેનાર, સાક્ષીરૂપે રેનાર. ૨. જેનું વર્ણન થઇશકતું નથી એવો સમા૦ નપ૦

મુરારિ—સં. =મુર દૈત્યનો મારનાર. [મુરદૈત્ય એ પ્રાગજ્યોતિષપુરના રાજા પૃથ્વીના પુત્ર નરકાસુરનો પ્રધાન. એને પાંચ માથાં હતાં, એને કૃષ્ણે મારેલો.]

(ઉખળાબ૦ ૫—૭.)

૫. **ચતુર્ભુજ**—સ. (भुज् રક્ષણ કરવું.) ચાર હાથ છે જેને એવો. સમા૦ બહુ૦
**ચિદ્રૂપ**—સં. (चित् + रूप.) જ્ઞાન એજ જેનું સ્વરૂપ છે એવો. સમા૦ બહુ૦
**અક્ષયવાણી**—સ. (क्षि ધીમેધીમે નાશ પામવું; वन् બોલવું.) હમેશ રહે એવી વાણી છે જેની તે. સમા૦ બહુ૦
**ગદાશંખસારંગધર**—સં. (गद् અનેવું; शार्ङ्ग શિંગડાનું-शृंग શિંગડું.) ગદા શંખ અને સારંગધનુષ ધારણકરનાર. સમા૦ દ્વિ૦
**ચક્રપાણી**—સ. (चक्र અટકાવવું, પાછું ફેંકવું) જેના હાથમાં સુદર્શનચક્ર-પૈડાના આકારનું એક હથિયાર છે. સમા૦ બહુ૦
**મુક્તાનંદ**—સ. (मुक्त-मुच् છોડવવું-નો ભૂ૦ કૃ૦) સંસાર બંધનથી છૂટેલા-મોક્ષ પામેલા એવા પુરૂષોને આનંદનું ઠેકાણું. સમા૦ ચ૦ [ દ્વંદ્વ સમાસ લેતાં પણ અર્થ બેસે.)
**સંસારતારી**—સ. (तॄ ધા૦ પ્રે૦ લ્રુટ.) સંસારસાગરથી તારનાર, મોક્ષ આપનાર, સમા૦ ૫૦ અલ૦ રૂપક.
**સર્વેંદ્રમુખચંદ**—સં. = કૃષ્ણપરમાત્માનું ચંદ્રસરખું મોઢું. સમા૦ ૫૦; કર્મ૦ સર્વેંદ્ર = સજીવનિર્જીવ સઘળાનો રાજા; મુખચંદ્ર = ચંદ્રસરખું તેજસ્વી ગોળ નિર્મળ આનંદદાયક મોઢું. સમા૦ કર્મ૦ અલ૦ પરિણામ.
**શ્વેતત્વ**—સ. (श्वित् સફેદ હોવું) ધોળાસ, ફીકાશ, નૂર ઉડીજવું તે, ઝાંખાટ. શ્વે૦ પામ્યું=ઝાંખુંનિસ્તેજ થઇગયું-શરમ તથા ગભરાટને લીધે.
**સંપુટ હાથથી**—સં. (सम् પૂરું, पुट् સંકોચાવું.) જોડેલે હાથે, હાથ જોડીને.
**ભક્તાધીન**—સં (भज् ધા૦) ભક્તને તાબે રેનાર, ભક્તનાં લાડકોડ પૂરાં કરનાર અને ભક્તને કે ભક્તે આપેલાં વચન પાળનાર. સમા૦ ચ૦
**દીન**—સં. (दी ઘટવું-નો ભૂ૦ કૃ૦) ગરીબ, ઓશિયાળો, રાંકડો, દયામણો.
**ભરે નેત્ર વારિ** = આંખમાં આંશુ આણેછે, રડેછે
**દક્ષિણપાણી**—સં. (दक्ष ચાલાક, दक्ष् ધા૦) જમણે હાથે. સમા૦ કર્મ૦.
**નવનીત**—સ. (नव તાજું, नीत કાડેલું, नी દોરવવું, લેજવું) માખણ.
**દ્રઢ**—સ. = મજબૂત, મક્કમ.
**મુષ્ટિ**—સં. (मुष् પકડવું) મુઠ્ઠી.
**તત્સમે**—સ (૦સમય.) તેજ વખત, એકી વખતે, બેઉ કામ સાથેજ.
**વ્રજવધૂ**—સ. = વ્રજમાંની જુવાન સ્ત્રિયો, ગોપીઓ. સમા૦ સ૦
**મનુહારી** = કાલાવાલા, આજીજી, ક્રોધ સમાવવાને-શાંતપડવાને વિનંતિ.

(ઉખળાખં૦ ૭—૮. ઓખા૦—૧—૨.)

(સં. मन्यु ક્રોધ, हृ લઇલેવું, કાઢીનાખવું.)
કરે મનુહારી = તેનાં મનનું સમાધાન કરેછે.

૮. સુકૃત—સં. (सुकृत.) પુણ્ય. સમા૦ કર્મ૦
નાવે = ન આવે.
પાર—સં. (पार् ઓળંગીજવું.) અંત, છેડો.
શતવર્ષ—સ. = સો વર્ષસુધી, ઘણા લાંબા કાળસુધી.
નિગમ—સં. (नि નિશ્ચયથી, गम् જવું.) વેદ.
વખાણે = વેખાણ કરે; ગણાવે.
કોણ બુદ્ધિ મારી = મારી બુદ્ધિનું શું ગજું–કે જસોદાએ આગલે જન્મે
કરેલાં પુણ્ય ગણાવીશકે. અલ૦ પૃચ્છા.

---

## ઓખાહરણમાંથી.

### કડવું ૨૬.

(ઓખાને માળિયે અનિરુદ્ધ આવ્યો એ વાત ઓખાના બાપે જાણી એટલે તેણે ક્રોધે ભરાઇ પોતાના પ્રધાન કોભાંડને લશ્કરસાથે મોકલ્યો, તેણે આવી માળિયું વીટીલીધું. અનિરુદ્ધ એકલો છતાં જુદ્ધને ધસેછે તેને ઓખા વારેછે)

૧. ઓખા—સં. = બાણાસુરની છોકરી. [એ ગાંધર્વવિવાહે અનિરુદ્ધજોડે
પરણેલી. જો૦ ૬. બાણ. ઉષા. ઉપ ખાર-મીઠું; મીઠાંની કોઠીમાં ભરાઇ-
બેઠેલી માટે?]
કંથ—સ. (कान्त कम् કામથી ઇચ્છવું-નો ભૂ૦ કૃ૦) ધણી, વર, સ્વામી.
કીજે–બીજે = કરો, બીઓ [વિધ્યર્થ આજ્ઞાર્થે પ્ર૦ પુ૦, એ૦ વ૦
વપરાયછે, એમાં લાડકોડ ને વ્હાલ વિશેષ રેછે.]
સૈન્ય—સ. (स સાથે, इन ધણી.) લશ્કર.
[પેલી ત્રણ કડીમાં ઓખા વિરોધ-Contrast બતાવેછે.]

૨. દૈત્ય—સં. (दिति ના છોકરા માટે.) દેવોના ઓરમાન ભાઇ અને શત્રુ.
[એને ભયંકર આકૃતિ મલિનતા દુષ્ટતા ઇ૦ કેવાયછે.]
પાળા—ફા. (प्यादा સિપાઇ.) પગે ચાલતા
ઠાલામાલા = કંઇ હથિયાર કે લડાઇની સામગ્રીવિનાના.
ટોપ = લશ્કરમાં ઘોડેસ્વારને માથે ઘાલવાની ધાતુની એક તરેહની ટોપી
કવચ બખતર = તીખાં લોઢાંની ઝીણીઝીણી કડીઓનો જાળીવાળો
અંગરખો જુદ્ધમાં જોદ્ધા પેરેછે તે.

(ઓખા० ૨—૬.)

[આ બે શબ્દો એકજ અર્થના છે, માત્ર એક સ. અને બીજો ફા. ઘણીવાર એમ બનેછે કે એકજ અર્થના જૂદીજૂદી ભાષાના બે શબ્દો જૂદાજૂદા અર્થના હોય તેમ વપરાઇજાયછે. અર્થમાં કંઇક તેજી તો આવેજ.]

**પીતાંબર**—સ. (पीत+अंबर.) પીળું રેશમનું વસ્ત્ર. समा० कर्म० [આ શબ્દ હવે ગમેતે રંગનાં ઊંચી જાતનાં પુરુષને પેરવાનાં અબોટિયાનેમાટે વપરાયછે.] [બરછી.

૩. **સાંગ**—સ. (शक्ति. शक् બળવાન થવું.) તમામ લોડાંનું અણીદાર હથિયાર,

**ભાલા**—सं. (भल्ल. भल्ल् મારીનાખવું.) વાંસમાં લોડાંનું ફળું-અણીદાર પાનું બેસાડેલું એવું શસ્ત્ર.

**મદોન્મત**—સ. (०त्त. मद् છાકીજવું.) અભિમાને છાકેલા. समा० तृ०

**સકોમળ**—સ. (सु०.) ઘણા કુમળા, સુંવાળા, નાજુક. समा० कर्म०

**પાતળિયા**—सं.(प्रतनु ઝીણું, થોડું?) પાતળા નાજુક સુઘડ રસિલા જોઇ વાલ આવે એવા. [આ શબ્દ પ્યારના સંબધમાં વિશેષ વપરાતો છે; એમાં પ્રસંગોપાત જૂદાંજૂદાં ઘણાં વિશેષણનો સમાવેશ થઇશકે.)

૪. **ભેદો**—(सं. भिद् धा०) કાપો, મારો

**છેદો**—(स. छिद् धा.) કાપીનાખો. [નાગદ० જસોદા० માણકડુ.]

**દેહડી**—स. (देह. पु० दिह् એકઠું કરવું.) સુંદર નાજુક શરીર [જેવુ

**નિરખી**—(स. निर्+ईक्ष् धा०) ધારીધારીને જોઇ, નિહાળીને જોઇ.

**મોહ્યું**—(स. मुह् धा०) ચિત પરવશ થઇરે એવી હાલતમાં આવું, તદા-

૫. **ઇચ્છા**—स. (इष-इच्छ धा०) ઉમેદ, હોંસ; આશ. [કાર-લીન થઇરહું.

**અંતર**—સ. = અંતઃકરણ, મન

**ફીટીગઇ** = ઉડીગઇ, જતીરહી.

**માળિયો**—સ. (मालिक મોટું ઘર.) એકાંતમેલ.

**પ્રાણ**—સ. (अन् દમલેવા.) જેવડે પ્રાણી જીવત છે તે વાયુ, જીવ; અંતઃકરણ; છાતી. પ્રાણ કાંપેછે = મનમાં ભારે ડર પેદાથયાથી છાતી થરથર ધ્રુજેછે. (લક્ષણા.)

૬. **ક્રોધી**—સ. (क्रोध ગુસ્સો. क्रुध् धा०) સેજમાં ગુસ્સે થઇજાય એવો, બિજાસી.

**વિરોધી**—सं. (विरोध-टंटा-रुध् હરકત નાખવી.) મનમાં અટશ રાખનારો, ટંટા-લડાઇખોર, વેચાતી લડાઇ લે એવો.

**બાણ**—સ. = બાણાસુર-બળિરાજાનો સૌથી મોટોપુત્ર-શોણિતપુરનો રાજા. [મહાદેવનુ તપ કરી એ હજાર હાથ પામ્યો ને એકચક્રે રાજ કરવાલાગ્યો.

( ઓખા૦ ૧—. )

એકવાર મદે છકીજઇ એણે મહાદેવને કહ્યું કે મારા હાથ સળવળેછે, કોઇ લડનાર આપો. કૃષ્ણ તારા ભુજનો ભાર ઉતારશે એવું કહી શિવે એને એક ધજ આપી અને કહ્યું કે એ ભાંગીપડે ત્યારે જાણજે કે યુદ્ધ કોઇ ઉત્પન્ન થશે. કેટલોક કાળ ગયાપછી એને ઓખા પુત્રી થઇ-કોઇમતે પાર્વતીએ ઉત્પન્નકરેલી ઉષા મહાદેવે એને આપી. ઓખા સાત વરસની થઇ ત્યારે બાણે એને વિદ્યાભ્યાસ કરવા શિવપાર્વતીને સોંપી. એ ઠીક ભણી ને ગાયનકળામાં પણ પ્રવીણ થઇ. એક દિવસ શિવપાર્વતીનો વિનોદ જોઇ એને મનમાં કંઇ વિકૃતિ થઇઆવી; તે જોઇ પાર્વતીએ ઓખાને બાણપાસે વિદાયકરી. બાણે એને એકાંતગૃહમાં રાખી આસપાસ રાક્ષસની ચોકી મૂકી. ઓખાએ એકવાર સ્વપ્નમાં કોઇ પુરુષ જોયો ને પછી તે પતિના ધ્યાનમાં મોડેસુધી ઉઠી નહીં. એને સખીને [illegible] આવેલી કુંભાંડપ્રધાનની પુત્રી ચિત્રલેખાએ જઇ જોયું તો તેણે ઓખાને રડતી દીઠી. તેણે રડવાનું કારણ પૂછ્યું ને ઓખાએ તે કહ્યું. તેઉપરથી ચિત્રલેખાએ દેવ નર ઇત્યાદિકનાં ચિત્ર ચિતરી ઓખાને બતાવ્યાં ને પૂછ્યું કે તને સ્વપ્નમાં મળ્યો તે પુરુષ આમાંથી કિયો! ઓખાએ ઉત્તર વાળ્યો કે એમાંનો કોઇ નહિ. પછી અંતે અનિરુદ્ધ ચિતરી બતાવ્યો કે ઓખા અચેત થઇપડી. કેટલીક વારે સાવધ થઇ બોલી કે એજ પુરુષ. ચિત્રલેખા વિધાત્રીનો અવતાર તેણી પક્ષિણીરૂપે દ્વારકાં જઇ ને ઉંઘતા અનિરુદ્ધને હિંડોળાસહિત લઇઆવી. ઓખાએ ઘણો આભાર માન્યો ને ચિત્રલેખા વિદાયથઇ. એક દિવસ પેલી ધજ ભાંગીપડી જોઇ બાણ ઘણો હરખાતોહતો એવે એક દૂતે આવી જાણ કરી કે ઓખાને માળિયે આજ કંઇ દિવસ થયા કોઇ પુરુષનો સાદ સંભળાયછે. બાણની આજ્ઞાથી દૈત્યોએ મેહેલ ઘેરીલીધો. અનિરુદ્ધે સૈનો ઘાણ કાઢ્યો અંતે શિવે આપેલા નાગપાશે બાંધી બાણે અનિરુદ્ધને કેદનાખ્યો ને ઓખાને અંતપુરમાં મોકલાવીદીધી એ સમાચાર નારદે દ્વારકાં જઇ કૃષ્ણને કહ્યા એટલે તે જાદવસેના લઇ ચડ્યા; આણીપાસ બાણની તરફથી શિવ ચડ્યા. આખર મોહાસ્ત્રવડે શિવને નિદ્રાવશ કરી કૃષ્ણે બાણના ચાર હાથ રાખી બાકીના કાપીનાખ્યા દેવોએ વચમાં પડી કૃષ્ણ ને શિવની વચમાં સમાધાન કીધું. પછી બાણે ઓખાને અનિરુદ્ધસગાથે પરણાવી.

હાકે—હિં. = ધૂમ સાંભળી. ૨. પ્રતાપથી.

ઓસાન—સં. ( અવસાન. ) છેડો, અંત, મોત ; બારીક વખત ; કમબખ્તી.

[ ઓસાન જાય કેહેવાકરતાં પાય કે આવે એમ કેહું ઠીક લાગેછે; = અંત આવે. આંખ ગગડીજાય, ગાત્ર શિથિલ થઇજાય. અથવા જાય એ સં. जनू—जा = થવું, એઉપરથી હોય ]

ચાક—સં. ( चक्र. चक् ટક્કર લઇ પાછું હેઠવું. ) ચક્કર, પૈડું.

(ઓખા૦ ૬—૧૨.)

[પૃથ્વી ચડાવી ચાકે—કુંભાર માટીનો પિંડો ચાકપર મૂકે તેનો આધાર તમામ કુંભારપર-તે જેવો ઘાટ ઘડે તેવો, તેમ પૃથ્વી આખી બાણુનેજ આધીન; અથવા સાદે અર્થે-પૃથ્વી આખી ડામાડોલ થઇરહીછે

૭. નાદે—સ. (नद् ધા૦) ગર્જના-હોકારો સાંભળીને. [બાણુના પ્રતાપથી.]

મેરુ—સં. (જો૦ મેર, ગામ૦ ૧૪.)

ચક્રધર—સં.= ચક્રવર્તી રાજા-બાણાસુર. સમા૦ દ્વી૦ ચક્ર = એક સમુદ્રથકી તે બીજા સમુદ્રસુધી લાંબોપોળો જે પ્રદેશ તે-ઘણું મોટું રાજ્ય.

ક્ષત્રીસાથ—સં. (क्षत्रियसार्थ. क्षर् કાપવું, त्रै રક્ષવું, सार्थ ટોળું, સમુદાય.) ક્ષત્રીમંડળ-વર્ગ, સઘળા ક્ષત્રી.

કઇ પેર—સં. (प्रकार.) શીરીતે, કેમ. [કૌભાંડ.

૮. મંત્રી—સં. (मन्त्र છૂપી મસલત-मन्त्र् ધા૦) પ્રધાન, વજીર-બાણુનો પ્રધાન

રહ્યોછે દંત કરડી—ગુસ્સે પૂરો ટાંપીરહ્યોછે હાણ કરવા.

રણ—સ. (रण् સોરમકોર કરવો.) લડાઇ, જુદ્ધ, લડાઇનું મેદાન.

પધારો =સિધાવો, જાઓ. [માનસાથે શુભેચ્છાથી વિદાય કરતાં વપરાયછે.

૯. શશિસૂર્યવંશી—સં. = ચંદ્રવંશી અને સૂર્યવશી-રાજાઓ. સમા૦ દ્વ૬.

પ્રધાન—સં. (प्र સર્વોપરી, धा હોવી-સત્તા.) વજીર-કૌભાંડ.

પાવકજ્વાળ—સ. (पू પવિત્ર કરવું; ज्वाला—ज्वल् બળવું.) આગનો ભભુકો,

વિશેષ—સં. (वि + शिष् વધારવું.) વધારે-ક્રોધી. [ક્રોધનું સ્વરૂપ.

૧૦. ભરતી લોચંન—સ. (०चन. लोच् જોવું.) આંખ ભરતી-આંસુએ, રડતી.

વારેછે—(સં. वार् અટકાવવું.) નહિ રડવાને સમજાવેછે.

સ્વામિજ્ઞ—સ. (०मिन्. स्व પોતાનુ ॰પતિ, ધણી—અનિરુદ્ધ.

સંગ્રામ—સં. = જુદ્ધ, લડાઇ.

ઠામ = જગા. [અહિયાં-નાસી ભરાવાની જગા નહિ પણ નાસવાનો રસ્તો.]

[અત્યારસુધી સ્રીને શોભતો નરમ પ્રેમાળ સ્વભાવ ઓખાએ દર્શાવ્યો; હવે અનિરુદ્ધ પુરુષ, તે ક્ષત્રીકુળના અને તે વળી જગત્પ્રસિદ્ધ ક્ષત્રીકુળમાં જન્મેલા પુરુષનું શુરાતન યુદ્ધપ્રીતિ વગેરે ગુણો દાખવેછે-કેણીમાં ને કરણીમાં.]

૧૧-૨. ભય—સં. (भी. ધા૦) બીક. ભય-થાય = બીધાથી શું ફળ, શામાટે બીવું.

લાંછન—સં. (लाछ् ધા૦) નિશાની. ૨. કલંક, એબ, બટ્ટો, નામોશી.

પ્રતિષ્ઠા—સં. (प्रति સામું, स्था ઉભા રેવુ) માન, આબરૂ, ઇજ્જત.

મોવર = તુંબડીનું વાજું વાદીલોક સાપ પકડવા અને તેને રમાડવા રાખેછે.

(ઓખા ૧૨—૧૭.)

**બોલે ને**=વાજતાંની સાથે તરત. [ત્વરા બતાવવાને ને નો આ પ્રયોગ. જુઓ કાગનું બેસવું ને તાડનું પડવું. ત્રેo ૩૨. વાગી હાક.]

**મણિધર**—સં.=નાગસાપ-જેને માથે મણિ હોયછે. સમાo દ્વિo

**ડોલે**—(સં. दुल હિંચકા ખાવા) આમતેમ ધૂણે ફેણ હલાવીને.

**સર્પ**—સં. (सृप् સરવું) સાધારણ સાપ, ડેંડવાં.

[આ વેળા અનિરુદ્ધ બે ઉલટી દિશાના આકર્ષણ-પ્રેમ અને શૌર્યવચ્ચે ઝુલેછે, આખર શૌર્યતરફ વળેછે, પણ તેમાં હેતુ તો પ્રેમનું પ્રતિપાદન.]

૧૩. **ઘન ગાજે**=વરસાદ ગાજે ત્યારે.

**કેસરી**—સં. (केसर કેશવાળી, યાળ.) સિંહ

**સાંડે**=ખરાડી-ગરજીઉઠે. (સં. शाड આખલો, સાંડ-ઉપરથી.)

**દળ**—સં. (दल् છૂટવું. કચરવું) લશ્કર.

**પુરુષ**—સં.=મરદ-હિજડાથી ઉલટું.

**વ્યંઢળ**—સં. (पंडक.) નપુંસક, હિજડો, નામરદ.

૧૪. **હાકયો**=જેને જાગૃત કરવાને હોકારો કરવામાં આવ્યો હોય એવો, છંછેડેલો.

**માંડે**=ઊયા-ઊભા કરે. [હાક=બૂમ-પરથી.]

**શાર્દૂલ**—સં.=વાઘ.

**ગોઝારો**=ઘાતકી, પાપી. (સં. गोहन्तृ ગાય મારનાર?)

(૨-૫) પગવનાનો હોય તે જુદ્ધ ચાલતુંહોય ત્યારે-જુદ્ધે ન જતાંબેસીરહે. અલo ૧૨—૪ માં દષ્ટાંત. [રચના ધીટ લાગેછે.]

૧૫. **અળગી કીધી**—સં. (अलग्न નહિ અડકેલી, लग् ધાo) આઘી ખસેડી.

**ભડ**—સં. (ભટ.) એ જોદ્ધો-અનિરુદ્ધ.

**છજું**— સ. (छदन- छद् ઢાંકવું.) ઘરની બારીઓની આગળ રવેશથી બારપડતાં જે પાટિયાં જડેલાં હોયછે તે.

૧ **ગ્રાહુ**—સ. (ग्रह् પકડવું) મગર.

**નિરુધ**—સં. (અરુદ્ધ. निरुद्ध રોકાયલો-नि + रुध् ધાo) કૃષ્ણનો પુત્ર પ્રદ્યુમ્ન અને રતિ એ એનો પુત્ર.

**વિષ્ણેક**—સં.=અનિરુદ્ધ. (વૃષ્ણિ-યાદવ અથવા-કૃષ્ણ)

અલo ઉપમા.

૧ **૧ આખાડો**—સં. (आषाढ.) આખાડ મહિનાનો મેઘ. [આ માસની પૂર્ણિમે ઘણુંકરી પૂર્વાષાઢા નક્ષત્ર હોયછે માટે માસનું એ નામ. એમજ કૃત્તિકા ઉપરથી कार्तिक, मृगशीर्ष ઉપરથી मार्गशीर्ष-માગસર વo]

(ઓખા० ૧૭-૨૨.)

પડતાળ્યા = અફાળ્યા, ઝીક્યા; કચરીનાખ્યા.
પ્રહારે—સં. (प्र + हृ ધા०) માર, ઘા, સપાટા, ભદકા.
ધરણી ઢાળ્યા = પૃથ્વીપર ઢોળીપાડ્યા, ગબડાવ્યા; મારીનાખ્યા. [જુવાર
૧૮. સેના—સ. (स સાથે, इन ધણી.) લશ્કર. [ઢાળી.]
સરવે—સ. (सर्व.) આખી. [કંઇ શૂર ચડાવ્યું.
પ્રેરી—(સં. प्र + ईर् મોકલવું.) વકારી, ઉસ્કેરી, હાં જુઓછ શું? એમ
જાદવજોદ્ધો—સં. ((यादवयोध, यदु એ વંશનો મૂળ પુરુષ.) અનિરુદ્ધ.
૧૯. ગજજૂથ—સ. (०યૂથ. गज् ચીસ પાડવી.) હાથીનું ટોળું.
લઘુકેસરી—સ. (लघ ધરવું) સિંહબાળક, સિંહનું બચ્ચું. સમા० કર્મ०
અધર્મી—સ. = શાસ્ત્ર-નીતિથી ઉલટે રસ્તે ચાલનાર, પાપી; દૈત્ય.
ફરતા—અવ્ય० = ચોતરફ.
વેરી—સ. (વૈ० वैर દુશ્મની.) દુશ્મન-પેલા અધર્મીઓનો, આનરુદ્ધ.
ચંદન—સ. (चद् આનંદપમાડવું) સુખડનું ઝાડ.
ઝીટી—(સં. क्षद् ગુંચવવું.) વળગાડે, ચોંટે.
૧૮-૯. અલં० દૃષ્ટાંત; અથવા ઉપમા. [૧૮ (૨) અને ૧૯ (૧) સાથે લઇ તેને ઉપમા, અને ૧૯ (૨) ને દૃષ્ટાંત કેવાય.]
૨૦. દાનવ—સ. (दनु દક્ષની પુત્રી કશ્યપની સ્ત્રી ને દૈત્યોની મા.) દૈત્યો.
માનવ—સ (मनु માણસજાતનોમૂળપુરુષ) માણસ.
શુંય = શી વસ્તુ, કોણ ગણતીમાં, શી વિસાતમાં.
મૃગશિશુ—સ (मृग् શિકાર કરવો; शश् કૂદતાં ચાલવું.) હરણનું બચ્ચું.
મુગટ—સ. (मुकुट.) તાજ. (૧) અલ० રૂપક.
૨૧. વાયક—સં. (वाक्य, અથવા वाच-वच् બોલવું.) બોલ. [વર્ણવ્યત્યય.]
હૂંહૂંકરી—સ. (हम् ક્રોધમાં નિકળતો એક ઉદ્ગાર છે) ક્રોધે ગરજતો,
મુદગળ—સં. (मुद्गर.) મોગરી, મૂસળ. [ધડુકીને.
ભુજ—સ. (भुज् રક્ષવું.) હાથમાં. [છૂટાપડી.
૨૨. ત્રૂટ્યા—(સં. त्रुट् તૂટવું, છૂટાપડવું.) એકદમ ધસ્યા લશ્કરની રચનામાંથી
એકીવારે—અવ્ય० સ. (एकेवारे. वार ક્ષણ) એકી ક્ષણે, એકદમ, સામટા.
શર—સ. (शॄ નાશ કરવો.) બાણ. [૪૪, ૩૬]
છૂટ્યાં—(સં. मुक्त-मुच् છોડવુંનો ભૂ० કૃ०) ફેંકવામાં આવ્યાં. [ને० શામ०
આયુધધારા—સં. (युध् લડવું;) શસ્ત્ર-હથિયારનો વરસાદ.

(ઓખા૦ ૨૨—૨૮.)

પરિઘ— સં. (परि આતરફ, हन् મારવું.) લોઢાંનું ફળું જડેલું એવો વાંસ—ભાલાજેવું ?

ફરસી—સ્ત્રી૦ સ. (परशु. પુ૦. पर દુશ્મન, शृ પાડવું.) કુહાડીના ઘાટનું લડાઇનું એક હથિયાર છે

(૨) વરસીરહીછે=અખંડ ચાલીરહ્યછે.

૨૩. ભિંડીમાળ—સ. (भिंदिपाल.) ગોફણ.

દુંદુભી—સં. (दुदु ઢુમઢુમ કરતો અવાજ.) ઢોલ, નોબત.

ખાંડાં—સં. (खड्ग. પુ૦. खड् ચીરવું) બે ધારવાળી સીધી તલવાર.

૨૪. હસ્તી—સં. (हस्त સૂંઢ-ઉપરથી.) હાથી.

દે હુલકાર=ચીસ પાડી ધસેછે. (અ૦ हलक અવાજ-પરથી ?)

ખડગ—(જો૦ ઉપર ખાંડાં.)

મંત્રઅગ્નિ—સ. (मन्त्र् છૂપી રીતે બોલવું; अंज् પ્રકાશવું) મંત્રવડે ઉપજાવેલો અગ્નિ; અગ્ન્યસ્ત્ર-જે અસ્ત્ર એટલે મંત્રબાણ મૂકવાથી અગ્નિઅગ્નિ વરસીરહે તે. સમા૦ મધ્ય૦ અથવા તૃ૦

૨૫. રથચક્ર—સ. (चक् પાછું ફેંકવું.) રથ-ચાર પૈડાં ને બે ઘુમટવાળી ગાડીનાં [પૈડાં.

હોય=થાયછે.

હય—સ. (हय् ઓંખારવું.) ઘોડા.

હણહણાટ=ઘોડાનું ઓંખારવું.

૨૬. દોહેલો=અઘરો, કપરો; ભારે મુશ્કેલીમાં. (સ. दुर्लभ ઉપરથી.)

ઘાટ—(સ. घट् જોડવું) આકાર, ડૌળ, ઘેરો; સ્થિતિ, હાલત.

ઉચ્ચાટ—સં. (ઉદન. उच्च ઊંચે, अटन ભટકવું) મનનું ઉંચાઉંચા ફરવું તે, દિલગિરી, ફિકર.

વાળી ડાટ=સત્યાનાશ વાલીને, ધાણ કાડીને.

મુકાવે વાટ=રસ્તો કરી આગળ ધસ્યો ચાલ્યોજાયછે. (જો૦ શા૦ ૨-૪.)

૨૭-૮. ભડાકો—=ભડકરતો અવાજ; ઘા, સપાટો. (લક્ષણા.)

અધસસ્તા—સ. (अर्ध० सस्त બેશુદ્ધ, सस् ઊંઘવું) અધમુઆ, મરણતોલ થઇરયલા. સમા૦ અવ્ય૦; કર્મ૦

પૂરા—સં. (पूर्ण-पॄ ભરવુ-નો ભૂ૦ કૃ૦) છેક પારપડીગયલા.

ભયાનક—સં. (भी બીવું.) બિહામણું, જોઇ ડર ઉપજે એવું.

ભાસે—સં. (भा ધા૦) દેખાયછે.

. ઉલ્લાસે—(સં. उत् ઘણું, लस् ઓલવું; उल्लस् ખુશથવું.) હરખાયછે.

(ઓખા० २९—३३.)

२९. ચિત્રલેહા—સં. (०लेखा.) ઓખાની સખી કોભાંડની પુત્રી. (જો० બાણ-૬.)
શોણિતસ્પર્શ—સ. ( शोण् લાલ થવુ , स्पृश् અડકવુ. ) લોહી લાગવુ તે.
રુધિર—સ. લોહી. [ ફરેછે તેમ ]
ઝીલે = રસગસ થઇરહ્યોછે. [ વરસાદમા છોકરા ઝીલિયો મારિયો કરતા
(૧) મુને આટલીબધી વાતની ખબર નોતી, આવુ બળપરાક્રમ છે એ હુ
નોતી જાણતી અલ० સ્વમે. [ આ ઓખાનુ બોલવુ છે ]
३० પડયુ ભંગાણ = લશ્કરની ગોઠવણીમા તૂટ પડી સૌ નાસાનાસ થઇરહી.
લૈને પ્રાણ = જીવ બચાવવાને
એક પુરુષે—સ = એક માણસે એકલા
ઘાણ = કચરી-છૂંદીનાખવુ તે, સહાર. (સ. हन् મારવુ ઉપરથી हानि.
વળી घूर्णनी = ઘાંચીની ઘાણી, घूर्ण् ચક્કર ફરવુ )
વાળ્યો ઘાણ—જો०२૬—વાળી ડાટ. [ખાડણિયાપર ભાત નાખી સાબેલે
છૂંદી ઢગલો કરવામા આવેછે તે ઉપરથી આ પ્રયોગ હોય ]
३१. સજ્યાં—સ (सस्ज् ધા० ) અગે ધર્યાં, પેર્યાં
તતપર—સ. ( तत्पर. तत् તે, पर મુખ્ય હેતુ ) એકલક્ષી ; સજ, તૈયાર.
દદામું—સ. (डिंडिम ) મોટો ડંકો, લડાઇની સ્વારીમા સૌથી આગળ નોબત.
દ० દીધુ = નોબત ઠોકાઇ લશ્કરને ચેતાવવા કે કુચનો વખત થયો.
३२. પ્રલયાગ્નિ—સ (प्रलय + अग्नि.) પ્રલય—આખા જગતનો સામટો નાશ
થતીવેળાનો અગ્નિ સમા० સ० [ હિંદુશાસ્ત્રને મને જગત ઉત્પન્ન થયુ
ત્યારથી ४३२००००००० વરસે તેનો નાશ થાયછે-વળી પાછું ઉત્પન્ન થવાનેજ
તે વખતે સૂરજ બારે સામટા તપી સઘળુ બાળી ભસ્મ કરીદેછે, પછી મેઘ
મુસળધાર વરસી સઘળુ જળમય કરેછે ] [ ઉગ્રસ્વરૂપ.
જાજવલ્ય—સ. (०ल्यमान-ज्वल બળવુ નુ પ્રકર્ષરૂપ-વર્તમાન કૃ०) પ્રતાપી,
રૂપ—સં. ( रूप् જોવુ । વિશેષે ઘાટ ને કઇક રગ એ બેનુ એકત્ર મળવુ
આખને જણાય તે, બારનો દેખાવ
મદતુલ્ય—સ मद् હાકવુ , तुल तोળवु ) ગવ-અહકારની બરાબર રૂપ.
થયુ મદ० = અદરના અહભાવના પ્રમાણમા તેનો બારનો દેખાવ ઉગ્ર
ગડગડિયો = ઘુઘ-વ્યો, અહકારસાથે ક્રોધની ગર્જના કરી [ભયકર થયો
३३. વાગી હાક = પ્રતાપથી સૌ ભય પામ્યા, સૌ થરરર કાપ્યા
(૨ ક) બાણું જુદ્ધને ચડતાની સાથ હાકવાગી, એમ નહિ કે હાકવાગી
ને પછી ચડયો [બે ક્રિયા એકે કાળે બની એમ બતાવવા તે બે ક્રિયાપદની

(ઓખા૦ ૩૩—૩૪. નળા૦ કડવું ૨૨. ૧—૨.)

વચમાં ને મૂકાયછે-કાગનું બેસવું ને તાડનું પડવું, ચોરનું ઘરમાં પેસવું ને મારું જાગવું. એમાંપણ કિંચિત કાળ બે ક્રિયાના અંતરમાં કોઇ ધારે તે દૂર કરવાને ક્રિયા ઉલટાવીને લખીહશે.]

૩૪. સહસ્રહાથ—સં. (૦હસ્ત.) હજાર હાથવાળો–બાણાસુર. સમા૦ બહુ૦
સાદ—સં. (शब्द.) બોલ, બૂમ સાદ કરવો = બૂમ પાડી બોલાવીલેવું.

## નળાખ્યાન.

### કડવું ૨૨.

(દેવોનો દૂત થઇ નળ સાધુવેષે જઇ દમયંતીને સમજાવે કે નળને મૂકી ચાર દેવોમાંથી કોઇને વર, એમ કહી નળની નિંદા ને દેવોની પ્રશંસા તેણે કરી.]

૧. નળ—સં.—દ્વાપરના અંતમાં થયલો સૂર્યવંશી રાજા-નિષધદેશના વીરસે- [નનો પુત્ર.
નિંદ્યો—(સં. निंद ધા૦) નિંદા-બદગોઇ કરી, નઠારું બોલ્યો.
પ્રેમદા—(સ. प्रमदा–મદભરી સ્ત્રી.) દમયંતી.
દાધી—સ. (दग्ध–दह् ધા૦ ના ભૂ૦ કૃ૦) બળીઉતરી, મહાદુઃખ લાગ્યું.
દૂતત્વ—સં. = દૂતપણું, જાસૂસનું કામ, સંદેશો પોંચાડવાનું કામ-હેતુ.
સીધું—સં. (सिद्ध–सिध् ધા૦ નો ભૂ૦ કૃ૦) પાર પડ્યું, ફળીભૂત થયું.
વિષ્ટિ—સં. (विश् પેસવું-ભાંજઘડમાં.) એકાદાં કામને અર્થે મોકલવું-જવું તે, સલાહનું કેણું, અમુક ઠરાવપર ઉતરવાવિષેની ભાંજઘડ.
વાધી—સ. (वृद्ध–वृध् ધા૦ નો ભૂ૦ કૃ૦) આબાદ થઇ, ફળી, હેતુ પારપડ્યો.
બે દુઃખ—નળથી વિજોગ અને નળને નિંદી દેવોસાથ પરણવાનું કહ્યું તે.
ગુણવંત—સં. = સારાં લક્ષણવાળી. [(દાઝ્યાપર ડામ.)
ગોરી—સ..(ગૌ૦ गोर ગોરૂ) સુંદર-ખુબસુરત સ્ત્રી-દમયંતી.
વન્હિ—સં. (वह् લઇજવું.-હોમેલું દેવોપાસે.) આગ, અગન.
વન્હિ વિજોગનો-જો૦ક્રોધનો અગ્નિ—શામ૦ ૫૧.
સંકોરી = જાગતો કરી, ઉશ્કેરી. [सम् + कृ એકઠું કરવું. લાકડાં બળતાં બળતાં છૂટાં પડી આંચ ધીમી પડીહોય ત્યારે લાકડાં ખંખેરી ખૂટ્યુંહોય તો એકાદ નવું ઉમેરી પાસપાસે મૂકવાથી તે પાછાં જોસમાં બળવાલાગેછે.]
[દાદ=ઢોરાગો ઢોળાવો, અહિં વાંચવાની ઢબ ફરેછે માટે.]

—૨. પ્રથમ—સં. = પેલાંથી, મૂળથીજ. [શકા ઉઠે કે સંજોગવિના વિજોગ કેવો?

(નળા૦ કડવુ ૨૨. ૨—૫.)

પણ હસે નળના વેવિશાળિયા થઇ વર્ણવેલે નળ દમયંતીના મનપર પડવાથી સજોગ, અને હજી પ્રત્યક્ષ મેળાપ નહિ માટે વિજોગ ]

વિરહિણી—સં. (રહ્ છાડીદેવુ) વિજોગણ, પતિથી વિજોગમાં અકળાતી સજોગને આતુરતાથી ઇચ્છનારી સ્ત્રી-દમયતી

વિગ્રે—સ. (व्यग्र वि વનાનુ, अग्र મુખ્યભાગ, મૂળ) મનની સ્થિરતા નહિ

સાહેલી = સખી, બેનપણી. [ એવી સ્થિતિમા, ગાભરી, બાવરી.

ચાંપે—તેને-દમયતીને પોતાની છાતીસાથે.

ત્રાહે ત્રાહે—(જો૦ નામદ૦ ૬) દોડો કોઇ વારે ધાઓ, આ શો ગજબ. [સરખાવો ૧-૨ નામદ૦ ૪ સાથે ]

૩. આશ્વાસના—સ. (૦સન आ + श्वस् પ્રે૦ શ્વેદે-દિલાસો આપવો) આશા દિલાસાથી ધીરજ ધરવા સમજાવવુ તે

કિંકરી—સ = દાસી [સાહેલી તેજ કિંકરી મુખ્યદાસી તે સાહેલી પણ હોય. કિંકરી—કે૦ પ્ર૦ nom. abs.]

શ્યામા—(જો૦ શામ૦ ૩૮.)

સાન—સ. (संज्ञा. सम् બરાબર,-ज्ञा જાણવુ) ચેતના, શુદ્ધિ. ૨ વિવેકની સમજ, ડાપણ સાન વળી = શુદ્ધિમા આવી પાછુ ડાપણ પકડ્યું

દૂતપ્રત્યે—સં. (दूत प्रति.) દૂતને.

કન્યા—સ. (कन् ચાવુ, પ્રકાશવુ) આઠનવ વરસની કુવારી છોકરી.

૨. જેના લગનની ધામધૂમ ચાલીરહીછે એવી છોકરી—દમયંતી

સુરરાજાન—સ (૦જન् राज् પ્રતાપી થવુ) દેવોમાં શ્રેષ્ઠ—ઇંદ્ર, યમ, વરુણ અને અગ્નિ

૪. અપ્રાપ્તિ—સં. (प्र + आप् મેળવવુ, પામવુ) પ્રાપ્તિ=મેળવવુ તે, મેળવવાની જોગવાઇ કે યોગ્યતા અપ્રાપ્તિ અમને અમરની = દેવને મેળવવાને-દેવસાથે પરણવાને અમારી યોગ્યતા નહિ

અલ્પ—સ. = થોડુ ૨. નજીવુ, તુચ્છ, હલકુ, અલ્પ માનવકાય = માણસના શરીર તુચ્છ—મળમૂત્રે ભર્યા ને અલ્પાયુ; અથવા, અમે તુચ્છ માણસ-

એ કારજ = નળને મૂકી દેવોને વરવાનુ કામ. [યોનિમાં અવતરેલા.

૫. ઉત્કૃષ્ટ—સ. (उत् ઊચે, कृष्ट—कृष ખેંચવુ—નો ભૂ૦ કૃ૦) શ્રેષ્ઠ, ઉત્તમ

અમર—સં. (मृ મરવુ) દેવો.

નિકૃષ્ટ—સં. (निं નીચે, कृष्ट—જો૦ ઉપર) નીચો, હલકો, તુચ્છ.

તુમથી = તુમારા કેવાથી, તમે કહ્યુ ત્યારે. [આ ગાવવુ નિદાદર્શિત છે ]

(નળા૦ કડવું ૨૨. ૫-૧૦.)

નૈષધપતિ—સં. નિષધદેશના લોક તે નૈષધ, તેનો રાજા—નળ

પિંડ—સં. (पिड् ગોળો કરવો.) શરીર.

સોંપ્યો—સ. (समर्पित. सम् પૂરેપૂરું. अर्पित આપેલું—ऋ જવું-નો પ્રે૦ ભેદે ભૂ૦ કૃ૦; फा. सिपुर्दन સોંપવું.) હવાલામાં આપ્યો, સ્વાધીન કર્યો—મારે

અન્યતણું નવ કાજ = બીજા કોઇની ગરજ નથી. [ગમે ઉગારે.
(૨) હુ તો નળને વરીચૂકી, બીજા તરફ મન વળેજ નહિ.

૬. અકળ—સ. (कल् સમજવું.) વિષ્ણુ—જેનું સ્વરૂપ સમજવું કઠણ. સમા૦નપ૦

અજ—સં. (जन् જનમવું.) બ્રહ્મા. સમા૦ નપ૦

અનંગઅરિ—સ. (अन् વિનાનો, अग શરીર—अनंग કામદેવ; अरि શત્રુ.) રુદ્ર, શિવ. અનંગ-સમા૦ બહુ૦ [શિવે કામને બાળીનાખેલો. જો૦ સ્મરારિમિત્ર—ગિર૦ અ૦ ૨૯-૨.]

પણ = નીમ, ટેક, નક્કી ઠરાવ. [યુક્ત નમ્રતા રૂપથીછે.]
(૨-ખ) મારુ મન તો નળપર લાગીરહ્યુંછે. [ચર્ણ—પગ કેવામાં ભક્તિ-

૭. લાજે જનુની = મારી માતાને નામોશી આવે, માની કૂખ વગોવાય.

હાસ -સ. (०स्य. हस् હસવું.) મશ્કરી, ફજેતી.
(૧-ખ) તેને વચન આપ્યુછે કે હુ નળને વરીશ.

૮. હેત—સં. (हित – हि રાજી કરવું—નો ભૂ૦ કૃ૦) લાભ, ભલું.

શકે તો = મને તો ભાસે—લાગેછે કે. (સ. शक्यते यत्—એમ બને-હોય કે.)

વિષ્ટિને = વિષ્ટિને માટે, વિષ્ટિ કરવા. (જો૦ ૧.) [સમજૂતી.

સંકેત—સ. (सकेत् વખત જગા નીમવાં.) ગોઠવણી, મસલત, ખાનગી

૯. જથારથ—સં. (यथार्थ. यथा જેમ, अर्थ ખરીવાત.) હોય તેવું, ખરું હોય તે.

ભોગી—સ. (भुज् સંસારના વૈભવ કરવા.) વૈભવી, સંસારી.

મોહજાળ—સ. (जल् ઘેરીલેવું.) મોહરૂપી જાળ. સમા૦ કર્મ૦ અલં૦ રૂપક
(૧) હસે કરેલાં વર્ણનથી મારા મનપર જે વિચાર પડ્યોછે તેની સાથે તમે બરાબર મળતાઆવોછો, માટે ખરુ હોય તે કહીદો, હવે વધારાં વખાણ કરી મારુ મન છેક પરવશ પાડ્યુંછે. (૧) જેની-નળ જેનાને વેષે.

૧૦. સંન્યાસી—(જો૦ વર્ષા-શ૦ ૮.) નળ સન્યાસીને વેષે. [જોની ને સંન્યાસી બેના વેષ જુદા, અહિંયાં સંસારી નહિ તે-ત્યાગી એ અર્થ છે.]

સુંદરી—સં. = રૂપાળી સુધડ સ્ત્રી.

રોમ્રોમ—સં.(रोमाग्र—ना માપવું.) રોમ ગણુતીમાં-વિસ્તારમાં.

નોહે = ન હોય.

(નળા૦ કડવું ૨૨. ૧૦—૧૫)

(૨-ખ) ચોરીથી નહિ પણ ખુલ્લીરીતે-સરેચોસાન આવે અને તેમછતા કોઇ દેખે નહિ એવી શક્તિ (गुप्त—गुप् છુપાવવુ-નો ભૂ૦ કૃ૦, गत्त—गति= રીત, સ્થિતિ, શક્તિ—गम् જવું) [અગોચરની ગત્ય—પાઠ લેતા-અદૃશ્ય રેવાની શક્તિ ગોचर—ઇંદ્રિયજ્ઞ-ઈંદ્રીવડે જણાય એવું, गो ઈંદ્રી, चर् જવુ]

૧૧. બુદ્ધિહીન—स (बुध् જાણવુ, हीन—हा તજવુ—નો ભૂ૦ કૃ૦) વગરઅક્કલની, મૂરખ. समा० तृ०

મોહ—स. (मुह् धा०) લલુતા, આસક્તિ, વળગણ.

માનવ—सं. (मनु માણસજાતનો મૂળપુરુષ) માણસજાત.

સ્વર્ગસદન—स. (सद् કરવુ) સ્વર્ગ એજ ઘર, સ્વર્ગલોક. समा० કર્મ૦

ખોહ—स (गुहा. गुह् છુપાવવુ) ગુફા, ખોલી, ઝુપડું. [સ્વર્ગથી ઉતરતું તો ખરુજ, તેમા વળી બોલનાર નળજ દેવોના વખાણ કરવા બંધાયલો]

૧૨. બળાત્કાર—स (बलात् જોરથી, कृ કરવુ) જોરજુલમ, જબરદસ્તી.

કલ્પવૃક્ષ—स. (कल्प હેતુ, ધારણા) ઇચ્છા થાય તે પૂરીપાડે તેવું સ્વર્ગમાંનું ઝાડ. समा० મધ્ય૦

જાચશે—(स. याच् धा०) માગશે, વિનંતિ કરી કેશે.

૧૩. જળશાઈ—सं. (०शायी સુનાર, शी સૂવુ) પાણીમા ડૂબીમરવુ તે. समा० स०. [શબ્દનો મૂળ અર્થ જોતા જળશાઇ થાઉં હોય, અથવા દેહને કરું કર્મ લેવુ.]

વરુણ—सं.—પાણીનો અધિષ્ઠાતા-ઉપરી દેવ

સદ્ય—અવ્ય૦. सं. = નિશ્ચે, અચૂક, નક્કી.

૧૪. પ્રગટી—(सं. प्रकट ખુલ્લુ-ઉપરથી) સળગાવીને.

કાષ્ઠ સીંચી = લાકડાં ગોઠવીને, ચિતા ખડકીને.

વન્હિ—स. (वह् લૈજવુ-હોમેલુ દેવપાસે) અગ્નિ, પ્રકાશ-ઉષ્ણતાનો

વારુ—અવ્ય૦. स. (वरम्.) સારુ, ઠીકજ છે. [અધિષ્ઠાતા-ઉપરી દેવ.

૧૫. પાશ—सं. (पश् બાંધવુ) ફાંસો

વિષ—सं (विष् પસરીજવુ) ઝેર.

જેમતેમ—અવ્ય૦ = ગમેતેમ કરીને, હરકોઇ રીતે.

પાડું કાય = આપઘાત કરી મરુ

અવગતે—स (०गति. अव માઠી, गति આખરની હાલત) મુઆપછી નરકે પડવુ તે. ૨: ભૂતવગેરે યોનિ પામવી તે. ૩. અકાળમોતે મુઆથી.

જમલોક—सं. (य०. यम् દબમા રાખવું) જમની દુનિયા. समा० કર્મ૦

(નળા૦ કડવું ૨૨. ૧૬—૧૭. કડવું ૨૫. ૧—૨.)

૧૬. અનશન—સ. (अश् ખાવું.) ખાધાવગર રેવું તે, ઉપવાસ. સમા૦ નઞ૦ અ૦ વ્રતે = ખાવુંજ નહિ એવો નીમ રાખીને. સમા૦ કર્મ૦
(૧) એમાં આપઘાત અને તેથી થતી અવગતિ નથી-ધર્મનીતિને અનુસરતું એ મત છે માટે એમાં પુણ્ય છે. [૧૩ થી ૧૬ સુધી એક ઓળિમાં દમયંતીનું ને બીજીમાં નળનું બોલવું છે.]

૧૯. બેસીરહ્યોછે = આતુરતાથી વાટજ જોયછે, ટાંપીજ રયલોછે.

સુરપતિ—સં. = દેવોનો રાજા ઇંદ્ર.

મુએ ન છૂટે = મુઆથકી પણ દેવના પંઝામાંથી તું બચે એમ નથી—તેઓ કોઇપણ રીતે તને વરશેજ.

ઘેલી = ગાંડી, ભોળા મનની ને ઉંડા વિચારવગરની. [આ શબ્દમાં ધિક્કાર-કરતાં મમતા વધારે બારપડતી છે-હિતેચ્છુની માફક સલાહ આપેછે માટે]

---

## કડવું-૨૫.

૧. મંડપ—સં. (मंड શણગાર, શોભા, ઠાઠમાઠ; पा રાખવું.) માંડવો, સ્વયંવરનો માંડવો. સમા૦ દ્વિ૦.

મહિપતિ—સં.=પૃથ્વીના ધણી, રાજાઓ. [દમયંતીનો પિતા.

ભીમક—સ. (भीष्मक પ્રતાપી, भी બીવું પ્રે૦ ભેદ.) વિદર્ભદેશનો રાજા—

વૈદરભી—સ. (૦दर्भी.) દમયતી-વિદર્ભદેશના રાજાની પુત્રી.

શણગાર—સ. (शृंगार. शृंग ઠાઠમાઠ, દમામ.) વસ્ત્ર ને આભૂષણ, ઘરેણાં-લૂગડાં અને બીજો શરીરને શોભાવનારો ઠાઠ.

(૧-ખ) પોતાને વિષે બહુ ઉંચું મત રાખનારા, રૂપાળા, બુદ્ધિમાન અને બળવાન.

૧-૨. સજતી—(સ. सज् શણગારવું.) ધરતાં, પેરતાં, કરતાં.

શ્રીકાર—સ. (श्री સારૂ ભાગ્ય) લક્ષ્મીસરખી; તે કલ્યાણી.

કૃષ્ણાગરમર્દન—સ. (૦गुरु૦. मृद् ઘસવું, ચોળવું.) મળિયાગરુ-એક જાતના ઝાડનું સુગંધવાળું લાકડું ઘસી શરીરે ચોપડવું કે ચોળવું તે.

વાસવર્ધન—સં. (वास् ખુશબોદાર કરવું; वृध् વધારવું.) ખુશબો વધારનારું. સમા૦ દ્વિ૦

મહિલા—સં. (मह् પૂજવું, માન આપવું.) રાજાની સ્ત્રી, સ્ત્રી-દમયંતી.

મંજન - સં. (मज्जन. मस्ज નાવું.) નાવું તે, સ્નાન, અંગોળ, અંઘોરડી.

વધાવવું—(સં. वृध् વધવું-પ્રે૦ ભેદ-આબાદાની ઇચ્છા?) કલ્યાણ થાઓ એ ભાવમાં કોઇની ઉપર ફૂલ ચોખા ભાતની ધાણી વગેરે નાખવું તે.

(નળા૦ કડવું ૨૫. ૨—૬)

મુક્તાપરજન્ય—સં. (૦पर्जं०) મોતીનો વરસાદ. સમા૦ ૫૦ અથવા કર્મ૦. વરમેં મુ૦—મોતીએ વધાવી તેથી.

૩. શુભવચન—સં. (शुभ શોભવું; वच् બોલવું) મંગળ-કલ્યાણ થાઓ એવા-એવા બોલથી. સમા૦ કર્મ૦ અથવા બહુ૦

શકુન—સં. (शकुन પક્ષી.) કોઈ કામને આરંભે દેખાતાં જે ચિન્હઉપરથી રૂડું કે ભૂંડું સેવટ માનીલેવાય તે. સુશ૦—સારાં ચિન્હ-સમા૦ કર્મ૦ [ઓક્ષેટોની માફક પૂર્વ પક્ષીની ઉડપરથી જોવાની રીત હશે-અંગ્રેજીમાં auspicious = શુભચિન્હવાળુ, avis પક્ષી, specio હું જોઉંછું]

ઉદ્દ્યો—સં. (उद्दित-उत् ઊંચે, इत ગયેલો, इ જવુ) ઉપજ્યો, બધે પસરીરહ્યો.

ભેરીનાદ—સં. (भी બીવું; नद् ગાજવું.) નોબતનો ઘોર.

૪. માનપૂરણમાનુની—સં (०पूर्ण. मन् માન આપવું; पूर्ण-पॄ ભરવું નો ભૂ૦કૃ૦) પોતાનેવિષે ઊંચો વિચાર ધરાવનારી-સ્વાભિમાની-માનવતીસ્ત્રી દમયતી. માનપૂરણ-સમા૦ તૃ૦

મોવાકાજ—(સ. मु( ધા૦ પ્રે૦ મોહ) મોહ પમાડવામાટે, આશકપાડવાને.

સ્વયવર—સં. (स्वयं જાતે. वृ પસંદકરવુ) કન્યાએ પોતાની પ્રસન્નતાએ વર શોધી પરણવુ તે; પની લખી તેડાવેલા રાજાઓમાંથી રાજકુંવરીએ પોતાની પ્રસન્નતાએ વર પરણવો તે

સુભટ—સ. = મોટા જોદ્ધાઓ સમા૦ કર્મ૦

સાજ—(સ. सज्ज તૈયાર, सज्जा પોશાગ, અથવા फा. साज=સામાન વાદ્ય વગેરે.) શણગાર. ૨. હથિયાર, સામાન ઇ૦.

૫. પ્રેમપાશ—સ. (प्री ખુશકરવુ; पश બાંધવુ) પ્રેમરૂપી બંધન, મોહાસ્ત્ર. સમા૦ કર્મ૦ અલ૦ રૂપક. પ્રેમ=મોહ ઉપજાવતું જોવુ તે.

મંડપક્ષેત્ર—સ. (क्षि નાશ કરવો.) સ્વયવરમંડપ એજ કોઇ રણભૂમિ-લડાઇની જગા. સમા૦ કર્મ૦ અલ૦ રૂપક

ભ્રુકુટિધનુષ—સ. (भ्रू०. कुट् વાંકુ કરવુ, धन् શબ્દ કરવો; ફેંકવુ) ચડેલાં-વાંકાં આંખનાં ભવારૂપી કમાન-કામઠું સમા૦ કર્મ૦ અલ૦ રૂપક.

આકરષિયું—(સ. आ+कृष् ખેંચવુ) ખેંચ્યુ

નેત્ર—સ. (नी દોરવુ) આંખ, નેન, અદા (લક્ષણા)

૬. તારુણી—સં. (त० तॄ ઓળંગવુ બાલ્યાવસ્થા) જુવાન સ્ત્રી-દમયંતી.

(નળા૦ કડવું ૨૫. ૬—૯. કડવું ૪૫. ૧—૨.)

ગ્રહીને—(સં. ग्रह् ધા૦) ઝાલીને, લેને.

[સ્વયંવરમાં કન્યા પોતાને બે હાથે ફૂલની માળા ધરી ત્યાં મળેલા રાજાઓની આગળ થઇ ચાલે. બધા રાજાઓની ઇતિહાસકથા જાણવાવાળી એક મુખ્યદાસી તેની સાથે કંઇક પાછળ રહી દરેક રાજાનાં કુળગુણબળ-પરાક્રમ વર્ણીસંભળાવે. તે સાંભળી જેપર મન ઠરે તેની કોટે કન્યા પેલી માળા આરોપેછે-પછી તેમના લગ્ન યથાવિધિ કરવામાં આવેછે.]

૭-૯. વાજિંત્ર—સં. (वादित्र.) વાજાં.

ઘોષ—સં. (घुष् ધા૦) અવાજ, શોર.

કુસુમ—સં. (कुस् ચળકવું.) ફૂલ.

વૃષ્ટ—સં. (वृष्टि. वृष् છંટકાવ કરવો.) વરસાદ.

રાજામાત્ર—સં. (મા માપવું, ગણવું) તમામ રાજાઓ.

દૃષ્ટેદૃષ્ટ—સં. (दृष्टि. दृश् જોવું) નજરેનજર, આંખેઆંખ-દમયંતીની આંખસાથે પોતાની આંખ.

શરશાખ્ડ—સં. = બાણોનો અવાજ-વાંકા વળીવળી જુએ તેનેલીધે.

એવે સમે = એટલામાં.

---

કડવું-૪૫.

(દમયંતીને નળે વનમાં તજી તે બહુબહુ દુઃખ સેવી આખર પોતાની માસીને ત્યાં આવી દાસી થઇ રહી છે-તેઓ એને ઓળખતાં નથી. માસીની છોકરી ઇંદુમતીનો હાર ગયો તે ચોરી તેણે દમયંતીપર ચડાવી તે વેળા દમયંતીને અસહ્ય સંતાપ થયાથી તે પરમેશ્વરની સ્તુતિ કરેછે.)

૧. સંઘાતી = સોબતી; બેલી, રક્ષણ કરનાર.

સત્ય—સ. = સાચવટ, સાચવટવાળું માણસ. (લક્ષણા.)

કહીંયે—અવ્ય૦ = કંયે, કોઇ પણ ઠેકાણે.

કોણ કરમનાં—સ. = કયાં કર્મનાં, કયાં માઠાં કર્મનાં.

કરણુ-તુક = કર્તવ્ય ૨. પરિણામ, ફળ.

રાંકડી—સં. (रङ्क) દુર્બળ, દયામણી હાલતમાં આવીપડેલી, નિરાધાર.

(૨) મારાં કયા માઠાં કર્મના આ માઠાં ફળ હશે કે ચોરીજેવું નીચ પાતક મારે માથે આળ ચડ્યું! (૧—ખ) મારો કેમે વશ ચલતો નથી, હું જ્યાં જાઉં ત્યાં બધાને નડુંછું-અકારી થાઉંછું ને તેઓ મને હડઉડ કરેછે.

ધીર—સં. = દૃઢ; ધીરજ ધરનાર [આપત્તવખતના.

વિપતસમેના—સ. = (विपद्–वि હલકું, पद् જવું-અનવું; समय, इ-अय् જવું)

(નળા૦ કડવુ ૪૫ ૨—૭.)

અપરાધ—સં. (अप ઉલટું, राध् પ્રસન્ન કરવુ.) દોષ, વાંક, ગુન્હો.
અનાથબંધુ—સં =નિરાધારના આધાર. સમા૦ ૫૦ અનાથ-બહુ૦

(૧) હુ ખમાં ધીરજ રહે એવા ઠરેલ મનની હુ નથી મારે સહાયતાની જરૂર પડેછે, અને તમે આફતમા આવીપડેલાને સહાય કરનાર છો
(૨) હુ તો દોષિત હેરાન, પણ મારા દોષ તમે મનમાથી કાઢીનાખો અને હુ નિરાધારની વારે ધાઓ, કારણકે તમે નિરાધારના આધાર કેવાઓ

હણાઇ—(સં. हन् મારવુ) મારીગઇ; છેતરાઇ, ઠગાઇ.
(૧—૪) હરખે કાનીને મને પાછળથી છેક નિરાસ કરી—હુ હરખાઉ કે બધી મુશિબત વેઠતા પણ હવે મારી માસીને ત્યા હુ નિરાતે રહીશ, પણ તેમાથી તો આ પરિણામ થયો (૨—૪) હુ કોની છોકરી ને કોની ધણિયાણી—ભીમકજેવા મહારાજાની પુત્રી અને નળસરખા પ્રતાપી રાજાની પત્ની, તે હુ આજે આ દશાને પોચી!

હોહેલે—અવ્ય૦ =દુ ખેપાપે, અપમાનસાથે
ઉદર ભરવું=પેટ ભરવુ, ગુજરાન કરવુ. [પોતાપર ધિક્કારથી એમ બોલેછે]
ઘટેછે—(સ. घट् જોડવુ, લાયક કરવુ) લાયક છે, વાજબી છે [કર્તા મરવુ.]
હું ભરતારે છાંડી=હું ધણીથી તજાઇ, મને ધણીએ તજી—(भर्तृ—भृ પોષણ કરવુ છાડી— त्यज्—त्यज् ધા૦ નો ભૂ૦ કૃ૦)
માંડી—(સ. मड्—मड् છૂટુ પાડવુ, જુદાજૂદા ભાગ કરવા) આરંભી; વિગતવાર,
૫. પાતક—સં. (पत् પડવુ-પ્રે૦ભેદ) પાપ [પેલેથી છેલ્લેસુધી.
સાધુ—સ. (साध् હેતુ પારપાડવો.) નિર્દોષ-ધરમી માણસો.
મેણાં=કોઇનુ મર્મ-છૂપી વાત ઉઘાડી તેને માઠુ લગાડવુ તે.
સાધુને મેણાંદીધા=દોષવગરના માણસોને દોષવાળુપાડી તેને પીડ્યાહશે.
(૨) મે જો સાચવટ રાખીહોય અને હુ જો પતિવ્રતા હોઉ તો—મારી
૬. ધરિયું ધ્યાન=સ્મરણ કીધુ. (સ ध्यै વિચાર કરવો) [વારે ધાજો.
વારેધાયા=મદદે ઉતર્યા, રક્ષણ કીધુ. (સ. वृ-धाव् દોડવુ)
અંતરજામી—જો૦ ઉખળા ૩૦)
બુધ—સ (बुद्धि बुध् જાણવુ) મતિ; સૂજ, પેર, પ્રેરણા.
બુધ દીધી—આમ બોલ એમ તેના મનમા પ્રેરણા કરી.
આંખ રાતડી કીધી=ક્રોધ કરી આખ ફેરવી.
૭. શોધ—(સં. शुध् ચોકખુ કરવુ) તપાસ, ખોળ.
સાખી—(સ. साक्षि. स સાથે, अक्षि આખ.) નજરે જોનાર, શાહેદ.

(નળા૦ કડવું ૪૫. ૭—૧૨)

વિષ્ણુ—સં. (વિષ્ વ્યાપીરેવું.) સત્વગુણનું સ્વરૂપ; વ્યવસ્થા કરી પાળણ કરનારી શક્તિનો અધિકારી ઈશ્વર.

વાયુ—સં. (વાયુ. વા વાવું.) પવન, પવનનો અધિષ્ઠાતા-ઉપરી દેવ.

અન્યાય—સં. (ની દોરવું) ખોટું કામ, અપરાધ, ગુનોહ—ચોરી. સમા૦ન૫૦

(૨) કારણ કે એ ત્રણ સર્વવ્યાપક છે-એની બધે ગતિ-દ્રષ્ટિ છે

૮. કળિજુગ—સં. (कलियुग. कलि કકાસ, युग લાંબોકાળ) ચાર જુગમાં છેલ્લો—સત, ત્રેતા, દ્વાપર, કળિ. [એ ૪૩૨૦૦૦ વરસનો ગણાયછે. લખેલું છે કે એ જુગમાં લોક બહુ અધર્મી થશે. પરીક્ષિત રાજાના વખતથી એ જુગ શરૂથયો—અંગ્રેજલોક કહેછે કે ઇ૦ સ૦ પૂ૦ ૩૦૦૦ વરસપર શરૂથયોહશે. [કળિને-કળિજુગના ઉપરી દેવને દમયંતી પરણવાનું કોડ હતું તે પાર ન પડવાથી ખોરવાઈ તેણે નળદમયંતીનો કેડો લીધો. એઉના મન જૂદાં કરી વિજોગ પાડ્યો. અહિંયાં પણ હાર લઈ કળિજ ટોળામાં ભરાઈબેઠોહતો.]

૯. તુઠા—સં. (तुष्ट–तुष् સંતોષપામવું–નો ભૂ૦ કૃ૦) રીઝયા, પ્રસન્ન—કુરબાન થયા.

વિશ્વાધાર—સં. (विश् વ્યાપીરેવું; आ+धृ ટકો આપવો.) જગતને આધાર, જેવડે જગત્ ટકીરહ્યું છે તે, પરમેશ્વર.

અંત્રિક્ષ—સં (अंतरिक्ष.) આકાશ.

આકસમાત—સં. (अकस्मात्. अ નહિ, कस्मात् શા કારણથી.) એકાએક, [ઓચિંતું.

૧૦. એકએકપે—એકકરતાં એક.

અદકાં—સં. (अधिक વધારે) ચડિયાતાં, ભારે મૂલનાં.

રાજમાતા—સં. = ગાદીપતિ રાજાની મા—દમયંતીની માસી.

ટકટક—અવ્ય૦—(સં. टक् બાંધવું, ટાંગવું.) ટગરમગર, આશ્ચર્ય પામી એકી—[નજરે.

ફરીફરી = વારંવાર, વારેવારે.

૧૧. સાધ—સં. (साध्वी–साध् હેતુ પારપાડવો.) પવિત્ર, સતી.

ઓશિયાળી = શરમિંદગી, ઝંખવાણી.

વાળી—(સં. वल् વળવું—પ્રે૦ ભેદ) ફેરવી. ૨. ત્યારપછી, ફરીથી.

૧૨. વૃહદશ્વ—સં.-એક ઋષિ. [પાંડવો જુગટાંમાં હારી વન નિકળેલા તે અદ્વૈત વનમાં હતા ત્યાં વ્યાસે આવી અર્જુનને કહ્યું કે તું તીર્થાટન કર, તને લાભ થશે. તેપરથી તે નિકળેલોકે, એવે વૃહદશ્વઋષિ યુધિષ્ઠિરપાસે આવ્યા; તેને યુધિષ્ઠિરે કહ્યું કે મહારાજ હું બહુ દુ:ખી છું. મારાસરખો દુ:ખી કોઈ ન હોય! ત્યારે તેનાં મનનું સમાધાન કરવા ઋષિએ તેને નળનું આખ્યાન કહીસંભળાવ્યું]

યુધિષ્ઠિર—સં. (युधि લડાઈમાં, स्थिर અચળ.) પાંચ પાંડવોમાં સૌથી મોટા, સમા૦ સ૦ [વિભક્તિનો પ્રત્યય કાયમ છે.]

(નળા૦ કડવું–૫૮. ૧—૩)

૧ બાહુક—સં (बाहु હાથ. આ શબ્દનો મૂળ અર્થ ચોક્કસ છે,) કાળો કુબડો મિહામણા રૂપમા નળ [વનમા કર્કોટક નાગે ડંશ કરી એવુ કુરૂપ કરયુ ત્યારથી તે નળદમયતી પાછા મળ્યા અને નળનુ રૂપ પાછું આવ્યું ત્યાંસુધી નળ એ નામે ઓળખાયછે]

બાડુવાં બાપડાં, બિચારાં, દયામણા–પોતાનાં છોકરાં (સં बटुक?)

ઉલ્લટ્યું—સં. (उल्लसित–उत् ઊચે, लस् ખેલવુ) પ્રેમના જોસથી ઉભરાયું–જેમ ચદ્રને દેખી સાગર ઉભરાયછે

દીકરાં = છોકરા [આ શબ્દનો નપુસકલિંગે પ્રયોગ જાણવામા નથી, છોકરો, છોકરી, છોકરુ, પણ દીકરો, દીકરી દીકરુ નથી કારણ આ હોય–દીકરો, દીકરી, એ સ दारक दारिका છે, અને છોકરો, છોકરી, છોકરું–એ સં. લિ૦ क्षुद्र નાનું ઉપરથી હોય એમ હોય તો ત્રણે લિંગે પ્રયોગ થાયજ વળી રોમિટિક ઝકર શબ્દપરથી હોય?]

આવે મણે = મોત થાય, મહાદુ ખ થાયછે

૨ કલ્પાંત—સં (જો૦ ઓખા૦ ૩૨–પ્રલયાગ્નિ) મોટી હાનિ કે નાશ, આફ્ત, અતિશે દુ ખ થાય એવુ કામ, કેર

વરત્યાં—સ (वृत्त–वृत् હોવુ–રેવુ–નો ભૂ૦ કૃ૦) રહ્યાં, રેવુપડ્યુ, રેવાનો

કોણ કૃત્ય = કેવુ અઘટતું કામ [દાહો આવ્યો

આચર્યું—સ (आचरित आ + चर् વર્તવુ) કીધુ

અબળા—સ (बल શક્તિ) સ્ત્રી, ધણિયાણી સમા૦ બહુ૦

અંતરિયાળ—અવ્ય૦ સ (अतराल વચમાની જગા) અધવચ, કોઇની સહાય ન મળીશકે એવે ઠેકાણે, નિરાધાર, આશરાવના એકલી અલં૦ સ્વપ્ન ૨, ૫-૭ મા

૩ સંજોગસાગર—સ (સંયો૦ युज् જોડવુ, સાગર–સગર રાજાના નામપરથી?) મેળાપરૂપી સમુદ્ર–દરિયો સમા૦ કર્મ૦ અલ૦ રૂપક [છોકરાને દેખી અત કરણ ઉલ્લટ્યું–આનંદની લેહેરથી સાથે ખેદ મિશ્ર છે વળી બૈરી છોકરાસાથે સુખનો સમય પણ સાંભરીઆવ્યો]

નયણાં—સ (नयन नी દોરવુ) આંખ

શ્રાવણસમાન—સ (श्रवण–એ નામનું નક્ષત્ર જો૦ ઓખા૦ ૧૭) શ્રાવણ–મહિનામા વરસાદની માફક–મે આંખોમાથી આંસુની ધારા ચાલી

આલિંગન—સં (आ+लिग् धा०) ભેટવુ તે

સાન—સ (सज्ञा) સમશ્યા, ઇશારત–પાસે આવવાને

(નળા૦ કડવું ૫૯. ૪—૧૨.)

૪. મળવાને—(સં. मिल् મળવું.) કોટી કરવા, ભેટવાને.
મીઠડાં—સં. (मिष्ट મીઠું.) વ્હાલાં છોકરાંને.
ધીશ—સં. (धी બુદ્ધિ, ईश રાજા. અથવા, अधीश–अधि ઉપરી, ईश રાજા.) મહારાજા. ૨. બુદ્ધિમાન પુરુષ.
છળ્યાં—(સં. छल् ઠગવું.) ચોંક્યાં, ચોંકીને.

૫-૬. હૃદે—સં. (हृदय.) હૈયે, છાતીસરસાં, છાતીસાથે (લક્ષણા.)
તિરસ્કાર—સં. (तिरस्+कृ ધા૦) અપમાન, તુચ્છકાર.
સાંઇ—ન૦. = ક્ષેમાલિંગન, ભેટવું તે. [આ શબ્દ જૂનાગઢતરફ વપરાયછે. "મારી કન્યા ન લાગે કાંઇ, તેને હેતે તેં દીધું સાંઇ" પ્રે૦ ઓ૦ "સેજલડી સમારીરે, કોમળ કુસુમનીરે, સાંઇડું લેશું રૂડીપેર." નરસંઇ.]
સ્નેહ—સં. (स्निह् વ્હાલ ઉપજવું) પ્રેમ, વ્હાલ, ઉમળકો.

૭. છત્રપતિ—સં. (छद् ઢાંકવું.) મહારાજા–નળ. [જો૦ ન૨૦ ૫૬ ૮—૩.]
ગળગળો—સં. (गलगलित–गल् ગરીપડવું–નો ભૂ૦ કૃ૦) દીન, રંક, હૈડું પિગળી છાતી ભરાઇઆવીહોય એમ બોલતો.
લોચન—સં. (लोचन. लुच् જોવું.) આંખ.
[(૨) આ ઓળિમાં નરમ તિરસ્કાર અથવા ઠસ્સાસાથે દયા છે.]

૮-૯. બાળકનીજોડ=બે સરખેસરખાં બાળક. [फा. जुफ्त; स. युग्म–युज् જોડવું.]
કોડ—ન૦ = હોંસ, ઉમળકો.
આશ્રજ—સં. (आश्चर्य.) અચરતી, અજબ–નવાઇસરખી વાત.
કાળો = પેલો કુબડો માણસ, બાહુકિયો.
આંશુપાત—સં. (अश्रु०) આંસુ પાડવાં તે, રડવું.
(૮. નળ પોતાનાં છોકરાં જાણેછેજ, પણ પ્રગટપડવાની મરજી નહિ તેથી ઉલટાવીનાખેછે–ખરુંનેખરું ને ખોટુંનેખોટું.]

૧૦-૧. ભ્રાંત—સં. (भ्रांति. भ्रम् ભટકવું–મને.) શક, વ્હેમ
નળની પડેછે ભ્રાંત = આ નળ છે એવો શક જાયછે.
સતી સુતા—સં. (सु જણવુંનો ભૂ૦ કૃ૦) ડાહી છોકરી. [ઉપદેશ.
શિક્ષા—સં. (शिक्ष् પ્રે૦ સેટે૦ શિખવવું) શિખામણ, રૂડી રીતે ચાલવા તુને શી દેઉં શિક્ષા = તને મારે કંઇ શિખામણ દેવીપડે એમ નથી.

૧૨. અંતઃપુર—સં. (अतर् અંદરનું, पुर ઘર.) જનાનખાનું, સ્ત્રિયોને બેસવા-ઉઠવાનો અંદરનો ઓરડો. સમા૦ કર્મ૦
મેડી—સ્ત્રી૦ સં. (माडि. પુ૦) મ્હેલ. ૨. નાનોસરખો માળ, માળિયો.

## गिरधर.

### રામાયણમાંથી-અધ્યાય ૩૩. (૧—૨.)

નગ્ર—સ. ( नगर. ) શેહેર-જનકપુર-જનકની રાજધાની.

ઉપવંન—સં. (૦વન. उप ઉત્તરતું, वन જંગલ-वन् શબ્દકરવો. ) વાડી.

કૈશિકસુન્ય—સ. ( ૦મુનિ मन् વિચારવું, ધ્યાન ધરવું. ) વિશ્વામિત્રરુષિ-
કુલના કુળના માટે કૌશિક. [એ મોટા તપસ્વી હતા. એણે યજ્ઞ કરવા-માંડ્યો તેમા રાક્ષસો આવી ધ્વંસ કરવાલાગ્યા માટે તેનું રક્ષણ કરવા અયોધ્યાના રાજા દશરથપાસે જઇ એણે રામલક્ષ્મણ જાચ્યા. રાજાએ આનાકાની કરી પણ પછી વશિષ્ઠે સમજાવ્યાથી રામલક્ષ્મણને વિશ્વામિત્રસાથે મોકલ્યા એ બે ક્ષત્રીપુત્રે આવી તાડિકાસુબાહુઆદિ ઘણા દૈત્યો મારી યજ્ઞરક્ષા કરી યજ્ઞની સમાપ્તિ થવી અને જનકરાજાના તરફથી પોતાની પુત્રી સીતાના સ્વયંવરસબંધી વિશ્વામિત્રઉપર કંકોતરી આવવી. રુષિએ રામલક્ષ્મણને પણ સાથે લીધા. જનકપુર આવવાનું હાલ એ પ્રયોજન. અહિંયા શકા ઉઠે કે વિશ્વામિત્ર મોટા તપસ્વી છતાં પોતે યજ્ઞનુ રક્ષણ ન કરીશક્યા! યજ્ઞની દીક્ષા લે ત્યારે શાંતવૃત્તિ રેવી-જોઇએ-ક્રોધ કરે દીક્ષા ભગધાય અને ક્રોધ આણ્યાશિવાય રાક્ષસોને શાપ દેવાય નહીં એજ કારણથી રુષિઓ એવે પ્રસગે તે સમયના પ્રતાપી રાજાઓની સહાયતા માગતા અને તેઓ ઘણી ખુશીથી તે આપતા.]

વીર = ભાઇઓ. ( सं. वीर જુદ્ધો અહિંયા આવો ભાવ લેવાય-બે ભાઇઓ
મતિધીર —સ. = ઠરેલ મનના [જે મોટા જુધ્ધા હતા.)

સ્થળ—સં. ( स्थल् સ્થીર રેવું) તે જગ્ગા-વાડી.

સુંદર—સ. = સારુ, સુશોભિત, આનંદ આપનારુ, ખુશનુમા.

સુખવાન—સ. = સુખ આપતી-જ્યાં સુખ છે.

દિનકર—સ. ( दिन દિવસ, कृ કરવું ) સુરજ સમા૰ દ્વિ૰

અસ્ત પામ્યો—સ ( अस्त છક પશ્ચિમમા એક પર્વત છે. ) અસ્તપર્વતને
પામ્યો-ત્યાં ગોચ્યો, આથમ્યો

સંધ્યા—સં. = સુરજની પ્રાર્થના ધ્યાન મંત્ર જાપ વગેરે. [सम् રૂડી રીતે, ध्यै ચિંતન કરવું. વળી-સધિ=સાધી-સવાર બપોર ને રાત એ ત્રણમાંથી કોઇ પણ ક્રમેઆવતા બે કાળની વચમાનો વખત; પછી,તે પરથી, એ ત્રણ સધિમાં જે પ્રાર્થના ઇ૰ કરવામા આવેછે તે ]

(અધ્યાય૦ ૩૩. ૨—૭.)

વિપ્ર—સં. = બ્રાહ્મણ, ઋષિઓ [वि પેલાં, प्रा પૂરૂ કરવું. વિપ્ર કેવાતાં પેલા જાતકર્મ ચૂડાકર્મ ઉપનયન ઇત્યાદિ ક્રિયા બ્રાહ્મણને થવીજોઇએ.]

સમસ્ત—સં. (सम् સાથે, अस्त મૂકેલા.) સઘળા.

૩. સૌમિત્રી—સં. = સુમિત્રાના પુત્ર લક્ષ્મણ. [દશરથને ત્રણ સ્ત્રી-કૌશલ્યા સુમિત્રા ને કૈકેયી, તેના અનુક્રમે રામ, લક્ષ્મણ ને શત્રુઘ્ન, ભરત.] સૌમિત્રીની સાથે રામ=રામ અને લક્ષ્મણ બન્નેએ.

નિત્યકર્મ—સં. = રોજની ધર્મક્રિયા-સંધ્યા પૂજા ધ્યાન જપ ઇ૦ સમા૦ કર્મ૦ (જો૦ નરસિંહ૦ પદ ૧—૪.)

અભિરામ—સં. (रम् પ્રસન્ન થવું) સારૂં; સારીરીતે.

આસન—સં. (आस् બેસવું.) પથારી, બિછાનાં.

આચ્છાદન—સં. (૦दन. आ બધે छद् ઢાંકવું) પથારીપર પાથરવાની ચાદર. કર્યાં આસન આચ્છાદન = બિછાનાં પથારી તૈયાર કર્યાં.

પોઢ્યા—સં. (प्रसुप्त. प्र+स्वप् ધા૦ નો ભૂ૦ કૃ૦) સુતા.

૪. ચર્ણ—સં. (चरण. चर् ચાલવું.) પગ. [અશરણ-બહુ૦

અશરણશર્ણ—સં (૦णशरण.) નિરાધારના આધાર. સમા૦ પ૦; ચ૦

ધર્મનીતિ—સં (धृ ઝાલીરાખવું; नी દોરવવું, ચલાવવું) ઇશ્વરને ઓળખ-વાનો તેનું પૂજન ધ્યાન ઇ૦ કરવાનો અને તેની આજ્ઞાપ્રમાણે સંસારમાં વર્તવાનો માર્ગ તે ધર્મ; મનુષ્યે પોતાની જાતસાથે-પોતાના સંબંધી-સાથે-માણસજાતસાથે વર્તવાની જરૂરની રીતિ તે નીતિ સમા૦ દ્વં૦.

૫. પ્રાણઆધાર—સં. (प्र + अन् જીવવુ; आ+धृ ટકી આપવો) જેવડે પ્રાણ ટકે તે, ઘણા વાલા. સમા૦ પ; ચ૦ [રામલક્ષ્મણ ઋષિના પગ ચાપેછે ને તે તેઓને પ્રાણઆધાર કૃછે, એમ કેવામાં બેવડો ભાવ છે—ગુરુશિષ્યનો સબંધ પિતાપુત્રવત્ છે, વળી ઋષિ જાણેછે કે એ ઇશ્વર છે]

૬. વીતી—સં. (वि છેક, इत–इ જવુ નો ભૂ૦ કૃ૦) ગઇ, પૂરીથઇ.

રજની—સં. (रंज् ખુશ કરવુ, મોજ માણવી) રાત.

સૂર—સં. (सूर्य કૃ सुर.) સૂરજ.

તપસ્વી—સં. (तप् દેહકષ્ટ કરવું.) ઘણાઘણા ધર્મનિયમો પાળી દેહકષ્ટ કરી ઇંદ્રિયો વશ કરનાર.

૭. પ્રાતઃકર્મ—સં. = સુવારની ધર્મક્રિયા-સંધ્યા પૂજા ઇ૦ સમા૦ કર્મ૦

પાવન—સં. (पावन. पू ધા૦) પવિત્ર કરનારૂ.

(અધ્યા૦ ૩૩. ૭—૧૧.)

સ્વસ્થ—સં. (स्व પોતે, स्थ બેઠેલા.) પોતાની સ્વાભાવિક-વિકારરહિત સ્થિતિમાં, નિરાંતે. સમા૦ સ૦

૮. સફૂળ—સં = ફૂલે ભરેલાં. સમા૦ બહુ૦ [પાંદડાં, કૂંપળ.

અંકોર—સં. (अंकुर. अक् ચિન્હ કરવું.) ફણગો, પીલો; પલ્લવ, કૂમળાં

કારંડવ—સં. (करण्ड—પાણીમાં ઉગનારી એક લિલોતરી છે.) બતક.

સુગંધી—સં. = સારી વાસવાળાં, ખુશબોદાર. સમા૦ બહુ૦

કંજ—સં. = કમળ. [क આનંદ, जन् પેદા કરવું. क = પાણી-લેયે તો બીજી વિભક્તિ કેમ હોય!]

ખટપદ—સં. (षट्पद. षट् છ, पद પગ-पद् જવું.) ભમરા. સમા૦ બહુ૦

ગુંજ—(સં. गुञ् ધા૦) ગણગણ એવો મધુર સાદ.

૯. અંબા—સં. = પાર્વતીદેવી-મૂળમાયા જેથકી સૃષ્ટિ ઉત્પન્ન થઇ તેને.

જનકસુતા—સં. (सु જણવું-નો ભૂ૦ કૃ૦) જનકની છોકરી-સીતા.

જગદંબા—સં. (जगत्+अंबा.) જગતની માતા-આદિમાયા. [ઉપર જે અંબા-મૂળમાયા કહ્યાં તેનો અવતારજ સીતા. શંકા ઉઠે કે એમ છે ત્યારે કોણે કોની પૂજા કરી, માટે જો૦ ૧૨ ૧; દયા૦ રુખ૦ ૧૨-૧ અને ૨૬-૨૭.]

૧૦. સુખાસન—સં. (आस બેસવું) સુખચેનમાં બેસી જવાને વાહન, પાલખી, સમા૦ ચ૦, મધ્ય૦

રખવાળી—સં. (रक्षिवर्ग કે रक्षपाल? रक्ष ધા૦) રક્ષણ કરનારી, ચોકસી રાખનારી, સેવામાં તૈયાર રેનારી.

વિનવ્યાં—(સં. वि ઘણું, नम નમવું). સ્તુતિ કાલાવાલાથી પોતાની ઉપર કૃપાળુ કીધાં. વિન૦—વધારી = ખરા પ્રેમજુક્ત ભાવથી સ્તુતિ કરી.

૧૧. પારવતી—સં. (पार्वती) હેમાચળ પર્વતની છોકરી-મહાદેવની સ્ત્રી. [એ આદિમાયા પેલે અવતારે દક્ષપ્રજાપતિને ઘેર અવતરી શિવને પરણેલાં. દક્ષપ્રજાપતિએ એકવાર યજ્ઞ કર્યો તેમા શિવને આમંત્રણ નહિ ને પાર્વતીને તેડું પણ નહિ, તે છતાં પાર્વતી ત્યા ગયાં તો કોઇએ એને આવકાર દીધો નહિ. તેમ ત્યાં રુદ્રનું સ્થાપન પણ એણે દીઠું નહિ. આથી ક્રોધે ભરાઇ એ યજ્ઞકુંડમાં ઝંપલાવી બળીમુઆં, અને ફરી હેમાચળને ત્યાં અવતાર લઇ પાછાં મહાદેવજોડે પરણ્યા.]

આરતિ—સં. (आ ચોતરફ, रम ફરવું. અથવા आर्तिस्य.) પૂજાની સમાપ્તિ-વેળા કપૂર વગેરેનો દેવસામા દીવો ફેરવવાનું કર્મ.

વારતી = ઉતારી ફેરવી કરી

(અધ્યા० ૩૧. ૧૧—૧૪.)

હુંસમોવડ—સ. (समवर्ण-એકવર્ગનો) મારે જેગ-લાયક.

૧૨. માનુષી લીલા—સં. = માણસને છાજે—માણસ કરે તેવી રમત—ખેલ—ચેષ્ટા-રીત. [માણસ જેમ સારો વર પામવા દેવદેવીને આરાધી પ્રસન્ન કરેછે, તેમ સીતા જાતે અંબાનો અવતાર છતાં માણસરૂપે અવતર્યાં માટે પોતાને અંબાથકી ભિન્ન ગણી તેને વિનવેછે.]

અનુપ—સ. (૦પમ. ઉપમા જેસાથે સરખાવિયે તે—મા માપવું.) જેની બરાબરી કોઇ ન કરીશકે તે, ઉત્તમ. સમા० બહુ०

હરખી—સં. (हृष-हृष् ધા० નો ભૂ० કૃ०) હરખાઇને, આનંદ પામીને. [હરખી એટલાસારુ કે પોતાનો સ્વયંવરઉત્સવ પાસે આવેલો છે અને દેવીને આરાધી તેની કૃપા મેળવીછે એટલે નિશ્ચે છે કે મારે યોગ્ય વર મને મળશે. જુઓ કે કન્યાઓ પોતાનાં લગ્નપેલાં અંબા-પાર્વતીને પૂજીઆરાધી વર માગેછે જો० દયા० રુખ० ૨૬-૨૭. કારણ આ હોય-કે શિવપાર્વતી-બ્રહ્મ અને તેની આદિમાયા એ અન્યો નિત્યસંબંધે જેડાયલાંછે, માટે એને આરાધી પોતે તેવુ સુખ ભોગવે, એવુ. કોઇ]

૧૩. રતિ—સ. (रम् ખેલવું પ્ર०શેદ) કામદેવની સ્ત્રી—એ ઘણીજ સુંદર રૂપાળી છે.

લજાય—સ. (लज्जा-लज्ज् ધા०) શરમ, પોતાથી રૂપગુણે ચડિયાતું જોઇ ઝાંખાપડવુ તે.

કુમકુમવરણા—સ. (कुकुमवर्ण.) કંકુજેવા કોમળ લાલ રંગના. સમા०બહુ०

રાજે—સ. (राज् ધા०) શોભેછે.

નેપુર—સ. (નૂ०) સ્ત્રીના પગનુ ઘરેણું, ઝાંઝર. [રૂપાનું ઘરેણું.

અણવટ—હિં. = બાળકઉપરાંતે પગને અગુઠે ઘાલવાનું ઘુઘરીવાળુ

ગાજે—(स. गर्ज ધા०) ખણુખણુ થાય. [મેઘગર્જનાની ગંભીરતા અને મિઠાશ બેનોજ ભાવ અહિયા લેવો.

૧૪. મણિગણ—સં. (गण સમૂહ.) મણિનો સમુદાય, મણિની હાર. નખમ०

વિધુ—સ (विध् પૂજવું.) ચંદ્ર. [અલં० રૂપક.

કરીશુંડસકોમળ—સ. (०શુંડકોમલ.) = હાથીની શુંઢસરખા ધાટીલા ચડા-ઉતાર અતિકોમળ. સમા० કર્મ०

ધર્યાં—(સ. धृ ધા०) પેર્યાંછે. [અગદ વગેરે બધાં ઘરેણાં.

અંગદ—સં. (अग શરીર, दै દિપાવવુ) હાથનું ઘરેણું છે. અ०—સમસ્ત = (૪) સીતાના નખ મણિના સમુદાયનીપેઠ ઉત્તમપ્રકારે ઝળકારહાછે, અથવા તો જેટલા નખ તેટલાં રૂપ ધરીને ચંદ્ર આવે જેની સેવા નહિ કરતોહોય! અલં० ઉત્પ્રેક્ષારૂપક.

( અધ્યાય ૩૩. ૧૫—૧૮. )

૧૫. **રાતીચોળ** = ઘણીજ ભભકમારતી લાલ [ એ રીતે બોલવાથી કંઇક વધારે ખુબી છે-કાળું બલ્લક, ધોળુંફક, પીળુંદમ્મક, લીલુંછમ. એમજ બોલવાનું શું કારણ હશે? ચોળ તો દાંત રંગવાના ખપમાં આવતી કંઇ વનસ્પતિ હશે-ચોળમઠ્ઠ કેવાયછે. ] [ समा० त; से०

**રંગઝબોળ** = રંગરોળ, રંગે ગરકાવ-એવી. કે માંહેથી જાણે રંગ ટપકશે.

**કલંકરહિત**—સં. (रहित–रह तजवुं-नो भू० कृ०) લંછન-ડાઘ-ખામી ખોડ-વનાનું समा० तृ० [ એવી.

**અંજનસહિત**—મ. ( अञ् शोभावतुं, આંજવું. ) કાજળ સારેલું-આંજેલું (૨) સીતાનુ મુખ ચદ્રસરખું-ગોળ તેજસ્વી રસીલું, પણ ચંદ્રમાં લછન અને એ તો લછન એમ વગરનુ अलं० રૂપકાતિશયોક્તિ-વ્યતિરેક ; વળી- આંખ અજનસહિત છતાં મુખ કલંકરહિત. अल० વિરોધાભાસ.

૧૬. **સોહીએ**—(સં. शुभ धा० ) સોહેછે, શોભેછે, શોભિતો આવીરૂપલો છે

**ઝાલ** = ફૂલઆકારીજેવુ કાનનું ઘરેણું છે [ स. झला गोळ वस्तु. र. ઝળકાટ.]

**ઝબૂકે** = ચમકે, વિજળીની માફક ચચળ પ્રકાશ ઓચિતો દેકે.

**જોર**—અવ્ય० = જોરથી, ઘણીજ.

**ચારુ**—સં. (चर् જવુ-હાલવુ-પ્રે० શેટે ?) મનને લોભાવતું, સુંદર, શોભિતું.

**ચિબુક** = હડપચીની વચમાંનો છાછર ખાડો. [ નહિ. समा० बहु०

**અખંડ**—સ. ( खड भागवुं.) આખુ, ગોળમટોળ, કહિથી ખાંડું કે વાંકુચૂંકુ

**રસીલું**—સ. ( रसाल. रस મોહ ઉપજવો ) મોહ ઉપજાવતું.

૧૭. **અધર**—स = નીચલો ઓઠ.

**કણી**—સ. ( कणिका. कण સંકોચાવુ ) છેક ઝીણી કકડી.

**દ્યુતિવંત**—સ. ( द्युत् ઝળકવુ ) કાંતિવાળા, તેજમારતા, ઝળકતા

**કેસર**—સ. ( के મથાળે-क माथु, सृ જવુ )= દિડવાવાળા એક જાતના છોડના પીળા સુગંધીતાળા ફૂલમાંના તણુ-રેષા.

**આડ** = કપાળે લંબાછો ચાંદલો. [ પ્રાસમાટે કપોળ લખ્યું.]

**કપોળ**—सं = કપાળે. [આ શબ્દનો અર્થ ગાલ છે, રાતીચોળપ્રાસે અનુ-

**ટીલડી** = નાનોસરખો ગોળ ચાંદલો, બિનકી [ જો० પ્રેમા० નાગ० જરોદા० માણકડું. ) ( ૧-૬ ) अलं० રૂપક.

૧૮. **ગલુબંધ**—સ. ( गल० गल् ગળવું; बंध બાંધવું. ) ગળાંસાથે લગોલગ,આવે એવું ઘરેણું. समा० च०

(અધ્યાય૦ ૩૩. ૧૮—૨૧.)

મુક્તા—સં. = મોતી. (જો૦ પ્રેમા૦ અ૦ ૨૦-૨૮.) [ભાગની.

અંગેઅંગની—સં. ( अग् જવું. ) અવયવેઅવયવની, શરીરના દરેક

રસાળ—(જો૦ ૧૯. રસીલું.) [ समा० ૫૦ ૨. બહુ૦

હંસગતિ—સં. = હંસના જેવી છટાથી. ૨. હંસના સરખી છટાવાળી તે.

કરણી—સં. ( करि०—कर સૂંઢ. ) હાથણી.

પ્રતિબિંબ—સં. (प्राति પાછું, સામું; बिंब આકાર.) તેજનો ઝળકાટ—ઓળો.
(૨-૪.) છટા હંસની છતાં ગેરવલા-ઠરેલપણું હાથણીનું; હંસની છટા ને હાથણીનું મદભરગ્યું ઘુમતું ચાલવું એ બેઉનો સાથે વિચાર કરિયે તેવી ચાલથી ચાલે. अल० ઉત્પ્રેક્ષારૂપક.

૧૯. મંદહાસ—સં. (०हास्य. मद् આળસુ થવું; हस धा०) ધીમેથી હસવું તે, મો મલકાવવું. समा०कर्म०; અવ્ય૦ [મનનો ઉમળકો વિનયથી દાબીરાખેછે.]

ઇંદિરા—સં. ( इद् મોટી સત્તા હોવી. ) લક્ષ્મીજી, વિષ્ણુની સ્ત્રી.

જકતજનુની—સં. ( जगज्जननी. जगत्—गम् જવું-ચાલીજવું; जन् જણવું.) જગતની માતા (જો૦ ૯ જગદંબા.]

આદિશક્તિ—સં. (शक् બળવાન થવું. ) આદિમાયા. समा० कर्म०
(૧) મુખ ચંદ્રજેવું ગોળ ગોરું ખામી વગરસ્વચ્છતાવાળું (૧૫); વળી દાંત એવા સ્વચ્છ શ્વેત કે હસતાં તેમાંથી ચંદ્રકિરણજેવો ચળકાર બાર નિકળી પસરે. अल० ઉપમા—ગર્ભિત [બીજી ઓળિનો સબંધ નીચે લેવો]

૨૦. ગિરા—સં. ( गॄ બાર કાઢવું, બોલવું. ) વાણી, સરસ્વતી [ શેષનાગ.

નાગભૂપ—સં. ( नग પર્વત-પર્વતમાં મૂળ ઉત્પત્તિ માટે. ) સાપનો રાજા—

શુભઅંગ સં. = સુંદર શરીરવાળી, રૂપાળી તે. समा० બહુ૦
[ ગિરા નાગભૂપ ગિરા તો ઠીકજ છે, પણ નાગભૂપ કેવાનું શું કારણ? એ મોટા વક્તા હતા? શેષ નામે કોઇ ગ્રંથકર્ત્તા કે વક્તા થયોહોય તો આવી રમૂજી સુચવણ થાય. જેમ-યમુના નામની કૃષ્ણની અષ્ટપટરાણીમાંની એક હતી, અને ગોકુળની પાસે યમુના-જમનાનદી. એ પરથી વૈષ્ણવો યમુનાનદીને કૃષ્ણની મુખ્યપ્રિયા ગણીલેછે. ગમેતેમ હો, અહિંયાં અર્થ તો આવો કરવો ગમેછે-ગિરા જે વાણીની દેવી તે સીતાનું રૂપ વર્ણવતાં થાકે, અને શેષનાગ જેને બે હજાર જીભ છે અને જે અનંતતાનું સ્વરૂપ છે તે પણ હારીબેસે-તેપણ બેહજાર જીભે અનંતકાળ વર્ણવે તોએ સુંદરતા વર્ણી ન જાય તો-ઇ૦ જો શામ૦ ૨૧--શેષ.]

૨૧. શ્યામસુંદર—સં: =રંગે કાળા રૂપાળા તેજસ્વી-રામચંદ્ર. समा० कर्म०

કોટિકામ—સં (कम ચાહવું, મોહ પામવું-પ્રે૦ એટ. ) કરોડો કામદેવસરખા.

(અધ્યા० ૩૩ ૨૧—૨૭)

સમા० દ્વિગુ. [કામ-એ સ્ત્રીપુરૂષમા પરસ્પર પ્રેમ ઉપજાવી મલાવેછે એ ઇશ્વર અને માયાનો પુત્ર, એનો મિત્ર વસતઋતુ-એ બન્યા રૂપ ઘણાજ સુદરછે]

સઘન—સં (સુ० हन् ઠોકવુ) ઘટ્ટ, ઘાડું, ખિચોખિચ [એ વડુ અને પાળ બેઉનુ વિશેષણ થઇશકે]

૨૨. બાહુ—સં (बाह् બળવાન થવુ) હાથ. [આ શબ્દનો મૂળ અર્થ--હાથનો કોણીથી ઉપરનો ભાગ--ભુજ છે]

વિશાળ—સ. = મોટો, લાબો [આ શબ્દમા લાબાકરતા પોળાનો ભાવ વધારે હોયછે, પણ અહિંયા - ગોળ ભરાઉ લાંબો લાબા હાથ એ ભાગ્યશાળીપણાનુ એક ચિન્હ છે]

ચકિત—સ. (चक् અટકાવવુ, પાછુ ફેંકવુ) છક, આશ્ચર્ય પામેલી. [આ શબ્દમા આશ્ચર્યતાસાથે કઇક બીક-ગભરાટનો ભાવ રહેછે, અહિંયા પણ ગભરાટનો સભવ છેજ] [જો० દયા० રુખ० ૩૪]

નાખુ વારી = વાળમા ભોગ આપુ, અલાબલા લેઉ, ઓવારણા લેઉ. [(૧) ચિતાર સુદર રસિક ફાકરો છે] (૨) મનમા એવુ વાલ ઉપજ્યુ કે જાણે એનાઉપર મારુ તનમન ઓવારીનાખુ-તનમનનો ભોગ આપી એના ઉપરના દુષ્ટગ્રહ-એની અલાબલા મારે શિર ખેંચીલઉ

૨૩. ત્રિભોવનભૂપ—મ (त्रिभु० भू थवु ત્રણલોક-સ્વર્ગમૃત્યુપાતાળના રાજા-રામચદ્ર ' ત્રિભુવન-સમા० દ્વિગુ

ઉપની—મ (उत्पन्न. उत् + पद् धा० નો ભૂ० કૃ०) થઇ

પરસ્પર— स. (पर + पर-વચમા स् ઉમેરાય છે) એકબીજાને, માહોમાંહે

ચંદ્રચકોર—(જો० દલ० શરદ० ૩) અલ० ઉપમા

૨૪. તદાકાર—સ (तत् તે, એકજ, आकार ભાવ-હૃદયની લાગણી) એક ભાવ

મૂરતિ—સ. (मूर्ति) છબી, ચિતાર [વાળો, એકરૂપ સમા० બહુ०

ઠરી—(स. स्थिर ઉપરથી સ્થાઇ થઇરહી, જડાઇગઇ રામસીતાના નેનેનેન મળ્યા કે તેમાથી પ્રેમકિરણ નિકળી એકમેકમા ગુથાઇજઇ એક સલગ તાર-દોર બનીરહ્યા, અને એમ ચારે આખ એકરૂપ બની એ તારે જડી નેત્રદ્વારે ઉતરી રામસીતાની છબી એકમેકના અંત:કરણમા જડાઇગઇ

૨૫. ધર્મ—સ. (धृ રાખવુ) નીતિનાસ્ત્રને અનુસરતુ આચરણ, નીતિ, ફરજ.

દૃષ્ટિ—સ (दृश् જોવુ) નજર, આખ

(૨--ખ) લક્ષ્મણના મનમા આવશે કે આ કેવી રીત.

૨૬-૭ સાહેલીપ્રત્યે—સ. (सखीमति.) બેનપણીને

(અધ્યા૦ ૩૩. ૨૭—૩૩.)

**પુનીતાં**—સં. (पू પવિત્ર કરવું.) પવિત્ર, વિકારરહિત, પોતાના સ્ત્રીધર્મને લંછન ન લાગે કે અપવાદ ન આવે એવાં. [અવસ્થા.]

**કિશોર**—સં. = છોકરા. [જન્મથી આરથી પંદર વરસની ઉમ્મરસુધી કિશોર-

**સત્વર**—સં. (स સાથે, त्वरा ઉતાવળ.) ઉતાવળી, ઝડપથી. સમા૦ અવ્ય૦ (૨૬—૨. ખ) એક ગોરા—લક્ષ્મણ ને બીજા કાળા-રામજી, પણ બન્ને એવા રૂપાળા કે જોઈ માણસનું—મારું મન મોહ પામે.

અલં૦ સ્વપ્ન.

૨૮-૩૦. **મસ્તક નામી** = માથું નમાવી [સં. नम् વિકાર પામવો;—કે તોળવું!

**નિવાસી**—સં. (वस् ધા૦) રેવાસી, રેનાર. [नम् પ્રે૦ ભેદ.]

**સુખરાશી**—સં. (૦राशि.) સુખના પુંજ—ઓઘ—ભંડાર—સાગર, જેના આશ્રયથી અત્યંત સુખ ઉપજે એવા.

**રઘુરાય**—સં. (रघु-रघ्-लघ् જવું-વિદ્યાને અને દુશ્મનને પાર.) રામચંદ્ર.

**અવધપુરી**—સં.—અયોધ્યા. [જો૦ નર૦ ૫૬ ૪—૧. રઘુનાથ.]

**મુનિવર**—સં. (वृ પસંદકરવું.) ઋષિઓમાં શ્રેષ્ઠ-વિશ્વામિત્ર. સમા૦ સ૦

**સ્વયંવર**—સં. (જો૦ પ્રેમા૦ નળા૦ કડ૦ ૨૫—૪.)

- જોવા સીતાસ્વંવર કાજ = સી૦ જોવાકાજ—જોવાને. [રચના ધીટ છે.]

અલં૦ સ્વપ્ન.

૩૧-૨. **રાજકુમાર**—સં. (राज् પ્રતાપ હોવો; कुमार् ખેલવું.) રાજાના છોકરાઓ. [કુમારઅવસ્થા પાંચ વરસલગી, પણ પ્રયોગ પુત્રને અર્થે થાયછે.]

**તમજોગ**—સં. = તમારે લાયક. (સં. युज् જોડવું, યોગ્ય જોડીરાકાય એવું.)

**સુકુમારી**—સં. (सु०) તે નાજુક કન્યા—સીતા. સમા૦ કર્મ૦ (૩૨—૨, ખ.) સાંભળી મનમાંજ વિચાર કરતી ચુપરહી—પોતાના મનનો ભેદ કંઈ સુખીને આપ્યો નહિ.

૩૩. **પણ**—ન. = નીમ, ટેક, નક્કી ઠરાવ. [જનકે એવું પણ લીધેલું કે જેકોઈ શિવનું ત્ર્યંબકધનુષ ઉપાડી ચડાવે તેનીસંગાથે સીતા પરણાવવી. એવું પણ રાખવાનું કારણ-વિષ્ણુના દશ અવતારમાંના છઠ્ઠા અવતાર પરશુરામે શિવે સોંપેલું ત્ર્યંબકધનુષ આપીને કહેલું કે એ ચાંપશે ત્યારે જાણું તેજ જશે ને રામાવતાર થશે. એકવાર પરશુરામ ફરતાફરતા જનકને ઘેર આવ્યા, જનકે આગતાસ્વાગતા કરી. ધનુષ ઓરડામાં મૂકી ઘરમાં બન્નેય વાત કરતા બેઠાછે એવે સીતા નાનાં રમતાંરમતાં આવી ઓરડામાંથી પેલું ધનુષ લઈ ઘોડોઘલકી રમવાલાગ્યાં; તે જોઈ પરશુરામે ધાર્યું કે સાક્ષાત ઈશ્વર રામછસંગાથે આદિમાયા સ્ત્રીરૂપે અવતરી હમ્મસંબંધથી

(અધ્યાય ૩૩. ૩૩—૩૮.)

જોડાનાર તે આજ  તેપરથી તેણે જનકને કહ્યુ કે આ ધનુષ રાખ અને સીતા વરવાનેજ થાય ત્યારે એ ધનુષ જે ભાગે તેનેજ સીતા પરણાવવાં, એવો નીમ લેવરાવી ત્ર્યંબકધનુષ ત્યા મૂકી પરશુરામ વિદાયથયા ]

ભયભીતા—સ. (भी બીવુ, भीत એ ભૂ० કૃ०) ઘણાં બીધેલાં. સમા० तृ०

વિધિ—સ. (वि + धा નિર્માણ કરવુ) બ્રહ્મા.

ત્રિપુરાર—સ. (०रारि.) શિવજી [ત્રિપુરનામના દૈત્યને કાર્તંકશુદ ૧૫ એ શિવે માર્યો અને તેનુ નગર બાળીનાખ્યુ ]

ઉમયા—(उमा—જો० ઠ્યા० રૂખ० ૨૮)

સાર—સ. (सृ સરવુ-નિકળવુ) સારૂ, રૂડું, કલ્યાણ, ભલું—ઇચ્છેલા વરરૂપી.

૩૪. કેઇ પૂર્વપુણ્યપ્રતાપ - સં. (पूर्व०) મારા આગલે જન્મે કરેલાં પુણ્યને જોરે લીધે એવુ બની આવે કે [કેઇ આવે અર્થે વાપરવાની રૂઢી]

ચડાવે—(સં चद् પ્રે० ભેદે) ઉઠાવી હાથમાં લઇ તેપર બાણ સધાનકરે.

શિવચાપ—સં (चप् દૃઢકરવુ) શિવનું ધનુષ્ય, ત્ર્યંબકધનુષ્ય. (જો० ૩૩. પણ)

ધર્મધોરિંધર—સં. (धर्मधुरधर—धृ ઝાલવુ) ધર્મની ઝૂસરી ધરનાર, ધર્મને ચલાવનાર, ધર્મના મૂળ આધાર સમા० દ્વિ० અલ० રૂપક

શ્રીરઘુવીર—સ. (જો० ૨૯ રઘુરાય) રઘુકુળના રાજાઓમા શ્રરા ઉત્તમ પુરુષ. સમા० સ० [બ્રહ્મા ઉત્પન્નકર્ત્તા અને ભાગ્ય નિર્માણકર્ત્તા, શિવ કલ્યાણ કરનાર ઇશ્વરજ અને ઉમયા તેની આદિશક્તિ માયા છે, માટે સીતાએ તેને વિનવ્યા, પછે રામની સ્તુતિ કરેછે-શ્રી-લક્ષ્મી, સુભાગ્ય, કલ્યાણ, નામની પૂર્વે જોડ્યાથી બોલનારની શુભેચ્છા ને સામાની યોગ્યતા જણાયછે-એમ કરવુ એ હવે તો એક વિવેક થઇપડ્યો છે ]

૩૫ ૭ જાનકી—સં = જનકરાજાની પુત્રી સીતા.

ઉપમા—સ (मा માપવુ  જેની સાથે સરખાવિયે તે

શૈલકુમારી—સ. (શિલા—પત્થર, કુમાર્ બેલવુ) હિમાચળપર્વતનીછોકરી.—પાર્વતીને  (જો० ૧૧ પારવતી)

અબળા—સ. (बल જેર-बल् ધા०) એ સ્ત્રી, સીતા. સમા० બહુ०

[અબળા એટલાસારુ કે એ સ્વભાવે પુરુષકરતા નબળી, વળી એને પોતાનું બળ નથી-રક્ષણનેમાટે બીજા ઉપર આધાર રેછે બાળપણમા માબાપપર, જુવાનીમા ધણીપર, અને ઘડપણમા પુત્રપર.]

સુરભૂપ—સ. (सुर् અમાનુષ્યશક્તિ હોવી) દેવોનો રાજા—ઇંદ્ર. અલ० ૩૬-૧., ઉપમા-પ્રતીપ

૩૮-૯ તંન—સ (तनय तन શરીર या જવુ, ઉપજવુ) છોકરા સમા० પં०. ०

(અધ્યાય ૩૩, ૩૮—૪૪.)

દૃઢ—સં. (दृह —નો ભૂ૦ કૃ૦) સ્થિર, અચળ. [બહુ
નિરમળ—સ. (निर्मल. मल મેલ, વિકાર) ચોકખા, કામવિકારરહિત. સમા
વિરક્ત—સં. (वि ઉલટું, रक्त-रज् મોહ પામવું-નો ભૂ૦ કૃ૦) ત્યાગી, નિસ્પ
તનમનથી લોભાયલા નહિ.

આસક્ત—સં. (आ ચોતરફથી-પૂરા, सक्त-सञ् મચવું-નો ભૂ૦ કૃ૦) ગર
લુબ્ધ, લોભાયલા, પ્રીતથી કોઇપાછળ લાગેલા, મોહિત. [કર્મ

કુદૃષ્ટિ—સ. (दृश् જોવું) કરડી નજર, નઠારો વિચાર, વ્યભિચારભાવ સમા
રીત—સ (रीति. रीं જવુ, ચાલવું.) નીતિ; આજ્ઞા, ઉપદેશ.
પરવિત્ત—સ. (विद् મેળવવું-નો ભૂ૦ કૃ૦) પારકાનો પૈસો-માલ. સમા૦ પ
સ્વપને—સ. (स्वप्न. स्वप् સૂવું) સમણામાં-વિચારમાં પણ, કદીએ.
દીજે ચિત્ત = મન લગાડીએ, લોભ-ઇચ્છા કરિયે.

૪૦—૧.પ્રકાશ—સ. (काश् ઝળકવું) પ્રકટીકરણ, ખુલાસો, ઉપદેશ; ખુલ્લી રીતે
ધ્યાન—સં. (ध्यै ઉંડો વિચાર કરવો.) વિચાર; મન.
સાક્ષાત—સ. (અક્ષાત. स સાથે-સામે, अक्षि આંખ.) પોતે, જાતે

૪૨. વાજિત્ર—સ (વદિત્ર-वद् બોલવું) વાજાં. [કર્મ૦; બહુ૦
નાનાપ્રકાર—સ (प्र જુદું, कृ કરવું) જૂદીજૂદી-ઘણીઘણી જાતનાં. સમા૦
વાડીમોઝાર = વાડીમાં-જ્યાં વિશ્વામિત્ર ઉતર્યાહતા.
આન્હિક—સ. (अहन् દિવસ-ઉપરથી) નિત્યકર્મ અચૂકપણે કરવાવાળા;
તેજસ્વી, તેજવાળા. [બ્રાહ્મણે નિત્ય સંધ્યાવંદનાદિક ધર્મક્રિયા કરવીજ
જોઇએ, અને તેમ કર્યાથી તેનામા કંઇ દૈવી તેજ વધેછે.]

૪૩. આશિષ—સ. = આશીર્વાદ, કલ્યાણવચન, દુઆ.
ગાધીસુત—સ. (गाधि० જન્હુરાજાના વંશજ ગાધિ તેનો છોકરો—
વિશ્વામિત્ર. [એ રાજર્ષિ છે.]'

સાષ્ટાંગ—સ. (स + अष्ट + अग) ભોયપર લાંબાછટ પડીને પ્રણામ-એવી
રીતે કે શરીરનાં આઠ અંગ ભોંયે અડકે. [એ આઠ અંગ તે-હાથની
હથેલીઓ, પગના બે પંજા ને બે ઘૂંટણ, છાતી અને કપાળ] સમા૦ મૂળે
અવ્ય૦, પણ ગુજરાતીમા-બહુ૦ લઇશકાય.

મંડળસંગ—સ. = પોતાની સભાસાથે.

૪૪ અદ્દભુત-રૂપ-પ્રકાશ—સ.'= અલૌકિક-દિવ્ય રૂપની પ્રત્યક્ષ મૂર્તિઓ.
૨. જોઇ અજાએબ થઇએ એવા રૂપાળા. સમા૦ ૫૦; કર્મ૦

(અધ્યાય ૩૩. ૪૪—૫૨.)

કિશોર કુમાર—સં. = કિશોર અવસ્થામા રાજપુત્રો. [જો૦ ૨૬—, ૩૧.]

૪૫. રહિતનિમેશ—સ. (૦મેષ. मिष પલક મારવી) આંખની પલક નહિ
એવી સ્થિતિમાં, એકી નજરે જોતા.

વિદેહ—સ. (विदेही.) વિદેહદેશના રાજા. ૨. દેહ—દેહનાં ભાનવિનાના.
(૨) નામે તો વિદેહી—વિદેહદેશના રાજા હતાજ. (સંસારી છતા જ્ઞાનવડે
જીવન્મુક્ત પણ હતા) અને રામલક્ષ્મણને જોઇ ખરેખરા વિદેહી—દેહનાં
ભાનવિનાના થયા—એવા રૂપમાં લીન થઇરયા શબ્દચ્છલત્વ છે.]

૪૬-૮. રૂપરતન—સ. (૦રત્ન. रम् પ્રે૦ ભેદે—રમાડવુ, ખુશ કરવુ.) રૂપના ભંડાર,
અતિશે રૂપાળા સમા૦ સ૦

રૂપ—સં (रूप् જોવુ) આકાર, માણસનો દેહ—અવતાર.
બૃહસ્પતિ—સ. = દેવોના ગુરુ—અંગિરાના પુત્ર. [એ અસ્ત્રશસ્ત્રાદિ સર્વ
વિદ્યામા એક્કા ને સભામા વાચાળ હતા बृहत् મોટા—દેવો; ૮ અથવા
ઉમાપતિ રમાપતિ—સ. = શિવ ને વિષ્ણુ. [વાણી—સરસ્વતી]
કામવસંત—સ. (જો૦ ૨૧. કોટિકામ)
મીનકેતન—સ. (૦केतन. मीन માછલું—मी નાશ કરવું, केतन ધજા, વાવટો—
कित् ધાકમા રાખવુ, જાણવુ) કામદેવ. સમા૦ બહુ૦ [એની ધજાપર
મચ્છનો આકાર છે માટે આ નામ]
(૪૮—૧ ક) એની ઉપર કરોડો કામદેવ ઓવારીનાખુ—કરોડો કામનું રૂપ
એકત્ર ધારીએ તોએ એની તોલે ન આવે (૪૬—૧) સર્વ સભાય—કે૦ પ્ર૦
nom. abs. ૪૭—૮ અલ૦ ઉત્પ્રેક્ષારૂપક

૪૯-૫૨. સ્નેહવચન—સ (स्निह् વાલ ઉપજવુ, वच બોલવુ) પ્રેમભર્યાં વેણ, જેપ-
રથી અંત કરણનો પ્રેમ જણાઇઆવે એવુ બોલવુ સમા૦ કર્મ૦; મધ્ય૦.

ધનશ્યામતનુ—સ (तन् વિસ્તારવુ) વાદળના રંગજેવુ શામળુ શરીર
છે એવા સમા૦ બહુ૦ [ધનુષબાણ.

ધનુ—સ. (धनुस्. धन् અવાજ કરવો, ફેકવુ) ધનુષ્ય, કમાન, કામઠુ,
ચરિત્ર—સ. (चर જવુ, ચાલવુ) વખાણવાજોગ કામ, જશ.
શોકાતુર—સ. (शुच् ધા૦) શોકેકરી દુખી સમા૦ તૃ૦
પણ—ત્ર્યંબકધનુષવિષેનો નીમ (જો૦ ૩૩)
(૪૯—૧) શુણી અને ત્યારે અન્યોની જરૂર નથી, અથવા ત્યારે = પછી
(૫૦-૨) જો૦ ૧ કોશિકમુન્ય. (૫૧-૨) અલં૦ વિરોધાભાસ—જેનો
ખુલાસો (૫૨—૧) મા મળશે

## અધ્યાય ૩૬. (૧—૬)

૧ કોટિકંદર્પસુંદર-શ્યામ—સં =કરોડ કામદેવસરખા રૂપાળા અને શ્યામ.
(દર્પ્ અહંકાર કરવો એમા કામ જાગે ત્યારે એકરીતનો અહંભાવ ઉપજેછે ) સમા० ૬૬, કોટિ—સુંદર-કર્મ०

પૂરણકામ—સં (પૂર્ણ०) પોતે ઇચ્છારહિત છતાં ભક્તોના કોડ પૂરવા વાળા,-અને વળી ખરેખરા કામદેવજ [આમા શ્લેષ-વાક્ચાતુર્ય છે ]

૨. સહીયર—સં (सखीवर- वर ઉત્તમ ) સમાણી કાઇ બેનપણી
અવધબિહારી—સં. (અવધિ० वि + हृ ખેલવુ ) અયોધ્યાના રાજકુંવર
બલિહારી = રૂપ પ્રતાપ જોતાં સુણતા જે મોહ ઉપજે તે, ફિદા થવુ તે
કિંકરી— સં. (किम् શું કંઇ, कृ કરવુ ) દાસી [ગમ્યા

૩. મારું માન્યુ એસું મન = મારું મન એની સાથે રાચ્યુ, મને એ મન
ત્રિભુવન—સં (भू થવુ ) ત્રણ લોક-સ્વર્ગ મૃત્યુ ને પાતાળ સમા० દ્વિગુ
ધન્ય—સં. (धन् શબ્દ કરવો વખાણવુ ) ભાગ્યશાળી, નસીબદાર, બધાને વખાણવાજોગ

સદન—સં (सद् જવુ, બેસવું ) ઘર, ભંડાર, ખજાનો
સૌભાગ્ય—સં = ભાગ્યશાળીપણુ, સારુ ભાગ્ય-દૈવ-નસીબ સદન
સૌભાગ્યનુ = ઘણીજ ભાગ્યશાળી-નસીબદાર

૪. પોંચે = પૂરા પડે, પાર પડે, બરઆવે
કોડ = હોસ, ઇચ્છાનો મલાવડો, ઉમેદ
કામ કરોડ—(જો० ૧ કોટિકંદર્પ० )
ચૌદભુવન- સં (चतुर्दशभुवन भू થવું ) ચૌદલોક-સાત ઉપના ને સાત નીચલા સમા० દ્વિગુ [સાત ઉપલા તે-ભૂ-ભુવર્-સ્વર્-મહર્ જન તપો-સત્યલોક સાત નીચલા—પાતાળ તે—અતળ, વિતળ, સુતળ મહાતળ, રસાતળ, તળાતળ, ને પાતાળ ]

૫-૬. શરાસન—સં. (शर બાણ-शॄ ઘા કરવો, आसन બેઠક—आस ધા० ) ધનુષ-ચ્યમકધનુષ (જો० અધ્યાય० ૩૩ ૩૩ પણ )

કઠોર—સં (कठ् પીડવુ ) કઠણ, ભારે [શરીર-રામ સમા० બહુ०
શામગ્રાત—સં (श्यामलगात्र गात्र-જવાનુ સાધન, गम् ધા० ) શ્યામ
દેહપાત—સં (दिह् વધારવુ, पत् ધા० પ્રે० લેદે ) શરીર પાડવુ, આપઘાત

(અધ્યાય૦ ૩૬. ૬—૧૩)

કઠણ—સ. ( कठिन-कठ् પીડવુ ) દુર્ઘટ, અઘરૂં, કપરું, પળી ન શકે એવુ.
તાત—સં. ( तन् વિસ્તારવુ ) મારે બાપે

(૨-ખ) કારણ કે એના કારણથી રામને વરવામા હરકત આવી પડીછે

૭-૮. નિરદે—સ ( निर्दय दय् ધા૦ ) દયાવગરનો, કઠણહૈયાનો. સમા૦ બહુ૦
પરિતાપ—સ. ( परि ચોતરફ, तप् તપવું ) અતિશે દુઃખ, ખેદ, બળાપો.
જનકને—સં. ( जन् પ્રે૦ એટે-ઉત્પન્ન કરવુ ) મારા બાપને-પેલા જનકને.
[ તિરસ્કાર બતાવવાને નામ દઇ બોલવાનો ચાલ છે ] [ વવાનુ.
શુભકાજ —સ. (०कार्य.) સારુ કામ-તમારી પુત્રીને-મને રામજેડે પરણા-
પુત્રી—સં ( पुत् એ નામનુ નરક, त्रै રક્ષણ કરવુ ) છોકરી [ બાપની પાછળ શ્રાદ્ધ સારી પિંડદાન છોકરો કરે તો બાપ નરકે જતો બચે—માટે પુત્ર, અને પુત્ર શબ્દનુ સ્ત્રીલિંગ પુત્રી, બાકી છોકરીથી બાપ તરે નહિ એમ તો ખરુંજ કે છોકરીના છોકરાને પિંડનો અધિકાર અને તેથી માતામહ-માના બાપનો છુટકારો થાય ]
મનસાથે વર્યાં = પોતાના મનથી તો એ રામને પરણીચૂકીછે-એને મૂકી બીજાને પરણનાર નથી

૯. આરતવાન—સ. = ઓરિયા વાળા, કોડીલા, હોસીલા-પણ તે હોસ પૂરી-પડવામા ભારે વાધો આવીપડેલો તેથી દુખિયા [आर्ति०-आर्ति પીડા અને वान् વાળા, વળી મને આપ્રમાણે લાગેછે-આર્તિ-ગુજરાતીમા આરત થઇ ઓરિયો-કોડ એ અર્થ પ્રયોગ થયો, એટલે બન્યો રૂપનો ભાસ આરતમા રયો. કઇવાર એમ તો બનેછેજ કે શબ્દરૂપકરતા તે શબ્દના સ્વરૂપ-રૂપાંતરમા કઇ વિશેષ અર્થરસ રેછે मग्न-મગન, लग्न લગન, स्नान-
સાને = શાનેમાટે, શુ કામ, શુ કરવા. [ સનાન હનાન ]

૧૧ વિશાળ—સ. = લાંબા, મોટા.
આકૃતિ—સં = આકાર, શિકલ [ આકૃતિ શબ્દમા શ્લેષ અલંકાર લઇ એકીવેળા બે અર્થ કરવામા ઝાઝો બાધ નથી—આકૃતિ શિકલ-બાહુ નેત્ર વિશાળ એની, અને આ કૃતિ આ પરાક્રમના કામો—મારી તાડિકા ઇ૦, (૧-ખ) મોતનો દેવ જે જમ તેનો પણ નાશકરનાર-તે નાશ પામે ત્યારપછી પણ રેનાર—એ તો અનાદિ અનંત સાક્ષાત્ પરમેશ્વર છે એ તો મહા સમર્થ છે [ काल = વખત લઇને પણ આખરનો અર્થ એ થાય ] , .

૧૩. ત્ર્યંબક—સં ( त्रि ત્રણ, अंबक આંખ ) શિવનું ધનુષ. સમા૦ બહુ૦

(અધ્યાય ૩૬. ૧૩—૧૭.)

[પરશુરામને આપેલું ને તેણે જનકને આપેલું આ પ્રસંગને માટેજ. જો૦ અધ્યાય૦ ૩૩-૩૩. શિવનું એક નામ ત્ર્યંબક છે; અને શિવનું ધનુષ માટે [તે પણ ત્ર્યંબક.]

તોડશે—(સં. त्रुट् પ્રે૦ ભેદે.) ભાંગશે.

સંદેહ—સ. (सम् + दिह धा०) વ્હેમ, શક, ઢચુપચુ.

બપૈયો = ચાતકપક્ષી. (કહે છે કે એને ગળે કાણું છે તેથી તે હમેશાં તરસ્યો રહે, વરસાદ આવે ત્યારેજ એની તરસ મટે. આ ઉપરથી વરસાદ અને ચાતકનો સબંધ આશકમાશુકનાં વર્ણનમા ગવાય છે.]

નેહ—સં. (स्नेह. स्निह् धा०) પ્રેમ, વ્હાલ.

(૨) અલં૦ ઉપમા

૧૪. સકળ પુરજંન —નં. (०जन. स સાથે, कल ભાન; पृ ભરવું; जन् પેદા થવું.) શેહેરના સઘળા લોકો. પુરજન-समा० स०.

દશરથતન—સ. (०तन.) રામ.

પંચ—સ. = જેને કોઇનો પક્ષ નહિ એવા ત્રાહિત માણસ. [કોઇ કજિયાના નિવેડાનેસારુ મૂળ પાંચજણ નીમવાનો રિવાજ હશે.]

(૨) પંચ કહે તે વચન સાચું થાય-તેપ્રમાણે બને, નક્કી બને તેમાં ફેર નહિ.

૧૫. લઘુ—સ. (लघ् ધટવું) નાનું, નજીવું, નમળું, હલકું.

તેજવંત—સં. (तिज् અણી-ધાર કાઢવી.) પ્રતાપી, પરાક્રમી.

સૂક્ષ્મજંત—સ. (सूक्ष्मजंतु ; નાનોસરખો, નાની ઉમ્મરનો.

મદગળ —સ. (मदकल. मद् મસ્ત થવું, कल् શબ્દ કરવો.) જેનાં ગંડસ્થળ-માથાંના ઉપલા કાનની પાસેના ભાગમાંથી મદ-ઉન્મત્ત થયેથી છૂટતું પરસેવાનું ઝરણ વહે એવો હાથી. [મસ્તીમાં ચીસ પાડે માટે આ નામ.] અલં૦ દષ્ટાંતરૂપક; પાછલે ભાગે ઉપમાનો ભાસ પડેછે.

૧૬. હળવું—સ. (लघुक. જો૦ શામ૦ ૫૮. હળવા) નાનું, હલકું.

(૨-૬, જો૦ અધ્યા૦ ૩૩—૩૩. વિનવે વિધિ ને ત્રિપુરાર.)

૧૭. પ્રચંડ—સ. (प्र પણ, चण्ड ઉગ્ર, ગરમ.) મોટું ડરામણું.

અથાત—સ. (अगाध. गाध તળિયું, गाह् માપવું, ઉંડાઇલેવી.) અતિશે બેહદ; જેનું વજન કહી કે ધારી ન શકાય એવું, અતોલ ભારે [ધનુષનું વિ૦ હોય તો.]

આંશુપાત—સં. (अश्रु-अश् પસરવું; पत् પડવું.) આંશુ પાડવાં તે, રડવું.

હરજો—સં. ह धा०) લઇલેજો, હની કરજો.

ગૌરવતા—સ. (गुरु મોટું, ભારે-ઉપરથી.) મોટાપણું; ભાર. [ધનુષને.

(અધ્યાય ૩૬ ૧૭—૨૧ અધ્યાય ૨૯ ૧—)

હલકું કરવા પાર્વતીને વિનવે છે, કારણકે ધનુષ શિવનુ એટલે બીજા કોઇની સકિ નહીં પાર્વતીને વિનવી પછી સીતા રામની સ્તુતિ કરેછે ]

૧૮. સચ્ચિદાનંદ—સ. ( સત્ નિત્ય-કહિ મટે કે ઘટે નહિ એવુ, ચિત્ ચૈતન્ય-પ્રકાશ-જ્ઞાન આનદ હરખ, સુખ.) બ્રહ્મ, નિત્યજ્ઞાનસુખમય, હમેશના જ્ઞાનમા મગ્ન-ડૂબેલો, જ્ઞાનમય ઇશ્વર સમા૦ બહુ૦ અથવા દ્વ૬

અવિનાશી—સ. (નશ્ ધા૦) ઇશ્વર જેને નાશ નથી સમા૦ બહુ૦ ; નપ૦

રખે—અવ્ય૦ (સ. રક્ષય-રક્ષ્ બચાવવુ ) સભાલજે, ધ્યાનમા રાખજે-કદાપિ, કોણ જાણે. રખે ભૂલી જતા = મને બીક છે કે કદાચ ભૂલી-જાઓ, પણ એમ નહિ કરશો એવી મારી આજીજી છે.

૧૯ તમ અરથે—સં ( अर्थ હેતુ, કારણ ) તમારે કારણ, તમને મળવા-વરવા

ધર્મધોરિંધર—સ ( ०धुर०—જો૦ દયા૦ પદ૦ ૫-૩ )

૨૦. શોચે—(સ शुच् ધા૦) શોચના-ચિંતા કરેછે

સ્તુતિ—સં. ( स्तु વખાણ કરવા ) વિનતિ, કાલાવાલા

દીનવચંન—સ. ( ०वचन-दीन હલકું, ગરીબ-દી ઘટવુ નો ભૂ૦ કૃ૦, वच् બોલવું ) ગરીબાઇ-નમનતાના બોલથી સમા૦ કર્મ૦

અંતરજામી—સ ( જો૦ પ્રેમા૦ ઉખળા૦ ૩ )

જુગજીવંન—સં. ( जगज्जीवन. ) જગતના પ્રાણ, જેવડે જગત્ છે તે

૨૧. જનકતનયાય -સં ( ०तनया तन શરીર, या જવુ, ઉપજવુ ) જનકની

શ્રોતાજન—સ ( श्रु ધા૦) સાભળનાર, વાચનાર [ છોકરી-સીતા.

## અધ્યાય ૨૯.

[અહલ્યા એ બ્રહ્માની પુત્રી ને ગૌતમ રુષિની સ્ત્રી એ પાચ સતીઓમાની એક છે—અહલ્યા, તારા, દ્રૌપદી સીતા ને મદોદરી એ ઘણી રૂપાળી માટે એના લગનવખત ઇંદ્રાદિક દેવોને એને પરણવાની લાલુતા હતી કોઇનું નહિ વળતા ગૌતમ પરણ્યા તે દ્વ્રેપ મનમા રાખી ઇંદ્રે એક દિવસ એની સાથે છળ કર્યું રુષિએ અહલ્યાને શાપી કે તું શલ્યા થઇને પડજે, પણ પછી ઘણા કાલાવાલા કરવાથી રુષિએ અનુગ્રહ કર્યો કે—રામચંદ્ર જનકને ત્યા સ્વયવરમા જશે તેવેળા તેના ચરણની રજથી તારો ઉદ્ધાર થશે, અને તેમ થયું માટે તે રામની સ્તુતિ કરેછે ]

૧ કરુણાધામ—સ. ( धाम ઘર, ઠેકાણુ धा રાખવુ ) દયાના ભડાર, પૂર્ણદયાળુ

દશરથનંદન—સં ( नन्द् આનદ પામવુ-પ્રે૦ બેદે ) દશરથરાજાના પુત્ર

[એના રથની ગતિ આઠદિશા અને સ્વર્ગ તથા પાતાળમાં હતી માટે દશરથ નામ ]

(અધ્યાય ૨૯ ૧—૩.)

તવ—સ. = તારૂં.

મન અભિરામ—સ (अभि સવળે, रम्-પ્રે૦ ભેદ) ભક્તનાં મનને રમવાની અને વિલાસ કરવાની ને વિશ્રામ પામવાની જગા; મનને આનંદ આપનારી વસ્તુ .સમા૦ ચ૦.

સુરમુનિવંદન—સ. (सुर् દેવી શક્તિ હોવી; मन् ધ્યાન ધરવું; वद નમવું) દેવ મુનિ સૌ જેને નમી આગધે એવા. [ જોગ.

૨. જગતગુરુ—સ (जगद्गुरु.) જગતને પૂજ્ય, જગતે નમવા ને આરાધવા

વિશ્વંભર—સ. (विश વ્યાપવું; भृ પોષવું) જગતનું ભરણપોષણ કરનાર. સમા૦ દ્વિ૦. [વિભક્તિનો પ્રત્યય કાયમ છે] [હદમાં રાખનાર.

જગનાયક—સં (जगन्नायक. नी દોરવવું) જગત્‌ને ચલાવનાર-નિયમમાં-

સ્મરારિમિત્ર—સ. (स्मृ યાદ કરવું-યાદ કર્યાથી જાગેછે માટે; अरि-ऋ જવું-સામે, मिद् પોચા થવું-અંતઃકરણનું) સ્મર-કામદેવના શત્રુ મહાદેવ તેના મિત્ર.

[એકસમે શિવપાર્વતી ચોપટ ખેલતા ખેલતા રકઝક થયાથી રિસાઇને ઉઠી ગયા ને પછી બેઉએ ઉગ્રતપ કરવામાંડ્યું એ તપથી પ્રલયાગ્નિ ઉત્પન્ન થયો ને દેવતાઓ ગભરાયા દેવોએ શિવને કહ્યું કે તમે પાર્વતીને પાછાં બોલાવો. શિવે કહ્યું હું તો નહિ બોલાવું તેની ઇચ્છા હોય તો આવે પછી ગંગાએ પાર્વતીને સમજાવ્યાઉપરથી તે ભિલડીને વેષે શિવ હતા ત્યા આવ્યા ઈંદ્રે કામને આગળથી કહીરાખ્યુંહતું કે પાર્વતી ભિલડી થઇ આવે એટલે વારે શિવને તારું બાણ મારવું કામે તેમ કર્યું ને શિવ મોહિત થયા અને પછી પાર્વતી પોતાને રૂપે પ્રગટ થયાં પરંતુ શિવે કામના ઉપર ક્રોધ કરી તેને પોતાની ત્રીજી આંખના અગ્નિથી બાળી નાખ્યો-પાછળથી કામની સ્ત્રી રતિએ વિનવ્યા ત્યારે શિવે અનુગ્રહ કરેલો છે]

ચરિત્ર ચિત્રવિચિત્ર—સ चर् વર્તવું, चित्र् રંગવું તરેહતરેહની ઢબ-છબ રાખનાર, જૂદેજૂદે રૂપે ભાસી જૂદા જૂદા કામવેપાર કરનાર.

જનસુખદાયક—સ. (दा આપવું) માણસોને સુખ આપનાર. સમા૦ચ૦

૧. પરાત્પર—સ. (पर બીજું, આઘેનું, મોટું) આઘેમા આઘે; મોટામાં મોટો સમા૦ પ૦-પ્રત્યય કાયમ છે.

પરિબ્રહ્મ—સ. (पर બૃહ્ વધવું વિસ્તાર પામવું૦બહુરૂપે થવું) ઇશ્વર જ્ઞાન-બ્રહ્મથકી પણ અળગો. સમા૦ કર્મ૦.

પૂરણ—સ. (पर्ण-पृ ધા૦ નો ભૂ૦કૃ૦) પૂરેપૂરો. ૨. ભરેલો સઘળે ગુણે. ૩. સઘળે ભરેલો-વ્યાપીરહેલો.

( અધ્યા૦ ૧૯. ૩—૫ )

**સગુણ-અવ્યય**—સ. = આકાર રંગ ઇત્યાદિ ગુણવાળો છતાં એ ગુણે રહિત એટલે અવિકારી-જેમાં કઇ ફેર પડે નહિ એવો-જેવોનેતેવો સમા૦ સગુણ, નિર્ગુણ, અવ્યય-બહુ૦. અલં૦ વિરોધાભાસ

**ચર-વ્યાપક**—સ. (चर् ખસવુ, जीव् જીવવુ, वि + आप् બધે હોવુ) જીવો ગતિવાળા-માણસ પશુ પક્ષી ઇ૦, અને ગતિવિનાના-ઝાડ વગેરેના શરીરમા પસરીરયલો. સમા૦ ચરઅચર-દ્વદ્વ, કાયવ્યાપક-સ૦

**એક**—સ. = ઘણા નહિ, અવ્યય, અવિકારી, સર્વ સર્વદા એકસરખો-જેવોનોતેવો.

**અજિત**—સ. (जि ધા૦ ના ભૂ૦ કૃ૦ जित) જિતાયલો-ગુણકર્મ ઇ૦ ને વશ થયલો નહિ; ન્યારો, અળગો સમા૦ નય૦

**અનામય**—સ (अन् નહિ, आमय વિકાર.) વિકારરહિત સમા૦ બહુ૦.

**નિગમઅગમ**—સ (नि નિશ્ચયપણે, गम् જવુ) નિગમ-ઇશ્વરનુ ખરું સ્વરૂપ જાણવાનુ સાધન જે વેદ તેને પણ અગમ, એટલે તે પણ જેનુ સ્વરૂપ આવુ એમ નક્કીપણે કહીશકતા નથી-નેતિ નેતિ કહીને વિરામ પામે છે સમા૦ ૫૦; ચ૦

**કારણ-તન**—સ. (रहित-रह् તજવુ નો ભૂ૦ કૃ૦) અનાદિ, સ્વયંભૂ, જેને કોઇએ ઉત્પન્ન કર્યો નથી એવો, અને તેછતા કૌશલ્યાનો છોકરો અલં૦ વિરોધાભાસ કારણરહિત-સમા૦ તૃ૦ [કારણ જેમાથી કે જેથી કઇ ઉપજે તે કારણ અને જે ઉપજે તે કાર્ય કુંભારે ઘડો બનાવ્યો-એમા કુંભાર કારણ અને ઘડો કાર્ય ]

**અખંડ**—સ (खड ભાગવુ) જેના દેશકાળેકરી વિભાગ નથી એટલે જે સર્વત્ર સર્વકાળ વ્યાપીરયલો છે સમા૦ નય૦ અથવા-બહુ૦ [દેશનો વિચાર કરતા બહુ૦, અને કાળનો વિચાર કરતા નય૦ કેવુ સારુ લાગેછે ]

**અજ**—સ (जन् ધા૦) જે પેદાથયો નથી પણ છેજ સમા૦ નય૦

**ચૈતન્યસાક્ષી**—સ (चित् જાણવુ स સાથે अक्ष ઇંદ્રી) જ્ઞાનસ્વરૂપે માણસનાં અંત કરણમા વસી તેની સારીનરતી વૃત્તિ જોનાર સમા૦ કર્મ૦

**ચિદ્‍ઘન**—સ (चित् ज्ञान, घन સ્વરૂપ ૨ પૂર્ણ) જ્ઞાન એજ જેનું સ્વરૂપ છે એવો. ૨ જ્ઞાને ભરપૂર-જ્ઞાનમય સમા૦ બહુ૦ ૨ તૃ૦

૮. **શાપમોચન**—સ (शाप् સમખાવા मुच् છોડવુ) શાપથી છોડવનારૂ. શાપ = માઠુ થાઓ એવુ કેવુ કે ઇચ્છવુ, બદદુવા

(અધ્યા૦ ૨૯ ૬—૭.)

કમળલોચન—સ. (कम् પાણીને, ळल શોભાવવું; लुच् જોવું) કમળજેવી આંખ જેની એવા. સમા૦ બહુ૦

ભક્તવત્સલ—સ. (वत्स છોકરું) ભક્ત જેને પોતાના એવા. સમા૦ સ૦

ભવરોગ—સ. (भू થવું — બન્માલા થવું) સંસાર એજ કોઇ રોગ-ઉપાધિ. સમા૦ કર્મ૦ અલં૦ રૂપક શરણ—વૈદ્ય = શરણે આવનાર પ્રાણીને મોક્ષ આપનાર સમા૦ શરણુજન-સ૦,-ભવરોગ-ષ૦,-વૈદ્ય-ચ૦

કૃપાલય—સ (જો૦ ૧ કરુણાધામ)

કાનન—સ (कन् ઇચ્છવું) કુંજ, વેલીઓથી છવાઇરહેલી સુંદર જગા. મિત્ર—રવિ = ભક્તોના કુળરૂપી જે કુંજ તેમાં ઉગેલા કમળને-ભક્તજનોને સૂરજરૂપ અથવા-ભક્તના સમુદાયરૂપી જે કુંજના કમળ તેને સૂરજરૂપ સૂરજ કમળને ખિલવી તેની સુવાસ ફેલાવે, તેમ તું ભક્તોને સુખઆનંદમાં રાખી તેની કીર્તિ પમાડેછે અલં૦ રૂપક સમા૦ મિત્રકુળ-ષ૦,-કાનન-કર્મ૦, કમળ-સ૦, રવિ-ચ૦ અથવા ૨ મિત્રકુળ-ષ૦; કાનનકમળ—સ૦, મિત્ર-કમળ-કર્મ૦

ચતુર—ધારય—સ. = ચાર પ્રકારના શરીર ધારણકરનાર સમા૦ દ્વિ૦. [ચતુર્વિધવપુ તે કિયા? અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ અને જરાયુજ?]

અવતાર—સ્થાપન—સ (अव + तॄ નીચે ઉતરવું, स्थापय् સ્થિર કરવું) અવતાર એટલે મચ્છકચ્છાદિરૂપે ઇશ્વરનું સૃષ્ટિમાં આવવું તેનું કારણ-જે અવતાર લેનાર, અને ધર્મનું પ્રતિપાદન-પાછો સ્થિર કરીઆપનાર ૨ પ્રાણીઓને અવતાર આપનાર અને ધર્મનું ઇ૦ અથવા વળી-ધર્મનું સ્થાપન કરવાનેમાટે અવતાર લેનાર

દુષ્ટદનુજવિદારય—સ (दुष्—दुष् ખરાબ થવું નો ભૂ૦ કૃ૦, दनु એ દૈત્યજાતિની મા દક્ષની પુત્રી ને કશ્યપની સ્ત્રી, दॄ ચીરવું) પાપી દૈત્યોને રોળીરોળીને [મારનાર. સમા૦ દ્વિ૦

૭ યજ્ઞપાળ—સ (જો૦ ૧ કૌશિકમુન્ય) કૃત—દૂષણ—તાડિકા ખરદૂષણ ઇ૦ દૈત્યોનો નાશ કર્યો તે

કર—ધનુષ = જેના હાથમાં કદી નિશાન ચૂકે નહિ એવું બાણ, ભાથો-તીર રાખવાની કોથળી અને ધનુષ છે (अमाघ અચૂક, આનંદ—मुद् મન

નમામિ—સ (नम् धा०) હું નમુંછું [થમવું, निषग सज् ભેટવું]

રવિકુળભૂષણ—સ —સૂર્યવંશને અલંકારરૂપ દીપાવનાર અલં૦ રૂપક. [ક્ષત્રિયોના બે મુખ્ય કુળ—સૂર્યવંશ અને ચંદ્રવંશ) રઘુકુળ જેમાં રામ અવતર્યા તે સૂર્યવંશ છે]

(અધ્યા० २८ ८—९) (પદ १ १—)

८. બ્રહ્માંડનાયક—सं = આખી સૃટિને દોરનાર દદમા રાખનાર
ભુનન—સદગતિ = ભુવન સુદર દાનકૃત, અને-કૃત મમ સદગતિ = સારી દુનિયા આપી દાનમા જેણે ભક્તને (જેમ શામ० ), અને નને ટાલ્યા ટાળી જેણે પાછી અહલ્યા કરી
શિવ-મરાળ—स = શિવના અંત કરણરૂપી જે માનમરોવર તેમા વસનારા રાજહંસ-શિવ નિરતર જેનુ ધ્યાન ધરેછે એવા માનસ માન સરોવર હિમાલયમા, मराल-રાતા પગ ને રાતી ચાંચનો હંસ-રાજહંસ, समा० શિવહૃદય-१०,-માનસ કર્મ०,-મનાળ स० अलं० ३૫૮
રમાપતિ—स (रम् જેમ ભેદે રમાડવુ ) લક્ષ્મીના સ્વામી-વિ ષ્ણુ
९ મુનિપત્નીકૃત—स (मन् ધ્યાન ધરવુ, पा રક્ષવુ ) ગૌતમ ઋષિની સ્ત્રી અહલ્યાએ કરેલી समा० त०
સ્તોત્ર—स (स्तु વખાણ કરવા ) સ્તુતિ, પ્રાર્થના, બદગી
પાવન—स (पू धा० ) પવિત્ર કરનાર
જપે—(सं जप् બોલવુ મનમા ) ભણે, વાચે
ધન્ય—स (धन् વખાણવુ ) ભાગ્યશાળી, નસીબદાર
ભૂતળ—स = પૃથ્વીની સપાટી-પૃથ્વીપર
મોક્ષ—स (मुच छोडवु ) મુક્તિ, જન્મમરણથી છુટકારો
સર્વદા—स = હમેશ, નિશ્ચે, નક્કી
(२) તે સસારમા ભાગ્યવાન થઇ ભાતભાતના વૈભવ ભોગની અંતે લોકોની ના વાહવાથે મોક્ષ પામે નિશ્ચે મોક્ષ પામે

---

## मीरांभक्त

### પદ १.

१ તરણુ—स (तृण तृण ચરવુ ) ઘાસનુ તખલુ, કઇ નજીવી ચીજ—
ડુંગર પાડ, કોઇ મોટી ચીજ અહિયા ઇશ્વર [અહિયા જીવ] દુપદ
અજાજુથ—स (व्यूथ) બકરાનુ ટોળુ २ માયાનુ દળ લશ્કર—ઇંદ્રિયો કામક્રોધાદિક
કસ્તૂરી—स (कस् જવુ પસરવુ ) તીક્ષ્ણ સુગધ આપતી કાળાશપડતી ભૂરી ચીકણીવસ્તુ [એ કસ્તૂરીમૃગની દૂટી ટી પાસેની કોથળીમાથી નિકળેછે ]

(પદ ૧. ૧—૪.)

મૃગરાજેન—સં (ওરાજ. મૃગ્ શિકાર કરવો; राज् તેજ મારવું ) કસ્તૂરી-
કાઇ—સં. (काष् દીપવુ ) લાકડાં, ઇંધણાં. [મૃગમાં.
હુતાશન—સ (ওগન હુત હોમેલુ-બળિ, अशन ખોરાક-अश् ધા૦)
અગ્નિ, દેવતા સમા૦ બહુ૦ [દેવાને પોચાડવાનું બળિ અગ્નિમાં
દધિ—સ. (दध् રાખવુ, આપવુ ) દહીં. [હોમાયછે માટે આ નામ.]
ઘૃત—સં (घृ ગાળવુ, સત્વ કાઢવુ-નો ભૂ૦ કૃ૦) ઘી.
વસ્તુ—સ. (वस् રહેવુ ) મૂળપદાર્થ, પરિબ્રહ્મ [હાલ સાકાર ચીજને વસ્તુ
કહે છે તે એ શબ્દના મૂળઅર્થથી ઉલટું છે]
ઘાસના તખલાપાછળ પર્વત પડ્યોહોય અને તેને કોઇ જોઇશકે નહિ,
જેમ બકરાના ટોળામા મોટો સિંહ ભરાઇને ગર્જના કરે ને કોઇ જાણે
નહિ કે કા છે! વળી જેમ ઇત્યાદિ, એમ પરિબ્રહ્મ માયાના પડદાને-
લીધે અદૃશ્ય છે, પણ તે પાસેજ હોયછે. અલ૦ વિરોધાભાસ-દૃષ્ટાંત.
[આપેલા દૃષ્ટાંતોમાના પેલા બે અસંભવિતજેવા કેવળ દૃષ્ટાંતરૂપ છે.
બાકીના વસ્તુત. ખરા પણ ઉપરથી અસંભવિત જણાતા છે]

૨. અગમખેલ—સ. (अगम्यखेलन-गम् જવુ, खेल् હાલવુચાલવુ-રમવુ )
જ્યા મનઇંદ્રિયાદિકની પોંચ નહિ એવી વસ્તુ જે બ્રહ્મ તેની રચના-
સંસારનો પસારો. ૨. ન સમજાય એવો અટપટો ખેલ. સમા૦ ષ૦
ગમ—સ. (गम् જવુ-મને ) પોચ, સૂજ, સમજ [૨. કર્મ૦.
વિસ્તાર—સં. (वि + स्तृ ફેલાવવુ ) ફેલાવો, પ્રોચ
વાણી-વિ૦ = જેનું વર્ણન કરવાને વાણીના પણ આશરા નથી.
(૧-૬) આ જગત્ તે બ્રહ્મજ વિસ્તાર પામેલોછે, એટલે બ્રહ્મ ને જીવ-ધ્યેય
ને ધ્યાતા-જાણવાનુ ને જાણનાર એ જૂદી વસ્તુજ નથી તો કોણે કોને
ઉપદેશ કરવો? (૩) એક જગા-વિષય એવો છે કે ત્યાં વાણી તો શું
પણ બુદ્ધિનો પ્રવેશ થવો કઠણ-તેપણ હારીબેસેછે]

૩. ગતિ—સ. (गम् જવુ ) પ્રવેશ, પોચ. [૨૯-૪, ૩)
અવિનાશી, અખંડ, સચરાચર, પૂરણ—(શ્લો૦ ગિર૦ ૩૬-૧૮,)
રચ્યાં—(સ रच् ધા૦ ) ગોઠવ્યા, વિસ્તાર્યાં, બનાવ્યા.
અણુમાત્ર—સ (अण् સહોચાવુ, मा માપવુ ) લગારપણ, તલભાર.
(૧) મનપવન—મન અને પવન, અથવા મનરૂપી પવન. શ્લો૦ પદ ૪-૪.
(૨) સચરાચર-સજીવ ને નિર્જીવ વસ્તુમા-સઘળેજ અવ્ય૦

૪. કૃપા કરી = દયાળુ થઇ તત્વબોધ કીધો.
સાર્યો – બતેલું પોતાનીપેઠે વગરમાગ્યે

(પદ ૧—૪ પદ ૨. ૧—૩.)

**પ્રકાશ**—વિ૦—સ (काश् દીપવુ) પ્રત્યક્ષ, પ્રગટ, ખુલ્લા
**શાં શાં** = કેવાં કેવાં-સાધન
**દાડી** = પ્રયાસ દેહદમન કરી.
**તુંહી તુંહી** = તુંજ હે પરબ્રહ્મ ઇશ્વર તુંજ.

પદ ૨.

૧. **તુંહી તુંહી બોલે** = હુ હું એવુ શરીરનું અભિમાન ધરે
**સુપનાજેવું** = સમણાસરખુ, ખોટું ને ક્ષણિક, છેછે ને નથી એવુ. (स. स्वप्न-स्वप् ઉંઘવું)
**અચાનક**—અવ્ય૦ हिं = અચ્સ્માત, એકાએક, ઓચિંતું.
**વળીજશે** = અને જશે. ૨. ઉડીજશે.
**જેમ-પાણી** = કાગળને પાણી અડક્યુ કે તે નાશ પામેછે, અથવા કાગળમાં ભરેલું પાણી ટકે નહિ તેમ
**કાયાવાડી**—સ. (०वाटी-टिका વટ ઘેરીને ચોતરફથી ઘેરવુ) શરીર એજ કોઇ વાડી. समा० કર્મ૦. અલ૦ રૂપક. કા૦ કરમાશે = અવયવો શિથળ થઇ શરીર નાશ પામશે. (લક્ષણા)
**ધૂળધાણી** = ખરાબખાસ્તા, ખેદાનમેદાન, ફ્લેમુકામ, છેક પાયમાલ. [ધૂલિ, અને ધાના = સેકેલુ અનાજ-ધૂળમા ધાણી બળે તેવુ] समा० મધ્ય૦
**મિથ્યા**—અવ્ય૦ सं = અમથુ, નકામુ
अल० (૧-૨) ઉપમા (૩-૪.) દૃષ્ટાંત.
૨. **કુપ્પો**—સ. (कुतुप.) તેલ વગેરે ભરવાનુ ચામડાનુ ઠામ; વાસણ.
**વણસતાં**—(सं. वि + नश धा०) નાશ પામતાં.
**ફૂલ્યા ફરવું** = અભિમાન ધરવુ, તોર રાખવો [શામ૦ ૨૬-૨]
अलं० (૧) રૂપક. (૩) રૂપક-શરીરરૂપી ઘરમા જીવ એ દીવો છે. [જો૦
૩. **જાયું**—सं. (जात-जन् ધા૦ નો ભૂ૦ કૃ૦) ઉપજ્યુ, પેદાથયુ
**જાવાનું** = જવાનુ, જનાર છે, જશે-નાશ પામશે. [ભવિષ્યકૃદંત-નિશ્ચયાર્થે.]
**ઉધારો**—स. (उद्धार, વ્યાજ વગરનુ દેવુ उत् ઉંચે, એકમેર, धृ મૂકવુ) વાયદો, ફાંફાં. ઊગરવાનો ઉધારો = બચવાનાં ફાંફાં-બચનાર નથીજ.
**મારો**—(सं. मृ મરવુ) માર, ભય, બીક, આફત.
**મેલ**—स. (महालयं-आलय ઘર) ઘણું મોટું ભભકાદાર મકાન.
આશાનો મેલ-આશા એજ કોઇ મેલ. અલ૦ રૂપક.

(પદ ૨. ૩—૪. પદ ૩. ૧—૩.)

કાચું—સં. (कपण વગરપાકેલું.) થોડી વારનું; નબળું; નામોથીભરેલ
કારભારું=મોટું આબરુનું કામ.(फा. कारोबार;स. कार्यभार)=ખમ—જવાબદારી
(૩) તારે ઉમેદ તો મોટી મોક્ષ પામવાની અને તારી કરણી તો આ
નીચી અઘટતી-માયાનું દાસપણું કરવાની-તે કેમ સંઘ કાશી જવાનો
[કારભારું—વક્રોક્તિમાં વાપર્યો જણાયછે.] (૧) લખું-જવાનું અલં૦ ૫મ:

૪. પરમારથ —(જો૦ શા૦ ૩૨.)
વિશ્રામ—સં. (वि+श्रम् ધા૦) આરામ; આરામ મળવાની જગા. (લક્ષણા
ધરાધરથી કોઇ=શેષનાગથી આરભીને કોઇપણ, શેષનાગ નહિ તે
બીજું કોણ. (धरा પૃથ્વી, धृ ઉચકી રાખવું.) ધરાધર. સમા૦ દ્વિ૦
અલં૦ (૧—૩) અનુપ્રાસ.

પદ ૩.

૧. સંત—સં. (अस् હોવું.) પવિત્ર-સાધુ પુરુષ; જ્ઞાની માણસ.
ઘરધંધે—(गृह-स. धंधा-हि.) ઘરકામમાં, સંસારી ખટપટમાં.
ધાયો— (सं. प्र-धाव् ધા૦) દોડ્યો, ગુંથાયો, મચ્યોરહ્યો.
બાજી— फा. = ખેલ, રમત.
નાવે—स. (नौ.) હોડીવડે.
તરવા બેઠો = પાર જવા તૈયાર થયો—થાયછે—મથેછે.
(૫) લક્ષચોરાશી ફરતાં ફરતાં માણસનો અવતાર પામ્યો ત્યારે
ખાતરીસરખું લાગ્યું કે હવે ભજન કરી મુક્ત થશે, પણ તેમ ન કર્યું.
એટલે જન્મમરણ હાજર રહ્યાં; સંસારસાગર તરવાસારુ ઇશ્વરનાં
નામરૂપી હોડી તે છોડી માયાનું સેવન કીધું, એ તો ડૂબવાની નિશાની
શ્લો૦ (૩—૪) નિદર્શના; (૫) રૂપક.

૨. એરણ = સોની લુહાર વગેરે લોક જેઉપર હથોડા મારી ઘાટ ઘડેછે તે
વૈમાન—स. (वि० वि આકાશ, मा માપવું.) આકાશમાં ઊડે એવું એક
વાહન, બલુન. આવે વૈમાન - સ્વર્ગે જવાય. [ધર્મી મરે તેને સ્વર્ગે
લઇજવા દેવો વિમાન મોકલેછે, એ વિચાર.]
(૨) આખો અવતાર પાપમાં પચી આખર કિંચિત પુણ્યસરખું કરે તેવું કેમ
પરમેશ્વર માને? અલં૦ પૃચ્છા—દૃષ્ટાંતરૂપક. (૩) બુદ્ધિ એ ચરવા
ચતુરાઇ ચૂલે પડી, ડાપણમાં આગ લાગી, [તિરસ્કાર હાંસી વગેરે
દર્શાવતાં વપરાયછે.]

૩. જુવતિનારી—स. (युं० यु મળવું; नृ દોરવવું) જુવાન બૈરી. [ઇચ્છા.
પુરુષની આશા—सं. (पुर् ભરવું; आ આગળ, अश् પસરવું.) સંજોગની

(પદ ૩ ૩—૪ પદ ૪ ૧—)

**એમ-થાય** = તે પ્રમાણે આગળથી ચેતી ભજન કરે તોજ ઇશ્વર મળે.
**એળે**—અવ્ય૦ = મિથ્યા, ફોકટ, નકામો.
**વર વરવા**—(સ. वृ પસંદ કરવુ ) ઇશ્વરની કૃપા મેળવવાને-જેમ સ્ત્રી ધડપણે ધણી કરવા તૈયાર થાય તેમ
અલં૦ ઉપમા ; (૩) શ્લેષ.

૪. **વિશ્વંભર**—સ ( विश् વ્યાપવુ, भृ ભરણપોષણ કરવુ ) જગતને પાળનાર, ઇશ્વર. સમા૦ દ્વિ૦. [ વિભક્તિનો પ્રત્યય કાયમ છે ]
**ભય**—સ. ( भी બીવુ ) બીક, ડર-લક્ષચોરાશી ફરવાનો
**હરિસું ધાયા** = ઇશ્વરસાથે લેહ લગાડી, ભક્તિમા મચ્યા
**નિરંજનરાય**—સ ( અજન પાપ, વિકાર, અજ્ઞાન—अञ्ज् ચોપડવુ, લેપન કરવુ ) જ્ઞાનરૂપ ઇશ્વર. સમા૦ કર્મ૦. નિરજન-બહુ૦
**ચોર્યાસી**—સ. ( चतुरशीति ) ચોરાશીલાખ અવતાર ( લક્ષણા. )
(૧) સદીસા ચેતી ભગવાનનુ ભજન કરે તોજ તેને ઇશ્વર પ્રસન્ન થાય અને તેની જન્મમરણની ચિંતા ટળે જો૦ ૩)

## પદ ૪.

( આ પદમા અથઇતિ અલકાર દૃષ્ટાતરૂપક-અન્યોક્તિ છે )

૧. **ખબરદાર**—અવ્ય૦ ( अ खबर, फा दार વાળો ) સમાલ, સાવધ રહે, હોશિયાર થા
**મનસૂબા** = હે મુલકના હાકેમ મન ( સ मनस-मन् વિચારવુ, अ सुबा-પ્રગણુ, મુલક સૂબાને ઠેકાણે ખરુ તો સૂબેદાર જોઇએ )
**ખાંડાની ધારે ચડવુછે** = તલવારની ઝપાઝપીમા સામે ટકવાનુ છે
**હિમ્મતહથિયાર** = સ્થિરમનરૂપી હથિયાર સમા૦ કર્મ૦ અલં૦ રૂપક.
**ઉમરાવ**—अ = અમીર.
**પટાવત**—સ = હાથનીચેના અમલદાર [ पट्ट રાજાના હુકમનો લેખ, સનદ पट्टवत्-સનદી નોકર ૨ રજપૂતોના વખતમા શૂરાલોકોને મુલકના થોડા થોડા વિભાગ આપી તેની સનદ કરી આપવામા આવતી તે લોક ]
**વિગતે** = ( સ वि જુદા, गम् જવુ ઉતરવુ ) બરાબર ગણુતા
**સરદાર**—फा० = આગેવાન, લશ્કરના ઉપરી
**ગઢ** = પાડપર બાંધેલો કિલ્લો
[ આ પદમા સસારી વિષયની લાલચમા ન ફસવુ એને એક યુદ્ધરૂપે વર્ણવેલુ છે ખાડાની ધાર ઘણી અઘરી કસોટી, ઉમરાવ-વરસ, પટાવત-મહિના,

(પદ ૪. ૧—૪.)

ત્રીસ-દાડા, ઘડિયાળી-રાત, સો સરદાર-સો વરસ-માણસના આવરદાનું પ્રમાણ એટલું છે માટે, મઠ-શરીર. (૫-ખ) આખી જિંદગી માયા સતાવશે પણ તેના ફંદામાં ન પડતાં ઇશ્વરને ઓળખી મોક્ષ મેળવવાનો છે.]

૨. પ્યાદલ.—ફા૦ (પિયાદા.) પગે ચાલી લડનાર સિપાઇઓ. પાંચ પ્યાદલ-પાંચ જ્ઞાનેંદ્રીવડે જેકંઇ જાણવામાં આવે તે-શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ—પંચવિષય.

કામ—સં. (कम् ચાહવું) વિષયવાસના, ભોગેચ્છા, ૨. કોઇપણ દરકઇચ્છા.
મોહ—સં. (मुह् ધા૦) ગુણ કર્મ વગેરેથી-આસક્ત-આશક્ત થયેલું તે.
માયા—સં. (मी અવળે રસ્તે જવું.) પ્રીતિ, સ્નેહ, વ્હાલ.
મમતા—સં. (मम મારું.) મારું છે એમ માનવુ તે, પ્યાર, વ્હાલ, વળગણ.
બળિષ્ઠ—સં. (बल જોર, बलिन् જોરાવર.) ઘણીજ જબરી.
બળિષ્ઠસ્વારી—સ્વારી જેમાં અતિ બળિયા જોદ્ધાઓ છે. (લક્ષણા.)
સ્વારી—ફા. (सुवारी. सं. अश्ववार સવાર.) ચડાઇ.
આથડવું—(स. आ ચોતરફ, तड् અફાળવું.) ઝૂઝવું, ઘુમવું, ટક્કર લેવી.

૩. પ્રેમ—સં. (प्री ખુશકરવું.) ઇશ્વરભાવ, ભક્તિ.
પલાણ—સ. (पल्ययन. फा. पालान.) આસન, જીન, ખોગીર.
શબ્દ—સં. = ઉપદેશ, બોધ.
શીલ—સં. (शील् ધ્યાન ધરવુ.) સારી વૃત્તિ કે સ્વભાવ.
ક્ષમા—સં. (क्षम् માફકરવું.) કોઇએ અપરાધ કે અપમાન કીધું તે સહનકરીજવું તે, ખામોશ; ધીરજ, શાંતિ.

ભજન—રામ = ઇશ્વરનાં ભજનરૂપી તોપના અવાજ સાથે. [રચનાશિથિલછે.]
નિર્ભે—સ. (निर्भय. भी બીવું) નિડરપણું, ડર નહિ હોવો તે. [આ શબ્દ મૂળે વિશેષણછે.]
ચડવુંછે = ચડાઇ કરવાનીછે, સામે થવાનુંછે.
અલ૦ રૂપક.

૪. સુરત = બ્રહ્મસાથે મનની લે-બ્રહ્મનીસાથે તાળી લાગવી તે. [બ્રહ્મસાથે મનને એકરૂપ કરાવનારી એક બ્રહ્મ રંધ્રથી નિકળતી નાડી કહેલીછે.]
નુરત = બ્રહ્મસાથે લે લાગે તે વખતની સાક્ષીભૂત એક વૃત્તિ; એક જાતનું તેજ પ્રગટે છે. [સમાધિજ્ઞાનવાળાનેજ આનો અનુભવ થાયછે.]
ઇડા પિંગળા સુષુમણા—સ—સરોદાની ત્રણ નાડી છે. [દૂંટી-આગળથી ઉત્પન્ન થતો શ્વાસ નાકની વાટે બાર પડેછે, તે જો જમણા નસકોરાતરફથી વધારે જોરમાં નિકળતોહાય તો ઇડાનાડી

(પદ ૪—૪. પદ ૫-૧.)

ચાલતી કેવાયછે, ડાબાતરફથી વધારે જોરમા ચાલતોહોય તો પિંગળા, અને બન્ને નસકોરામાથી સરખી રીતે નિકળતોહોય તો સુષુમણા કેવાયછે આ ત્રણ સરોદાની નાડી કેવાયછે સરોદો-સ્વરોદય એટલે નાકનો શ્વાસ ડાબો જમણો સમાન રાખવાની સાધના છે એથી યોગક્રિયા સાધ્ય થાયછે અને તેથી આખર મુક્તિ મળે ]

મનપવન—સ. ( मन् ધારવુ , पव् વાવુ ) મન એજ કોઇ પવન. સમા૦ કર્મ૦ ; અલ ૩૫૬.

ગગનમંડળ—સ. = આકાશનો વિસ્તાર ૨. બ્રહ્મરંધ્ર-ખોપરીમાંનુ પોલાણ.

સુધારસ—સ. ( ધે પીવુ ) અમૃત.

ભડવું = લડવુ, આથડવુ. [ સ. भट લડવૈયો. ]

[ઇશ્વર એક રાજા છે તેણે મનહાકેમને શરીરરૂપી કિલ્લો સોપેલોછે હવે સસારની વિવિધલાલચો અને જોરસાઓનું મોટુ લશ્કર ચડછે અને એ અમીરને જીતી કિલ્લો પોતાને હસ્તગત કરવા મથેછે, તેની સામે પેલા અમીરને ચેતવણીદાખલ આ પદ છે ચોથી કડી યુદ્ધની સજાઇછે? નાવાનું શું? ગગનમડળ ચડવુ તે શું? અને સુધારસ પીવાનુ શું? કદાચ એમ હોય કે—યુદ્ધે ચડતાપેલા નાઇને શુદ્ધ થવુ, પછે ચડાઇ કરવી, અને વીરરસ વ્યાપે તેનેસારુ નીશાની જરૂર છે આખરનો ભાવ આ છે સુરત ઇ૦ નાડીઓને સાધી મનને આકર્ષી આત્માને બ્રહ્મરધ્ર ચડાવીને ત્યા ચિદ્રૂપ-કેવળજ્ઞાનરૂપ બ્રહ્મના દર્શનરૂપી અમૃત પી, એટલે તું અમર મુક્ત થયો એમ કરવાથી ઇશ્વર જેણે તને દેહકિલ્લો સોપેલો તે રાજી થશેજ]

પદ ૫.

૧. સાચા—સ. ( सत्य ) ખરા જ્ઞાની ને મનના નિખાલસ

અગમની ખબર કરે = ઉપદેશ આપી બ્રહ્મજ્ઞાન કરે

ભાવે ભેટું = ખરા મનથી મળી સમાગમ કરું

ઉલટી—અવ્ય૦ = અવળી – નીચેથી ઊચાણભાગપર વહીને

વરસાય—( સ. वृष् ધા૦ ) વરસાદ પડે.

આભ—સં ( अभ्र अप् પાણી, भृ રાખવુ ) વાદળા.

ગેબી—અ. = ન દેખાય તેવી-છૂપી-કા કોણ કરેછે તે ન સમજાય એવી

અમર ભરે = કદી મટે કે ઘટે નહિ એમ ભરે ( સં. मृ મરવુ, भृ ભરવુ )

[બ્રહ્મજ્ઞાન કઇવાર વિરોધાભાસ અલકારે વર્ણાયછે એ વિરચજ એવા છે-બ્રહ્મ આવો એમ કેવાય નહિ વેદે પણ नेति नेति—આવો નથી, આવો નથી-કહી ગાયોછે અસત્નીને એ વિરોધ ટળીજાયછે]

69

(પદ ૫. ૨—૪.)

૨. તેતરડે—સં. ( तित्तिर. ) તિત્તિ બોલતું એક પક્ષી, તીતર.

[ક, ડ, લ, વગેરે અક્ષર વ્હાલ કોમળતા મધુરતા બતાવતાં વપરાયછે, તેમ કઇવાર તુચ્છકારમાં વપરાય છે, કઇવાર પ્રશંસામિશ્રિત નિંદા કરતાં.]

સિંચાણો—સં. ( श्येन. ) એક જાતનો શિકારી પક્ષી, બાજ.

શશ—સ. ( शश् ઠેકતા ચાલવું. ) સસલું ; લાંબા કાન ટૂંકી પુછડી ને નરમ -વાળનું એક પશુ. [એ બીકણું ને કુદકા મારી દોડવામાં બહુ ચપળ હોયછે એનો શિકાર કરવામાં આવેછે.]

ચિહુ = ચીસ, ભયનેલીધે કારમી ચીસ.

મંઝારી— સ. ( मार्जारी. मृज् સાફ કરવુ ) બિલાડીને.

ચૂવે—સ. ( चिक. चिह् એક ધ્વનિ છે. ) ઊંદરે.

રૈયતસું = રૈયતથી.

૩. વાજિન્ત્રો—સં. (वादित्री—અથવા वादयितृ—वद् બોલવુ-પ્રે૦ ભેદે.) વજાડનાર.

દો—સં. ( द्वि. ) બે.

તોલ—( સં. तुल् ધા૦ ) જેવડે કંઇ તોળાય તે, કાટલાં.

માન—સ. ( मा માપવુ. ) તોલ, માપ ; વજન કે તોલ નકી કરવું તે.

પુષ્પ—સં. ( पुष्प् ફૂલ આવવાં, અથવા-पुष् વધારવુ-શોભા. ) ફૂલ.

પર—फा. = પીછ, પીછું ; પાંખ

ભ્રમર—સં. ( भ्रम् ભટકવું. ) ભમરો.

[(૨-ખ) તોલને બદલે તાલ હોય તો અર્થ ઠીક બેસે તાલ=રાગ ગાવામાં સૂરની સરખી માત્રાને અંતરે સ્વરને જે જોર આપવામાં આવેછે તે-અવાજનું માપ; આડિતાલ, એક્કો, ઝિંઝોટી, સુરફાગ, ત્રિતાલ, ચૌતાલ વગેરે તાલનાં નામ પ્રસિદ્ધ છે. અને, માન=ગાયનમાં જે છેલ્લા તાલઉપર થાપ પડેછે અથવા ઊંડુ ધૂણેછે તે.] [માયારહિત આત્મા—બ્રહ્મ.

૪. વિદેહ—સં. ( वि વના, દૂર; देह—दिह् લેપવું ) દેહથી જૂદો આત્મા,

મરજીવા—( સ. मृ મરવુ, जीव् જીવવુ. ) મારેમરૂ ; વિરલા ; જીવન્મુક્ત.

ગુરુગમ = ગુરુથકી મળેલું ચોકસ બ્રહ્મજ્ઞાન. [રાસ૬૦ ૪. લખેછે ]

લળીલળી—( સં. लल् ખેલવું ) ઉમળકાથી નીચાં વળીવળીને [ જો૦ ૬૯૦

(૧) જીવતાંજ પોતાના જ્ઞાનવડે મુક્ત થયલા એવા વિરલા પુરુષો બ્રહ્મજ્ઞાનમાં અતિ આદરથી મગન રેછે અને તેઓજ ઉપર બતાવેલા ભેદ જાણી શકે. એવા કોઇક જ્ઞાની મળે તો ઇ૦.

पद ९ (१—३.)

**મુનિજન**—સં. (मन् ध्यान धरवु) હંમેશ ધ્યાનમાં રેનાર ને જપતપ કરી ઇંદ્રિયો વશ કરેલી એવા જ્ઞાનીઓ પણ

**મહામસ્તાની** = ઘણી મદમાતી, ઘણી જોરાવર, જીતવી કઠણ એવી.

**બંધને બંધાયા**—સ. (बध् धा०) માયાજાળે ફરી સસારના ફેરામાં પડ્યા.

**રંક-જાયા**—સ. (राज्ञी-રાણી, जात-જાયો-છોકરો) નાના મોટા બધાજ.

**વિંધાણા**—સ. (विद्ध-व्यध् धा० નો ભૂ० કૃ०) ભોંકાયા, ઘાયલ થયા, દિલમાં ભારે અસર થઇ-માગાની. [આ શબ્દ વાપરતી વખત કામના બાણનો

**જંગમ**—(જો० શામ० ४૭.) [વિચાર કવિને હશે.]

**જતિ**—સં. (यम्यम हदमा રાખવું-ઇંદ્રીઓને) જૈનમાર્ગનો શ્રાવક લોકનો ત્યાગી ધર્મોપદેશક-સાધુ.

**સેવડો** = એક જાતનો ગોસાંઇ. ૨. જૈનધરમનો એક સાધુ.

**ચોળી કરયા ચકચૂર** = સપાટામાં લઇ મોહરૂપી મદિરાથી મસ્ત કીધા-વિષયરસે લેલટ-તનમનનું ભાન નહિ એવા બનાવીદીધા-માયાએ. [સન્યાસીનેજ સ્વામી કૈછ-એવડું બોલવાની એક રૂઢી છે.]

**એપ કરીને** = આક્ષેપ-ખત લૈને, કેડો-પૂઠ લૈને.

**નાદી ભેદી**—સ. (नाद् અભિમાન-नद् धा०; भेद છૂપી વાત, મરમ, કુચી-भिद् भागवु) માયાનુ સ્વરૂપ અને તેની સત્તા જાણવાવાળા અને તેથી મનમાં એવો ફાંકો રાખનારા કે અમને માયા શું કરનાર છે, એવા-પંડિત પુરાણી વગેરે [એના કંઇ જોગીસાધુના પંથ તો નથી!]

**પરમહંસ**—સ. (परम ઉત્તમ, हंस જોગી, મુનિ) એક જાતનો સાધુ જેણે જ્ઞાનથી ઇંદ્રિયો વશ કરીહોય ને જે જ્ઞાતિભેદનો વિચાર ન રાખતાં હરકોઇ જ્ઞાતિનુ રાધેલું ખાય તે સમા० કર્મ०

**વિવેકના સાગર**—સ (वि+विज् જૂદુ જૂદુ કરવુ) જ્ઞાન-સમજ-ડાપણના ભંડાર, ઘણાજ જ્ઞાની સમજવાર અને સારુનરસુ ઓળખનાર.

**વિષય**—સ (विष् વ્યાપવુ.) સસારનો રસ-ઉંજત-મોહ.

**પારાશર**—સ. (પ०) વશિષ્ઠના પુત્ર શક્તિ અને તેના પુત્ર પરાશર. [એ શ્રીશૈલપર્વતઉપર રેતા ને એને પદરહજાર શિષ્ય હતા એણે એક મોટી સ્મૃતિ કરીછે એ મોટા જ્યોતિષી પણ હતા માછીની પાળેલી કન્યા મત્સ્યગધા[illegible]

(પદ ૬. ૩—).

**શોભરી**—એક ઋષિ હતા. [જમનાતટે એ હમેશ સ્નાનસંધ્યા કરતા ત્યાં જળમાં નાનાંમોટાં મચ્છના ખેલ જોઇ મગન થતા. તેમાંના એક મોટા મચ્છપર એની મમતા ચોંટેલી, તેને એકવાર ગરુડે આવી લઇગયો તેથી ક્રોધે ભરાઇ એણે ગરુડને શાપ દીધેલો ]

**પુરંદર**—સ. (पुर શેહેર, दॄ ફાડવું, ભાંગવું.) ઇંદ્ર. [એ દેવતાઓમાં મુખ્ય ને સ્વર્ગનો રાજા છે. યજ્ઞમાં ને કેટલાંક શ્રાદ્ધમાં એની આરાધના થાયછે ને બળિ અપાયછે. એ પરાક્રમી તેમજ વૈભવી ને વિલાસી છે. એણે કશ્યપની સ્ત્રી દિતિ અને પુલોમની કન્યાઉપર બળાત્કાર કરેલો. વળી જો૦ ગિર૦ અહલ્યા૦ ]

**નારદ**—સ. બ્રહ્માના પુત્ર. [જમણા હાથના અંગુઠામાથી ઉત્પન્ન થયલા. એ દેવર્ષિમાં મુખ્ય છે. એણે ધર્મશાસ્ત્રઉપર એક (સ્મૃતિ), તીર્થસ્થળ-ઉપર એક અને ગાયનઉપર એક એમ ગ્રંથો કર્યાછે. એ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરવામા સમર્થ વક્તા છે, તેમ ગાયનમાં પણ એક્કા કેવાયછે. એ ત્રિલોકમાં સદૈવ અહિંતહિં ફર્યાકરેછે અને પોતાના ધ્યાન તથા ગાયનના આનંદમાં મગ્ન રેછે એ ભગવાનનું મન છે ને તેને ઘણા વાલા છે. એ બ્રહ્મચારીછતાં કૃષ્ણનો વૈભવ જોઇ એકવાર એને સંસારની ઇચ્છા થયલી પણ પછી કૃષ્ણે એના મનનું સમાધાન કરેલું.]

**ચંદરમા**—સ. (चन्द्रमस्-मा.) ચંદ્ર. [અત્રિઋષિની આંખમાંથી તેજનો ઝળકારો નિકળ્યો તેથી અવકાશને ગર્ભ રહ્યો ને ચંદ્ર ઉત્પન્ન થયો. ઇતર મતે સૂર્યના સુષુમ્ણા નામના કિરણથી ચંદ્ર થયોછે. એણે રાજસુયજ્ઞ કર્યોહતો તેવેળા એણે પોતાના ગોર બૃહસ્પતિની સ્ત્રી તારાને છળથી છિનવીલીધીહતી. દક્ષપ્રજાપતિને સાઠ દિકરી તેમાં સત્તાવીશ તેણે ચંદ્રને પરણાવી (સત્તાવીશ નક્ષત્રો) રોહિણી ચંદ્રને ઘણી વાલી તેથી તેની બેનોએ દક્ષઆગળ રાવ કરી ને એણે ચંદ્રને ક્ષયરોગ થશે એવો શાપ દીધો, પણ પછી ચંદ્રના કાલાવાલાથી તેણે કહ્યું કે ૧૫ દિવસ તારી કળા વધશે ને ૧૫ દિવસ ઘટીજશે. કેટલીક ઔષધિને ચંદ્રની સ્ત્રી કેછે ને તેમાં સોમવલ્લી ચંદ્રની માનીતી છે.] [આચરણવાળા.

**લક્ષણવંતા**—સ. (लक्ष् જોવું-તાકીને.) સારી નીતિવાળા ને સારાં

**એકલશૃંગી**—સ. (एकशृंगी-અથવા માત્ર શૃંગી. શૃંગ શિંગડું-એને કપાળે એક શિંગડું હતું.) ભિંડીરુષિના પુત્ર [એનો જન્મ હરણીથી થયોહતો. એ ઘણા વિદ્વાન ને જ્ઞાની હતા. એણે પરીક્ષિત રાજાને સાત દિવસમાં મરણ પામવાનો શાપ દીધોહતો. (જો૦ પરિક્ષત, પ્રેમા૦ અ૦ ૨૦. ૧૫). દશરથરાજાને કંઇ સંતાન નોહિ તેથી ઇંદ્રે એકવાર એ રાજાને કહ્યું કે એક-શૃંગી રુષિ જો જગ્ન કરાવે તો તને સંતાન થાય. પણ તે આવામાં પડે

(પદ ૬. ૩—૪. પદ ૭. ૧—)

એવા નથી માટે હુ અત્રેથી મેનકા તિલોત્તમાદિ અપ્સરાઓને મોકલું તેઓ તેને છળભેદથી લઇ આવશે. એમ કહી ઇંદ્રે અપ્સરાઓ મોકલી તે તેને મોહ પમાડી દશરથરાજા પાસે લાવી ને તેણે રાજાને યાગ કરાવ્યો. યાગ પૂરો થયાપછી દશરથે તેને સ્ત્રી પરણાવી અયોધ્યામાંજ રાખ્યા ]

(૩-ખ) ઓળમાં અટવાયા-મોટા જ્ઞાનીઓ છતા માતાને પેટે જનમ લેતા થયા, માયામાં પડી જનમ મરણના ફેરામા આવીપડ્યા. (લક્ષણા). ઓળ-ઓર=ગર્ભને પોષણ કરનારો તેની એક બાજુએ રચેલે લોહી વગેરેનો જે ગઠ્ઠો ગર્ભ બાર નિકળ્યાપછી નકામો થઇપડેથી બાર આવેછે તે.

૪. **વશમાં**—સ. (વશ-અવ્ય.) તાબે; જીતેલું હોય તેવુ; મોહિત.

**ચૌદ લોક**—(જો૰ અખો-૯૨.)

**સનક**—સ. [સનક, સનત્કુમાર, સનંદ, સનાતન—આ ચારને બ્રહ્માએ સૃષ્ટિ વધારવાને સાથે ઉત્પન્ન કરીને તેઓને વર માગવાનુ કહ્યું. તેઓએ કહ્યુ કે, પાચ વરસલગી માણસને કામક્રોધાદિક હોતા નથી માટે સદા પાચ વરસનાજ રહિયે એવો વર આપો. બ્રહ્માએ એ ચારેને માગ્યાપ્રમાણે વર આપ્યો એકવાર એ ચારે વિષ્ણુને મંદિરે ગયા ત્યા એઓને જયવિજયનામના પોળિયાઓએ અટકાવ્યા તેથી એ રૂષિઓએ તેમને પૃથ્વી પર પડવાનો શાપ દીધો હતો એ ચાર મહાજ્ઞાની હતા.]

**કોણ માનવકાયા** = માણસ શી ગણતીમા, સાધારણ માણસો મોહ પામે તેમાં શી નવાઇ અલ૰ પૃચ્છા.

પદ ૭.

(સરખાવો આ પદને પદ ૪ જોડે એમા શરીરને એક શહેર લઇ જીવને તેનો અધિકારી બનાવી રૂપક વર્ણન કરેલુ છે)

૧. **થાણદાર**—(સ. स्थान-સ્થા રેવુ, ફા. दार-વાળો) કોઇએક જગાનો-દેહરૂપી શેહેરનો અધિકારી. [૫૮ હળવા.]

**ઠેકાણે**—સ (स्थानक.) વતામા, ચોકસીમાં [વર્ણવ્યત્યય થયોછે, જો૰ શામ૰

**દુર્લભ**—સ. (दु દુઃખે, लभ् મેળવવુ) દુખે મળે તેવી મોંઘી.

**માણે** = મોજ મારેછે, સુખચેનમાં વિલાસ કરેછે-તુ, હે જીવ.

**કૂડા**—સં. (कूट.) કપટી, દગલબાજ, નઠારા લુચ્ચા.

**પાંચપચીશ ઠગારા**—સ. (स्थग-स्थग् छुपाववु) કેટલાએક ધૂતારાઓ-કામ ક્રોધ લોભાદિક છ શત્રુઓ અને બીજા ઘણા.

**ચંચળ ચોર**—સ (चल् જવું, હાલવુ; चुर् ધા૰) ચપળ-એકપળ સ્થિર નહિ એવી આપણી મરજીઉપરાંત ગમેત્યાં ભટકનારી વૃત્તિ-મન,

(પદ ૭. ૧—૪.)

**ભવન ભંજાડે** = નીતિ દયા દાન વગેરે સારું વળણુ થાય તેને તોડીપાડે.

**ધરપત** = ધાસ્તી, ડર ૨. દાબ, કુરબ. [મુળ અર્થ ખોટી ધાસ્તી-ધામધૂમ.]

ધરપત ન ધારે = તારો કંઇજ ડર રાખતા નથી, નિડરપણે પોતાનું ધાર્યું કરયાચાલ્યાજાયછે. અથવા = ૨. તું તેઓના ઉપર કંઇ કુરબ • બેસાડતો નથી.

(૧ ખ) પાંચ જ્ઞાનેંદ્રી પાંચ કર્મેંદ્રી અને એવિના બીજી મનની શુભવૃત્તિઓને ફસાવી અવળે રસ્તે ચડાવેછે. જ્ઞાનેંદ્રી કર્મેંદ્રી-જો૦ શામ૦ ૫૬, ઇંદ્રિયો. (૩-ખ) તું આટલી મુદ્દત થયાં વૈભવમાં મસ્યોરેછે તોપણ તને સંતોષ થતો નથી, અને એમ નથી થતું કે હવે મારુ રાજ સમાશું.

૨. **તસ્કર**—સં. = ચોર લુચ્ચાઓને.

**ઘાલો અવળે ઘાણે** = અવળી ઘાણીએ પિલાવીનાંખો, એનું જડમૂળ કાડો. (ધાણી. स. घूर्णनी. घूर्ण् ચક્રજેવું ફરવું-ચાટ ફરેછે માટે)

૩. **દાતિયા**—(દોત-अ. दवात ખડિયો.) નામું-હિસાબ લખનાર, મેળ રાખનાર, મેતા. [મેતાદાતિયા સાથે બોલાયછે.] દોતિયા બે-સાક્ષીભૂત આત્મા-અંત કરણ, અને શુદ્ધ ધરમનો ભાવ.

**પ્રતિદિન**—અવ્ય૦ स. = રોજરોજ, હંમેશ. સમા૦ અવ્ય૦.

**તે ટાણે** = તેનુંતેજ વખત, તરતજ.

**ધણી**—स. (धनिक વર) શેઠ, ઉપરી-ઇશ્વર.

**દાણેદાણે-દાણો**-અવ્ય૦ = લગારેલગારનો, તમામ. (फा. दाना. सं. धान्य-અનાજનો કણ.)

૪. **પાંચ પ્રકૃતિ**—स. = જ્ઞાનેંદ્રી ને પાંચ કર્મેંદ્રી મનના ભમાવ્યાથી વંઠીગયલી. [જો૦ ૧-૩ માં રૈયતને રંજાડે. प्रकृति નો એક અર્થ રૈયત પણ છે, એટલે એ શબ્દપર શ્લેષ pun કહિયે તો ચાલે.]

**શુભ**—અવ્ય૦ स. = (शुभ् શોભવું.) સારી રીતે, મજબૂતીથી, મક્કમ

**ધિંગો** = જબરદસ્ત, સમર્થ, સત્તા-ઐશ્વર્યથી ભરેલો.

**એંધાણે** = નિશાની, ઓળખ. ૨. દાખલો, દૃષ્ટાંત.

**અવિચળ**—स. (चल् ચળવું.) કદી ટળે કે ફરે નહિ એવી. સમા૦ નપ

(૧ ખ) તારું મન ચળવા ન દેવાં-સંસારી વિષયતરફ નહિ જવાદેતાં તેં ઠેકાણે રાખ; અથવા, ચાણું-દેહરૂપી શેહેર તારે હવાલે છે તેની સારં વ્યવસ્થા કરવાતરફ મન લગાવ. (૩) પોતાસરખો કરી અતે મોક્ષ આં એટલે ફરી સંસારમાં ભટકવું નહિ પડે.

# अखो.

(છપ્પા ૧—૨)

1 સુતર--(સં. सु સેલથી, तॄ ઓળંગવુ) સુગમ, સરળ, સેહેલું, અનુકૂળ, ફાવતું.
લહે—(સં लष् તાકવુ) સમજ, ઓળખ [લક્ષય લખય લહઇ લહે]
વેશટેક—(વેશ સં. विश् પેસવુ, દાખલ થવુ) કોઇ પંથનો નીમ કે મમત
વેશ = પોશાક, સોગ, ભેખ, ટેક = પણ, નીમ, મમત

આડી—(સં अड् અટકવુ-ગ્રે૦ ક્રોક) વાંકી, ઉલટે રસ્તે ચડાવનાર

કૃત—સં (कृ કરવુ-નો ભૂ૦ કૃ૦, અથવા कृत्य-વિધિલિંગરૂપ) કર્મ, કામ-
અમુક પંથના મમતથી કરેલું

કષાય—સં (कषाय कष् કસોટીપર ઘસવુ) લેપ, પડ

રખે—(સં रक्ष् ધા૦ નુ આજ્ઞાર્થક रक्षय) બચાવ, સભાન, ખબરદાર.
તારી સ્થિતિપ્રકૃતિને અનુકૂળ આવે તેમ રહી કોઇપણ રીતે ઇશ્વરનુ ખરુ સ્વરૂપ જાણ કોઇ અમુક પંથનું મમત ન ધર, એવુ મમત તો ઇશ્વરનુ ખરું સ્વરૂપ જાણવાને સરળ રસ્તેથી ફંટાવી ઉલટે માર્ગે ચડાવનાર ગલી છે એમા પેઠેલો ફરી ખરે રસ્તે આવતો નથી-એવા પંથ કે ભેખની ખટપટમા પડ્યા એટલે બ્રહ્મજ્ઞાન થવુ મુશ્કેલ તારા સહજ સ્વભાવથી જે નીમ પળાય તે પાળ, પાળવાને મમત કે હઠ ન કર નિવૃત્તિમાર્ગે રહે, પ્રવૃત્તિની બુદ્ધિએ કર્મ કરશે તે તને લેપન થઇ તારા મૂળસ્વરૂપપર અજ્ઞાનના પડ ચઢ્યાકરશે અને જેટલા પડ ચડશે તેટલી વાર તારુ મૂળસ્વરૂપ પાછું જાણવા મથે — અલં૦ ૨—૩ રૂપક.

૨ પોત = વણુતર, કુમાસ, મૂળજાત
સામું—સં (सम्मुख) ઉનટુ વધારે
આપે = જાતે
આત્મા—સં (अत् જવુ હંમેશ વધતા) શરીરમા રહેલું સમજવું ચૈતન
દેહમાત્રમા દેહથકી જૂદો રેતો છતે પણ દેહાભિમાની અને બ્રહ્મના અવરૂપે છઉ એમ જાણનાર જે અમર હું તે [ Immortal ego ]
સ્વયપ્રકાશ—સં (स्वय પોતે, प्र + काश् ઝળકી રહે) કોઇની સહાયતાવિના પોતાનીમેળે તેજસ્વી સમા૦ કર્મ૦
કર્મ—સં (कृ ધા૦) સ્નાન સંધ્યા પૂજા ઇ૦ ધર્મસંબંધીના કામ

(છપ્પા. ૨—૩.)

**ધર્મ**—સં. ( धृ ધારણકરવું. ) ઇશ્વરને ઓળખવાને જે માર્ગ તેના જૂદાજૂદા સંપ્રદાય, પંથ.

**પાશ**—સં. ( पश् બાંધવું. ) જાળ, બંધન ; ગોથાં ખવાડનારી ખટપટ.

**કળા**—સં. ( कल् ગણવું. ) જુક્તિ, કુંટી, કુંચી, હિકમત.

**બલા**—અ. = પીડા, આફત, ઉપાધિ.

કપડાંપર રેગ ચડે તે,રતાં તે એમનુંએમ રહે તો તેનો ખરો કુમાસ સૌથી પરખાય, તેમ આત્મા જૂદા જૂદા પંથમાં પડી મમત ધરે તેકરતાં પોતાને મૂળસ્વભાવે રહે તો તેને પાછો ઇશ્વર થતાં સુગમ પડે. આત્મા પોતેજ પોતાનાં તેજ–જ્ઞાનથી પ્રકાશિત છે, એને મુક્ત થવાને કર્મધર્મની ખટપટમાં પડવાની જરૂર નથી માટે તે તજો. સદ્ગુરુએ બતાવેલી આ કુંચી છે મોક્ષમાર્ગની. એ સમજે તો મુક્ત થાય, નહિ તો ઉલટો પીડામાં પડે.

અલ૦ દૃષ્ટાંતરૂપક. રંગ તે જૂદાજૂદા ભેખ, મેલ તે માયા, પોત તે આત્માનું મૂળસ્વરૂપ.

૩. **ખટદર્શન**—સં ( षट्–ड०. दृश् જોવું. ) મુખ્ય જે છ શાસ્ત્ર તે. સમા૦ દ્વિગુ.

[ગૌતમકૃત ન્યાય. એમાં કાર્યરૂપ જગત્ઉપરથી કારણરૂપ ઇશ્વરનો બોધ છે. ૨. કણાદકૃત ન્યાય. એમાં પંચમહાભૂત–તત્વો ઇ૦ કહેવું અમરવું છે, પરમાણુવગર બીજું કંઇ નથી–અતિસૂક્ષ્મ તેજ ઇશ્વર, તેજ નિત્ય વ્યાપક છે. ૩. જૈમિનિકૃત પૂર્વમીમાંસા. એમાં વેદના આધારથી કર્મજ સત્ય છે. ૪. વેદવ્યાસકૃત ઉત્તરમીમાંસા અથવા વેદાંતશાસ્ત્ર. એમાં એકબ્રહ્મ સત્ય છે ને જગત્ મિથ્યા છે. ૫. કપિલકૃત સાંખ્ય. એમાં અનેક તત્વોની સંખ્યા કરીને તેઓ પ્રકૃતિથકી ઉત્પન્ન થાયછે–તે તત્વો તથા તે પ્રકૃતિ આત્માથકી ભિન્નછે અને જેવો આત્મા નિત્ય તેવીજ પ્રકૃતિ નિત્ય, સારાંશ પ્રકૃતિપુરુષ અનાદિ છે–જેવારથી પુરુષ તેવારથી તેની છાયા પ્રકૃતિ. એઓથી જગતમાં ઉત્પત્તિસ્થિતિલયાદિ થાયછે, માટે વળી ઇશ્વરની અવશ્યકતા શુંકરવા ? ૬. પતંજલિકૃત યોગ. એમાં સર્વશક્તિમાન સર્વજ્ઞ જે ઇશ્વર તેનીજોડે યોગ એટલે એકપણું કરવું. ઉપાસના યોગાદિક સાધને કરીને જીવનું એકપણું થયું એટલે જીવનો શિવ થાયછે. એ મતમાં સાંખ્યનો અનીશ્વરવાદ ખંડીને ઇશ્વરવાદ સિદ્ધ કર્યો છે.]

**જુજવા** = જૂદાજૂદા.

**મતા**—સં. ( मत–मन् ધારવું–નો ભૂ૦ કૃ૦ ) મત, સિદ્ધાંત ; ધારણા, વિચાર.

**ખતા** = અ. = ચૂક, ભૂલ, ઠોકર.

**થાપ્યું**—સં. ( स्थापित–स्था ઊભારહેવું-નો પ્રે૦ ભેદે-ભૂ૦ કૃ૦ ) સાબીત–ખરું કરીઆપેલું.

**હણે**—( સં. हन् નાશ કરવો. ) તોડે, ખંડે, ખોટું કરીબતાવે.

**અધિકો**—સં. = વધારે, ચડિયાતો, ખરો. (૩) અલ૦ રૂપક.

(છપ્પા ૪—૫.)

કાયકલેશે—સ. (०क्लेश. क બ્રહ્મા, अय् નિકળવું; क्लिश् પીડવું.) જપતપાદિ કરી મિથ્યા દેહ દમ્યાથી.

ગાભ—सं. (गर्भ.) દાડા, હમેશ, ૨. ઉપાધિ, પીડા, નડતર.

હુંમાનિનતા—(सं. अहम् હુ-ઉપરથી.) અહંકાર, ઇશ્વરથકી હું જૂદો ને હુંજ સઘળું કરૂછું એવી સમજ.

સંતાન—स. (तन् ફેલાવવું.) વિસ્તાર, છોકરાછૈયાં.

આતમતા—स. (आत्म०) મૂળસ્વરૂપનું જ્ઞાન.

જાન—फा. (जआन, जियान.) નુકશાન, હાનિ, નાશ.

હું—सं. (જો० હુમાનિનતા.)

ગાળ—सं. (गालि.) રીસ ચડે એવું ભુંડું ભાષણ; અપવાદ, ઠપકો.

ઇશ્વરને ઓળખી કંઇ કર્મ કીધાવના બેસી રહે નો મુક્ત થવાય, જપતપાદિની માથાકૂટમાં પડ્યો કે તારૂં મન ડોળાઇ તેમાંથી અહંકારઉપજશે, અને અહંકાર ઉપજ્યો કે તેનો પરિવાર આવવાનો અને તેથી તારાં મૂળસ્વરૂપનું-હું બ્રહ્મ છું એ જ્ઞાન નાશ પામશે; માટે હું બ્રહ્મ છું એવું જાણી અહંકાર એટલે ઇશ્વરથી હું જૂદો એવી સમજણ દૂર કર, એટલે કંઇ જનમથી તારે શિર આવેલો અપવાદ દૂર થશે-કંઇ કાળથી જનમમરણનાં ચક્રમાં અટવાયાકરતો રહે ને મુક્ત થાય

(૨) अल० રૂપક.

માયા—स. (मी ભ્રમાવવું.) ખોટો ભાસ, મિથ્યાપણું.

માને—(सं. मन् ધારવું; માનઆપવું) માનવાથી, ખરું છે એમ ધારવાથી.

લાગ—(सं. लग् પાસે હોવું) ધારેલું થાય એવી જોગવાઇ, દાવ, તક.

કૈવળ—स. (कैवल्य-केवल.) બ્રહ્મસ્વરૂપ; ઇશ્વર એકજ છે એવું જ્ઞાન.

કલ્પિત—स. (क्लृप् ધારવું-નો ભૂ० કૃ०) નહિ છતે છે એમ માનેલો, ખોટો.

ભ્રમ—स. (भ्रम् ભટકવું) ખોટો તર્ક, વેમ.

સાધ્ય—(स. साध् મેળવવું) વશ કર, ખરેખરો ઓળખ.

ઔષધવોણી—स. (औषधि, विना.) ઓસડ-દવાવિના.

વ્યાધ્ય—સ્ત્રી० स. पु० (व्याधि. वि વિશેષ, आधि મનનું દુઃખ.) રોગ.

મૂળ માયામાંથી હુંપદ ઊઠુંથાય-હું બ્રહ્મથી ન્યારો એમ લાગે, અને એક-વાર એમ માન્યું એટલે પછી માયાનું ચડીવાગ્યું, સર્વ બ્રહ્મ છે એવા નિશ્ચયપરથી ડગી કંઇ બીજું છે એવો ખોટો તર્ક મને ચલાવ્યો કે પૂછી તે નિકળનાર નથી, માટે તારા આત્માને ખરેખરો ઓળખ-આત્મા એજ

(છપ્પા ૫—૮)

બ્રહ્મ એવો નિશ્ચય રાખ એટલે કંઇ ક્રિયા કીધાસિવાય આપોઆપ બધી ઉપાધિઓ ટળી તું મુક્ત થયા (૩) અલં૦ રૂપક

૬. અછતો—સં (असत्, सन्-अस् હોવું-ના વર્તં૦ કૃ૦) ઉનડો નહિ, નહિ-સરખો સમા૦ નપ૦

પ્રભામાંહિથો—ગં (૦ન્યત ભા ધા૦) પ્રકાશ-તેજમા થઇને, તેજરૂપ

પોતાપણું = હુંપદ [થઇને

અનાયાસ—સ. (अन् નહિ, आयास શ્રમ યસ્ યત્નકરવું) વગરમેનતે, સેહેજથી, એનીમેળે સમા૦ નપ૦, અ૦પ૦

વિધે- સં (विधि वि+धा આજ્ઞા કરવી) રીતે, પ્રમાણે

(૧) જ્યા જોઇએ ત્યા આકાશ ભરપૂર રહેલુંછે એ રીતે તું બ્રહ્મનું સમજ-વું સર્વત્ર બ્રહ્મ વ્યાપીરહ્યોછે, હું તું એ થી ભિન્ન કોઇ નહિ

અલં૦ દૃષ્ટાંતરૂપક [પેકળી, પોલાણ

૭. આકાશ—સ (आ સરળે, काश् પ્રકાશવું) જ્યાં કંઇજ નહિ એવી જગા,

સ્વામી—સ. (स्व પોતાનું) ધણી, શેઠ, ઉપરી

સેવક—સં (सेव् ધા૦) નોકર, ચાકર

સખા—સં (सखि-सखा) મિત્ર, દોસ્ત

અલં૦ દૃષ્ટાંતરૂપક ચાની આખર ઉપમા.

૮. કશું = શું, સાનું-નહિજ

પંચ—સ = પાચતત્વો-આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી ૨. કોઇ તકરારનો નિવેડો આણનાર પાચ કે વધારે રાખ્સની મંડળી અથવા

વણરસના—સ (रस् સ્વાદલેવો) જીભ વગર [એમાનો એક.

અચવ્યો—સં (अचर्वित चर्व् ચાવવું નો ભૂ૦ કૃ૦) નહિ ચાખેલો એવો.

રસ—પ (रस् સ્વાદલેવો) સ્વાદ [સમા૦ નપ૦

એક હોય તેપરથી બીજું નિકળીશકે એકજ નહિ તો બીજું ક્યાથી? તેમ બ્રહ્મ કંઇ ઇંદ્રીગ્રાહ્ય વસ્તુજ નથી તો તેમા જગતનો આરોપ કેમજ થાય? કોઇ સ્થાન જાણમાજ ન હોય તો ક્યા મુકામ કરવો? તેમ બ્રહ્મ જે મન-થકી પર-વેગળો છે એટલે ધારણામા આવીશકે એવી વસ્તુ નથી તો તેને કેવો કહેવો? જે તકરારી વાતમા પંચ નિમાયા નથી તેના નિવેડાને માટે કોની શાહેદી આપવી? તેમ જ્યા પાચ તત્વો એજ વાસ્તવિક છે નહિ તો કોની મદદથી બ્રહ્મની ઓળખ આવીશકાય? જીભવગર કંઇ નવાજ સ્વાદવાળો ખોરાક પેટી વેરજ ખાય તેનો સ્વાદ પોતે જાણી બીજાને કહેવાસરખું મહાજ્ઞાન છે કેવાયજ નહિ કે તે આવો છે, અને એવો છે

(છપ્પા ૯—૧૨.)

ત્યારે તેનાં સ્વરૂપની સિદ્ધતાવિષે વાદવિવાદ મિથ્યા છે; એમ કરવું તે તો જેને આપણે જોયોજ નથી એના કોઇ વડીલને રડવાસરખું ઘેલાપણું છે.

અલ૦ દૃષ્ટાંતરૂપક.

૯. હુંશેકરી = હોંસથી, ઉમગથી, કોડમાં.

પાણ—स. (पाषाण–पष् અટકાવવું.) પત્થર

હતું = થયું

પ્રસૂત —स. (प्र+सू જણવું–નો ભૂ૦ કૃ૦) બાળક, છોકરુ.

વળતી—(सं. वल् વળવુ, પાછા ફરવું.) પછી, ત્યારપછી.

અદ્ભુત—स. (अद्०. भू થવું.) ઝાઝી વધારે.

ભારે —सं. (भृ ભરવું.) ભાર–બોજાનેલીધે. ૨. દબાવલો. (શ્લેષ.)

મુળગેથી—અવ્ય૦ (सं. मूल् મૂળ-જડ, मूल् ટટાર ઉભારેવું) સમૂળો, છેકજ, તદન.

કોડમા ગુરુ થયેડો પણ નથી જાણતો કે શિષ્ય એ નકામો બોજો છે, કોટે પત્થર બાધી પાણીમાં તરવું અને શિષ્યની ખટપટમાં પડી સસારસાગરને પાર જવુ એ બરાબર-કદાચ તરીશકે પોતે જબર તારો-પૂર્ણજ્ઞાની થયલોહોય તો; પણ પોતે અધૂરો અને શિષ્ય કરીને બેઠો એટલે સપૂર્ણતાને કેમ પામે? બેરીને નાની વયમા છોકરુ થયુ એટલે પછી તે ઝાઝી વધીશકે નહિ. એ ઉપાધિનુ પરિણામ એ કે પોતેજ મુક્ત થતો રખડે.

અલ૦ દૃષ્ટાંતરૂપક (૧) પૃચ્છા

૧૦. લેશ—सं. (लिश ઘટવુ) લગારે, કઇપણ.

(૨) ગુરુપાસેજ જ્ઞાન નહિ તો શિષ્યને તે શું જ્ઞાન આપે? [સાપ વાયુ
અલં૦ (૨ દૃષ્ટાંતરૂપક.•(૩) પૃચ્છા. [ભક્ષી રેછે એવું મત.]

૧૧. ડીલ—फा. (दिल મન) શરીરે.

મ્યારી મેંસ—(स. मषी=કાજળ) પ્રથમ વાલી લાગી આખર કલક આપે [એવી વસ્તુ.

માહીથું = માંહેથી, અદરથી.

તરુવર—(જો૦ શામ૦ ૪૫)

(૧-ખ) નકામી ઉપાધિ-પીડા કા ઓરીલેછે ગુરુ થવાની ખટપટમાં પડીને?
(૨) તુંબડુ અંદરથી સૂકાય તોજ તે પાણીમા પોતે તરી બીજાને તારે, તેમ જેની વાસના ઇચ્છા જ્ઞાનવડે બળીગયલીહોય તેજ પોતે મુક્ત થઇ બીજાને મોક્ષ આપીશકે

અલ૦ દૃષ્ટાંતરૂપક.

૧૨. પેલો—અવ્ય૦ = પેલાં તો, પ્રથમ તો. [તત્વજ્ઞાની. સમા૦ કર્મ૦.

પરમારથ—

(છપ્પા ૧૨–૧૪.)

પ્રીછ—(સં. परि+चि ધા૦) અનુભવ, સમજ, જાણ.

નિર્ગમે—(સં. निर् બહાર, गम् જવું પ્રે૦ હેતે गमय्.) કાડે, મટાડે, ટાળે.

ભોજન—સ. (भुज् ધા૦) ભક્ષણ, ખાવું તે.

બહોળું—સ (बहुल.) ઘણું.

નિરાશે—સં. (ભા. निर નહિ, आशा—आ ચોતરફ, अश् પસરવું.) સંસાર-ઉપરની આસક્તિ તોડવી તે, વાસના મરવી તે, કંઈપણ ફળની ઇચ્છા-વગર કર્મ કરવાની મનની સ્થિતિ. સમા૦ નપ૦.

નારાણ—સ. (नारायण. नर ઇશ્વરનું તેજ; नारा જળપ્રલય વખતનું પાણી, અયન કરનાર.) સગુણ બ્રહ્મ—આદિદેવ જેના ત્રણ ગુણ બ્રહ્મા વિષ્ણુ ને શિવ એ ત્રણ દેવરૂપે પ્રસિદ્ધ છે. [સૃષ્ટિ જળમય થૈ રહેછે ત્યારે નારાયણ શેષનાગઉપર શયન કરેછે ને લક્ષ્મી પગ ચાંપેછે. જગત ઉત્પન્ન કરવાની એની ઇચ્છા થાય ત્યારે એના નાભિકમળનાંથી બ્રહ્મા નિકળેછે. પૃથ્વીપર અધર્મ વધિ઼ ત્યારે દેવતાઓ ક્ષીરસમુદ્રને તીરે વિચારથી એની સ્તુતિ કરેછે એટલે આકાશવાણીથી તેઓને ઉત્તર મળેછે.]

(૨-૩) પારો પેટમાં જાતે મરે ત્યારે તે રોગ ટાળીશકે અને ત્યારપછી પેલો દરદી પુષ્કળ ખાઇશકે, એમ તારી વાસના મટે ને તું મુક્ત થાય તોજ તું બીજાની વાસના ટાળી તેને મુક્ત કરીશકે. અલ૦ દૃષ્ટાંતરૂપક, અને–ઉપમા.

૧૩. કણકા—સ. (कणिका. कण् સંકોચાવું.) પરમાણુ, રજ, છેક નાની કરચ.

રિદ્ધિ—સં. (ऋद्धि. ऋध् વધવું.) પૈસોટકો.

નિધ્યે—સ. (निधि. नि+धा મૂકવું.) ભંડાર, ખજાનો.

સૃષ્ટિનો નિયમ કે નાનાં નાના પરમાણુ ભેગાંહોય તે મળી એક મોટો પદાર્થ થાય અને મોટો પદાર્થ હોય તે ભાંગીજઇ પરમાણુરૂપે થઇજાય. મોટાપર ઝપાટા પડવાનો સંભવ વધારે, માટે તું નાનો છે એવું મનમાં જાણ, મોટપ તાણીલીધે ઉપાધિ ઘણી નડશે; હું જ્ઞાની હું ગુરુ હું બ્રહ્મ એમ અહંભાવ ધરવાથી કંઇ વિશેષ લાભ નથી; સૃષ્ટિમાં સઘળીજ વસ્તુ બ્રહ્મમાં બ્રહ્મ છે, બ્રહ્મ કંઇ અમુક વસ્તુ નથી, જેમ પૈસોટકો ઘણો એકત્ર હોય એનું નામજ ભંડાર. અલ૦ દૃષ્ટાંતરૂપક.

૧૪. પસાર્યું—સ. (प्रसारित. प्र+सृ પ્રે૦ બેરે૦ ભૂ૦ કૃ૦) ફેલાવ્યું, વિસ્તાર્યું, બધે [પાથર્યું.

રચના—સ. (रच् ધા૦) નિયમસર ગોઠવણી.

ચૈતન બ્રહ્મ—સં. (ચૈતન્ય૦. चित् વિચારવું; वृह् પસારવું) જ્ઞાનમય અવિનાશી પરમાત્મા, સમા૦ કર્મ૦ [બ્રહ્મ એ ઉ–જડ અને ચૈતન્ય.]

શિલા—સં. = પત્થર.

(છપ્પા ૧૪—૧૭.)

ચિત્ર—સ. ( चित्र् धा० ) છબી, તસવીર [આવે છે તે.
પિત્ર—સં. ( पितृ. पा પોષવું. ) વડીલો મરીગયલા જેનું શ્રાદ્ધ કરવામાં
માયાભેદ— સ. ( मा ભમાવવું; भिद् ભાંગવું, જુદુ કરવું. ) માયાના ખેલ.
ઉચ્છેદ— સં ( उत् પુરુ-છેક, छिद् કાપવું ) સમૂળો નાશ.

સૃષ્ટિની પૂર્વે પૂર્ણબ્રહ્મ એક જાતે તેજોજ્ઞાનમય વ્યાપીરહેલો હોયછે. પછી જેમ કોઇ વણકર દોરાને તાણાવાણારૂપે ગોઠવી મોટું વસ્ત્ર બનાવેછે તેમ તેણે પોતાનાં પોત એટલે મુળ એકરૂપની રચના કરીને સૃષ્ટિનો વિસ્તાર કીધો. જડબ્રહ્મથી ન્યારો જે ચૈતન્યબ્રહ્મ તે તો પત્થરમા કોતરીકાડેલાં ચિત્રની માફક નિત્ય છે-નાશવંત નથી પ્રાણી-માણસ પશુ પક્ષી, દેવ દૈત્ય પિતર-એ જડબ્રહ્મ સઘળા થઇ પાછા મટીજાયછે એ માયાનો ખેલ છે, ચૈતન્યબ્રહ્મનો સમૂળો નાશ છેજ નહિ

અલ૦ રૂપક.

૫. કવવું— સ. कु બોલવું. ) કવિતામાં વર્ણન કરવુ, રચવુ, બનાવવુ, જોડવુ
અદ્યાપિ—અવ્ય૦-સ. ( अद्य + अपि. ) આજેપણ, હાલમાં પણ.
પ્રત્યક્ષ—સ. ( प्रति પાસે, अक्षि આંખ ) નજરઆગળ, હાજર, મોજૂદ.
આગળ—અવ્ય૦. સ. ( अग्र ) હવેપછી, આવતા કાળમાં.
મનવૃત્તિ—સ. ( मनोवृ० , मनस् + वृत्ति. वृत् હોવુ ) ઇચ્છા, વળણ. ૨. જ્યાં મન પોંચીશકે એવા વિષય-બાબત-માયિક વસ્તુ.
અનુભવી—(સ. अनु પાછળ भू થવુ ) મગજમાં આણીને, તેઉપરથી થયલા નિશ્ચયને ધોરણે
મનાતીત સં. ( अतीत વેગળુ-अति + इ દૂર જવુ નો ભૂ૦ કૃ૦ ) જ્યાં મન નહિ પોંચીશકે એવો-પરમાર્થ વિષય, તત્વજ્ઞાન સમા૦ ૫૦; સસ્કૃતને
ગમ—સ ( गम् જવુ ) પ્રવેશ, સૂજ, સમજવાની શક્તિ. [ ધોરણે. દ્વિ૦
૧૬ જ્ઞાની - સ. ( ज्ञा જાણવુ ) તત્વશાસ્ત્ર-મોક્ષવિષયને અનુભવસાથે જાણનાર.
અણલિંગી—સં (लिंग ચિન્હ-लिग् રંગવુ ) વિદેહી, જીવન્મુક્ત. સમા૦ બહુ૦

(૨) તોળ્યુંજાય-તોળીશકાય, તોળાય [શક્યભેદ દર્શાવવાને આવું રૂપ વપરાયછે-વિશેષે કવિતામાં ] (૩) ઉપર કહેલી વાત બને તો જ્ઞાનીનુ બોલવુ સમજીશકાય, માટે જ્ઞાની તે કવિ નહિ જ્ઞાની તો જે બોલવાનો તે નિસ્પૃહ થઇ બોલનાનો, તેને કોઇ પારકુંપોતીકું નથી

અલ૦ દષ્ટાંતરૂપક અને પૃચ્છા થઇ આખું-ઉપમા.

૧૭. સ્થિતિ—સ. ( स्था ઉભારેવુ. ) હાલત; રેહાપણુ, અસ્તિત્વ
આપાપર—( अपर-સ. ) પોતીકુંપારકું, મારતારૂં, દ્વૈતભાન. સમા૦ દ્વંદ્વ.

(છપ્પા ૧૯—૨૩.)

લોટ પોટ—(स. लुठन ગબડવું ?) થાક કે અશક્તિનાં કારણથી ઢગલો ચઇપડેલો. ૨. ભિન્નાભિન્નતા ટળી એક બ્રહ્મરૂપ થયલો.

(૩) જેમ પક્ષીને પાંખમાં કે પગમાં ગમેત્યાં બંદુકની ગોળી લાગી તો તેનું ઉડવાનું બંધ થાય, તેમ વૈરાગ ઉપજ્યો કે પછી મન વિષયપર ધસ્યુંજતું—હોય તે ત્યાંથી ખંચાયજ.  અલં૦ રૂપક.

૨૦. પલટાએ = બદલાય, ફેરવાય, ફરે.

ઢંગ = રીત, ડોળ. [મજાકમાં કે અપ્રસન્નતા બતાવતા વિશેષ વપરાયછે.]

રંગ—स. (रज् રંગવું.) તરેહ; ખેલ; ફેરફાર.

૨૧. જાગકુજાગ = સારી જગા કે નબળી જગા. ૨. નીચ કે ઊંચ જાતિ.

समा૦ કુજાગ-કર્મ૦. [ज्या પૃથ્વી—स., गा જમીન—फा. આ બે એકાર્થી શબ્દો મળી થયુહશે-જાગા-જગા.]

સહી—अ. (सही्ह ખરું.) ખચિત, નક્કી.  [ગણવાની વૃત્તિ.

પડછાંયો—स. (प्रतिच्छाय.) સામો છાયો, ઓળો; અજ્ઞાન. ૨. ભેદ-

૨૨. સ્વૈં—स. (स्वय.) પોતેજ, જાતેજ. અલં૦ ઉપમા-પરિણામ.

ગ્રહિયે આદરી—(स. ग्रह् લેવું, आ + दृ માન આપવું) માનસાથે લેયે, સારી-ખરી વસ્તુ ગણિયે.

નવ ગ્રહરત્નો—स. (ग्रह् અસર કરવી; रम् ખુશથવું  ગ્રહ = આકાશમાં સૂરજની આસપાસ ફરતા તારાજેવા પણ વધારે ને સ્થિરચળકતા દેખાતા ગોળા. એ નવ છે-રવિ, ચંદ્ર, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ. એ નવગ્રહનાં નવ રત્ન કેવાયછે-હીરો, માણક, મોતી, પાનું, પોખરાજ, ગોમેદ, લસણિયો, પરવાળું અને લીલમ. [ગ્રહમાં અને આ રત્નોમા રંગના સાદૃશ્યપરથી આ વિચાર હશે]

મુલવાય—(सं. मूल्य કિમ્મત ઉપરથી) ભાવ પડે, કિમ્મત ઠરે.

પારસ—सं. (स्पर्श-मणि. स्पृश અડકવું) એકજાતનો પત્થરનો મણિ. [એનેવિષે કવાયછે કે એ લોડાને અડકે તો તે સુન્નુ થઇજાય.]

પાર—सं. (पार् ઓળગવું.) છેડો-ભવસાગરનો, મોક્ષ. પાર મૂકે=મોક્ષ આપે

(૧) માયા, (૩) વેગ-જૂદા જૂદા પંથોની ખટપટ (૧ ખ) ત્યારે પંથોને ખરા માની તે ખટપટમાં શુંકામ પડવું ? એથી કંઇ આખર મોક્ષ ન મળે અલં૦ ન્ચ્છા. [ત્યાં એ ઉભયાન્વયી અવ્ય૦.]

૨૩ જતિ—स. (य० यम् વશમાં રાખવી ઇંદ્રિયોને.) મનના જોરસા માર્યાહોય એવો પુરૂષ, ત્યાગી

(છપ્પા ૨૩—૨૫.)

કુંવે = કેવાડે, ગણાવાની ઇચ્છા હોય.

રીત—સં. (રીતિ. રી જવુ, વર્તવુ.) બાર દેખાડતા નીમ, ઉપરના ડાળ, ઢોંગ

વરણ—સં. वर्ण वर्ण् રંગવુ, બયાન આપવુ જાત-બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર

આશ્રમ—સં. (આ હદ બતાવેછે, श्रम् પ્રયાસ-મેહેનત કરવી, आश्रम् સંસારી શ્રમની હદ આશ્રમ) જિંદગીની મજલ-ઉમ્મરપ્રમાણે. [૧. બ્રહ્મચર્ય-જનોઇ દે ત્યારથી તે લગ્ન થતાસુધી રેવાની વિદ્યાર્થીઅવસ્થા ૨ ગૃહસ્થાશ્રમ-લગ્ન થયાપછી એક પુત્ર થઇ તેને માથે કુટુંબભાર નાખી વનમા જતાસુધીની અવસ્થા ૩ વાનપ્રસ્થ-ગૃહસ્થાશ્રમપછી સંસારઉપરથી ભાવ ઉઠાડી વનમા કે અરે કોઇ એકાન્તસ્થળે તત્વશોધનને અર્થ રેવાની અવસ્થા. ૪ સન્યસ્ત-તત્વજ્ઞાન થયુ એટલે ભેદાભેદ ટાળી સર્વપર સમદ્રષ્ટિ રાખી કેવળ ભિક્ષુકરૂપે રેવાની અવસ્થા ]

વેષવેવાર—સં (विष् પેસવુ કે પસરીરેવુ, व्यवहार-वि+अव+हृ ધાતુ૦) વેવાર = સંસારમા એકબીજાસાથે કામ પડેછે તે. વેષવેવાર = ઉપરના ડાહળી-ભેખની ખટપટ. ૨. ભેખ અને તેના નિયમો પાળવાની કડાકૂટ સમા૦ ૫૦ ૨ ૬૬

(૨-૩) માણસ જના જનમે ત્યા ચાર વરણ અને ચાર આશ્રમ એમાથી કોઇ એકના ચિન્હ રાખી તેના નિયમ પાળવાના એ તો કર્મ લાગેલુજ છે, એમા નવી કઇ કમાઇ કમાયો ?

૨૪ કરતાર—સં (कर्तृ कृ ધા૦) ઇશ્વર

માથે કરી = માથાપર નકામો બોજો ખેંચીનઇ, હુંપદ ધરીને. [ગુજરાતીમા નવુજેવુ લાગે, પણ સં. मस्तके कृत्वा.]

પોટલો—સં (पोटलिका) એ નકામો બોજો-હુંપદ અલં૦ રૂપક.

મૂળ હુ બ્રહ્મ હતો અને આખર બ્રહ્મજ છુ, હુંપદ મેં ધર્યુ માટે જીવ થયો-એવી સમજથી જે માણસ હુંપદ ટાળે તો તે મુક્તજ છે

૨૫ વખ—સં (विष. विष् વ્યાપવુ) ઝેર

તાતી—સં (तप्त. तप् ધા૦ નો ભૂ૦ કૃ૦) તપેલી, ઊની

વેળુ—સં. (वालुका.) રેતી

વસ્તુવિચાર—સં. (वस् રેવુ, वि+चर् આગળ જવુ) તત્વજ્ઞાન.

(૧) માથા ટળી તત્વજ્ઞાન રેજમા થાય તેનેમાટે દેહ દમવાની ને દુખ ત્રાસ કરવાફરવાની શી જરૂર! (૨—૩) અળગો-માયાની જાળ સાધ્યો, જેમ ચણો ભાડિયામાની રેતીથી.

(૨) અલં૦ ઉપમા.

(છપ્પા ૨૬—૨૮.)

૨૬. હેતુ—સ. (हि ઉશ્કેરવુ) ખરુ કારણ, વાજબી સબબ.
પ્રવૃત્તિ—સ. (प्र આગળ, वृत् થવુ) સસારગમ મનનુ વળણ, સસારસાથે વળગણુ-નિવૃત્તિથી ઉલટુ. [(લક્ષણા)
કુબુદ્ધિ—સ. (बुध् જાણવુ) નઠારી બુદ્ધિ; નઠારી બુદ્ધિનુ માણસ-મૂર્ખ
સરે = આખરે ખરુ, વાસ્તવિક ૨. આખર, પરિણામ, સેવટ.
અલ૦ દૃષ્ટાંતસાથે ઉપમા.

૨૭ ઘર—સ. (गृह) અહિયાં-શરીર.
ઘાયક—સં. (घातक. हन् મારવુ) ઘા-મોટું નુકસાન કરનાર, મોક્ષ થવામાં હરકત કરનાર-આડે આવનાર. [ઉપર પ્રીતિ.
મનકામના—સ (कम् ઇચ્છવુ) મનની ઇચ્છા, ઉમેદ, મુરાદ; સસાર-
મોહ્યા—સ. (मोहित. मुह् ધા૦) મોહ પામેલા, પરવશ પડેલા દામના મોહ્યા=પૈસો-સસારી ઉપભોગનુ સાધન મેળવવામા ગુથાયલા; સસારી વિષય જેને ઘણા વાલા એવા, વિષયમા લીન.
કુશળે—સ. = ક્ષેમ, સુખરૂપ, બિનહરકત.
નિર્વાણ—સ. = મોક્ષ, મુક્તિ. [જ્ઞાન, તત્ત્વજ્ઞાન.
આતમજાણ—સં. (आत्मज्ञान ज्ञा જાણવુ) પોતે મૂળ કોણ તેસબધી
સમણું—સ. (स्वप्न. स्वप् સુવુ.) અજ્ઞાન.
સરે = ખરી વસ્તુ. ૨. ખરો સિદ્ધાંત

(૧) મોક્ષમા હરકત કરનાર શત્રુ તો તારા શરીરમાજ વસેલો છે—મનની ઇચ્છા એજ મોટી આડ, અને તું જપતપાદિ સાધન કરે તેમા શું વળ્યુ? એવી ખટપટ તો બધી સસારમોહને આપવાવાળી છે (૩) આત્મા તો મુક્તજ છે પણ અજ્ઞાનનેલીધે તેને જન્મમરણ છે, જ્ઞાન એજ ખરી વસ્તુ છે-અથવા-અજ્ઞાનથી જન્મમરણ અને જ્ઞાનથકી મોક્ષ, એ ખરો સિદ્ધાંત

૨૮. ભૌમ્ય—સ. (भूमी.) માટી, મટોડી [તું સમજ.
ભાંડ—સં. = વાસણ-માટીનાં
સરું = શરૂ, શરુઆત, મૂળ.
કાવ્યું = કેવાયું, નામ પડયુ
શિવ—સં. = ઇશ્વર, બ્રહ્મ
વસ્તુગત—સં. (गति-गम् જવુ) વાસ્તવિક જોતાં, મૂળનો વિચાર કરતાં.
ગતિ = આખરની હાલત
અહંતા—સં (अहम्) કેવળ અભિમાન

(છપ્પા ૨૮—૩૨.)

ટેક—(સં. ટિક્ હાલવુ, જવું) પણ, વટ; હઠ, મમત; ઉપાધિ.
ઉજ્જ્વળ—સ. (उत् પણ, ज्वल् પ્રકાશવુ) ધોળુ, ઉજળુ.
અલં॰ દ્દષ્ટાંતસાથે ઉપમા; ઉપમા. [સરખાવો—ન૨૦ ૫૬ ક—૩]

૨૯. અગમપંથ—સ. (पथ् જવુ.) જ્ઞાનમાર્ગ. સમા॰ કર્મ૦.
મલ્લ—સં. (मल्ल् મારીનાખવું) રીંછ
એકલમલ્લ—સ. (मल्ल પકડવુ) મનસ્વીપુરુષ, વિરલા પુરુષ એકલ=પોતે પોતાનીમેળે મગન, મલ્લ = પેહલવાન. સમા॰ કર્મ૦.
ઠેરાય—(સં. સ્થિર-ઉપરથી.) ઠરે, ઊભોરહે, ટક્કર લે.

જ્ઞાનમાર્ગમા એક મોટું રીંછ (માયા) છે તે બધાને નડેછે, તેથી કોઇકજ વિરલો પુરુષ એ રસ્તે ચાલીશકેછે; તે તો માયાથી ડરી આડો ફ્રતો નથી—સંસાર છોડી એની સન્યાસી થઇ મુક્ત થવા ઇચ્છતો નથી, પણ સંસારમાંજ રહી પોતાના જ્ઞાનબળે એની સામે ટક્કર લયાકરેછે-ફ્ળને નિસ્પૃહ રહી દુનિયાદારીના કામો કરયોચાલ્યોજાયછે એમ કરે તેજ ખરો જ્ઞાની, બાકી બધા ખોટા પતરાજી વગરઆધારની ઈંદ્રીઆધ નહિ એવી વસ્તુ બ્રહ્મ તેને પામવું કંઇ હાસીખેલ નથી—એ તો જમીનવના અવકાશમા ડગલા ભરવાજેવું છે અલં॰ દ્દષ્ટાંતરૂપક.

૩૦. પણખાંડે—સં. (खड्ग-खड् ચીરવુ) વગરતલવારે. ૨ જપતપાદિ સાધન-રહિત=રહિતે. [વગર.
આતમરીત—સ (आत्मरीति.) આત્માનુ સ્વરૂપ; આત્મ-તત્વજ્ઞાન.
નિવૃત્તિ—સં. (नि + वृत् દૂર રેવુ, પાછા હઠવુ) ઉપાધિથી દૂર હોવુ તે, જોસ્સાઓ દાબેલા એવી હાલતમાં હોવુ તે-પ્રવૃત્તિથી ઉલટુ

(૨-૩) માયા કાઢી બ્રહ્મને મેળવવાની-જીવ મટી શિવ થવાની પણ ઇચ્છા ન કર સહજ થાય તેમ થવાદેવુ, એ ધોરણપર રહે તો તું મુક્તજ છે, અને પ્રવૃત્તિ નિવૃત્તિ કોઇની સત્તા તુંપર રેશે નહિ. [પ્રવૃત્તિની માફક નિવૃત્તિ પણ એક જોરસો છે-પ્રવૃત્તિ ટાળી શાન્ત થઇરેવુ એનુ નામ નિવૃત્તિ]

૩૧. ગુણ—સ (गुण् લવચાવવુ, ગણવુ) ધર્મ, ખાસિયત.
રૂપ—સ. (रूप् જેવુ) આકાર.
શ્વેત—સ (श्वित् ધા૦) સફેદ, ધોળુ
શામ—સ. (श्याम) કાળુ.
દનુજ—સ. (दनु દૈત્યની મા) દૈત્ય. [સમજીશકે
આલંબે—(स આ + लंब् આધાર આપવો આ + लभ् પકડવુ?) પકડે,

૩૨. વસ્તુ—સં. (वस् રેવુ) ચીજ, ખરી ચીજ-બ્રહ્મ

(છપ્પા ૩૨—૩૩)

ઇંદ્રીને ગ્રાહ્ય—સં. = ઇંદ્રીવડે પકડી-સમજીશકાય એવુ. [ જો૦ સામ૦ ૫૬
અંતર—સ. = માહે. [ ઇંદ્રીને-ચતુર્થી છે. ]

બાહ્ય—સ. = બાર.

મધ્ય—સં. = માહે, અદર.

અંતરપટ—સ. = વચ્ચે ધરવાનું વસ્ત્ર, પડદો.

ઘડે—(સં. ઘટ ધા૦) બનાવે, ઊભુ કરે.

પડશે વગે = ઠેકાણે પડશે-મટીજશે

બ્રહ્મ ઇંદ્રીઓવડે જાણીશકાય એવુ નથી, કારણ કે ઇંદ્રીયો ગુણનુ ગ્રહણ કરીશકે અને બ્રહ્મ તો ગુણાતીત-ગુણથકી પર કેવાય નહિ કે બ્રહ્મ અદર કે બાર, કેમકે એમ કેવાને બે વસ્તુ અને તેની વચમા પડદો હોવો-જોઇએ, અને એ પડદો ભેદ તો માયાના કારણથી ભાસેછે, તો તત્વજ્ઞાન થયુ અને માયા ટળી એટલે તેથકી ઉપજેલો પડદો આપોઆપ મટીજશે, અને એમ થયુ કે બધી ભિન્ન ભિન્ન ભાસતી વસ્તુ એકરૂપ થઇરહી

(૨) અલ૦ સજીવારોપણ.

૩. ક્ષર—સ. (क्षर् ધા૦) નાશવત, વિકારી

અક્ષર—સં. = અવિનાશી, અવિકારી સમા૦ ન૫૦. [ બન્યો ?

સલુજ્યો ? = ભીંજીગયો, લીન-એકરૂપ થૈરયો, ભેદાભેદ ટળી બ્રહ્મરૂપ

ચોવિશ તત્વ—સ (तत् તે ] ચોવીશ મૂળવસ્તુ. [ પચમહાભૂત આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી પચકર્મેંદ્રિય-મોઢું, હાથ, પગ, ઝાડાની વાટ અને પિશાબની વાટ, પચજ્ઞાનેંદ્રિય ચામડી, આખ, કાન, જીભ ને નાક, પચતન્માત્રા એટલે પચમહાભૂતનુ (અક્રેકુ) સૂક્ષ્મરૂપ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગધ, અત કરણચતુષ્ટય-મન, બુદ્ધિ, ચિત્ત ને અહકાર એ ચોવિશની સાથે માયા લઇ પચ્ચીશતત્વ ગણવાનો રિવાજ છે અખો માયાને જૂદી વર્ણેછે માટે ચોવીશ કેછે ]

સમુદાય—સં (सम्+उत्+इ એકઠા હોવું) સગ્રહ, જથો

ચૈતનઘન—સ. (चैतन्य० चित् વિચારવુ, हन् ઠોકવુ) જ્ઞાને ભર્યો, જ્ઞાનમય, જ્ઞાનરૂપ સમા૦ ત૦

અણુચબ્યો = બ્રહ્મ. (જો૦ ૮)

અનુભવ્યો—(સં अनु+भू ધા૦) અનુભવ લીધો, જાણી સિદ્ધ કીધુ.

ચોવીસ તત્ત્વની સઘળી રચના છે, છે ચોવીસ તથાપિ બધાની ઉત્પત્તિ એકબ્રહ્મથી-બ્રહ્મ એકજ્ઞાનરૂપ વસ્તુ છે, પણ તેમા હુ એવો ભાવ ઊઠેત્યારે તેમાથી

(છપ્પા ૩૩—૩૬.)

સંસારની રચના આ પ્રકારની જે ખરેખરી સમજ્યો તેણેજ બ્રહ્મ ઓળખ્યો. [આ છપ્પો નથી-અષ્ટપદી છે. એમાં મુજ અને હું બે શબ્દ એકજ વસ્તુ-બ્રહ્મને સૂચવેછે, તોપણ અંતર્ભેદ આવો જણાયછે-હું તે કેવળ બ્રહ્મ જ્ઞાનરૂપ સર્વત્ર વ્યાપીરહેલું. અને મુજમાંહેલો હું તે જ્ઞાનરૂપ બ્રહ્મમાં હુંપદ ઉપજ્યાપછીની અને તે છેક જીવરૂપે થતાંપ્રેલાંની સ્થિતિ.]

૩૪. ભખે—(સ. મક્ષ્ ધા૦) ખાઇજાય, ગળીજાય; પોતામાં સમાવીદે.

આશ્રમદર્શન—(જો૦ ૨૩, ૩.) સમા૦ દ્વંદ્વ.

ગ્રહે—(સં. ग्रह् ધા૦) પકડે, તેના નિયમપ્રમાણે ચાલે. [ભરપૂર.

રસબસ—(સં. रसवश् ! રસને આધીન-માં ડૂબેલો.) ઝકઝોળ, રગરોળ, જ્ઞાની તેજ જેને એવો નિશ્ચય થયોછે કે હું બ્રહ્મ છું અને માયા બ્રહ્મથી જૂદી વસ્તુ નથી-માયાને કંઇ વસ્તુ ગણી તેને ટાળવા ઇચ્છે એ મિથ્યા; શરીરની છાયા શરીરથી અળગી પડીશકતી નથી, એ તો શરીરમાં સમાય તોજ જૂદી ન જણાય. આશ્રમ અને દર્શનના ભેદ પાળે માયા નહિ ટળે, એમ તો માણસ ઉલટો માયાથી ભરપૂર થઇરહે-કારણ કે ભેદાભેદ એજ માયા.

(૨) અલં૦ દૃષ્ટાંત.

૩૫. ભેદુ—સ. (भिद् ભાંગવું.) ભેદ-છૂપી કળ જાણનારો.

સમુગગી—સં. (समूल.) સઘળી, તમામ. સમા૦ બહુ૦.

ગળે—(જો૦ ઉપર-ભખે.)

આપાપર = પોતીકુંપારકું, મારુંતારું; ભેદાભેદ. સમા૦ દ્વંદ્વ.

ટળીને ઊગરે = ટળતાં જે બચે-બાકી રહે.

સહજ--સ. (सह સાથે, ज ઉપજેલું.) શ્રમે કે અભ્યાસે નહિ પણ પોતીકી-મેળે થયલું, આપોઆપ ઉપજેલું. [જો૦ રાસ૦ ૩૩-સહજમાં.]

લક્ષ—સં. (लक्ष् ધા૦) એકાગ્રવૃત્તિ, ધ્યાન.

સ્થિતિ—સ. (स्था રેવું.) મુકામ.

મોક્ષમાર્ગની આ કળ સમજ્યો તે માયાને પોતામાંજ સમાવીદે, અને એમ સમાવી તેનું પ્રથક રૂપ ટાળ્યું એટલે બ્રહ્મથી નિરાળો જે હું તે પણ ટળ્યો. હું તું ટળ્યાપછી જે શેષ રહ્યું તેમાં એકાગ્રવૃત્તિ આપોઆપ આવી વસવાની. મેં માયા જીતી એ અભિમાન પણ ન રહે-જીત્યો એ વિચારજ ટળીજાય, જીતનાર કોણ ને શું જીતવાનું? [૩-૫ જીત્યો હારે આવે કાન-એ પાઠપ્રમાણે આ અર્થ થાય-મેં માયા જીતી એવું અભિમાન થયું તો તે માયામાંજ રહ્યો અને પાછળથી તે પસ્તાય.]

૩૬. સેવતાં—(સ. सेव् ધા૦) પાળતાં, રક્ષણ

(છપ્પા ૩૬—૩૮)

ડસે—(सं. दंश् धा०) કરડે.

સિદ્ધિ—स. (सिध् પારપાડવું.) ઇશ્વરપ્રસાદિ અથવા મંત્રપ્રસાદી. ૨ કેટલાંક દુર્ઘટ મન્ત્રતન્ત્રાદિક સાધનથકી પ્રાપ્ત થનારું જે અલૌકિક અદ્ભુત સામર્થ્ય તે. [એ સામર્થ્ય આઠ છે-૧. અણિમા = ઝીણામાં ઝીણી વસ્તુનું રૂપ ધારણકરવાની શક્તિ ૨. મહિમા-મોટું-વૈરાટરૂપ ધારણ-કરવાની શક્તિ. ૩ ગરિમા-વજનમાં ભારે અથવા દેખાવમાં ભારેખમ થઇજવાની શક્તિ. ૪. લઘિમા વજનમાં છેક હલકું થઇજવાની શક્તિ ૫. પ્રાપ્તિ-કોઇપણ ચિન્તેલી વસ્તુ પ્રાપ્ત કરવાની શક્તિ. ૬ પ્રાકામ્ય-ઇચ્છા થઇ કે કામ બન્યુંજ છે એવી જે ઇચ્છાશક્તિ તે. ૭. ઇશત્વ-મોટાઇ-પ્રભુત્વ ધારણકરવાની શક્તિ. ૮ વશિત્વ-વશીકરણ કરવાની શક્તિ.]

અજરામર—स. (जॄ અને मृ धा०) ઘડપણ અને મોતરહિત समा० દ્વ.

જતન—सं. (यत्न. यत् धा०) પ્રયાસ, શ્રમ, મેનત મથન [વચન.

મંત્ર—स. (मन्त्र् છાને। વિચાર કરવો.) કઇ કામ સિદ્ધ થાય એવું ગુપ્ત

અઘોર—स. (घुर् બીવાડવું; अ—જેવું) ભયંકરજેવું, ભયંકર.

અઘોર મંત્ર = જોઇને ભયલાગે, ચિતળી ચડે એવી ક્રિયા કરવાથી ફળીભૂત થાય એવા મંત્ર. [અઘોરીઓ એક હાથમાં માણસની ખોપરી મળમૂત્રે ભરેલી અને બીજા હાથમાં ધગધગતી સગડી રાખેછે ને નાગા રેછે.] [કર્મ० अलं० રૂપક.

આતમઅર્ક—स (आत्म० अर्क् તપાવવું) આત્મા-બ્રહ્મરૂપી સૂરજ. समा०

[મંત્રતંત્રાદિકવડે સિદ્ધિ મેળવ્યાથી કંઇ મોક્ષ ધારેછે તેમ નથી, એ તો ઉલટું માયામાં ફસવાનું છે]

(૧) अलं० ઉપમા. [રજ, તમ.

૩૭. ગુણ—स. (गुण् લલચાવવું) માણસની પ્રકૃતિ ત્રણ પ્રકારની છે તે-સત્વ,

ભૂતવિકાર—स. (भू થવું; वि+कृ બગાડવું) પંચમહાભૂતના ફેરફાર-અસર-ખટપટ.

દેહ-સ્થૂળ ને સૂક્ષ્મ, ઇંદ્રિયો-જ્ઞાનેંદ્રી ને કર્મેંદ્રી, અને ત્રણ ગુણ-એ સઘળાંવડે જેકંઇ કર્મ થાય તે માયાનીજ સત્તા; એ કર્મ હું કરુંછું એવું અભિમાન ધર્યું તો તે તને લેપનથશે-તેનાં ફળ તારે ભોગવવાં પડશે, માટે એવું માની પીડા શુંકરવા વોરીલેછે? એ બધી પંચમહાભૂતની ખટ-પટ છે એમાં મારે કંઇ સબંધ નથી-એવો નિશ્ચય થાય તો સૅજમાં મુક્ત થાય.

૩૮. ફજેત—अ, = આફત, હાણ, કમબખ્તી.

(છપ્પા ૩૮—૪૦.)

અજ—સં. (जन् પેદાવવું.) અનાદિ ઇશ્વર.
અજા સં. (जन् ધા૦, માયા [જેમ બ્રહ્મ અનાદિ તેવીજ માયા અનાદિ.]
ઈંદ્રીગ્રાહ્ય—(જો૦ ૩૧, ઈંદ્રીને ગ્રાહ્ય.)
હરિલિંગ—(लिंग् રંગવું) ઇશ્વરનું અરૂપ દેહત્વ-વગરઆકારનું દેહપણું.
નાનારંગ—સં. (रंज् રંગવું; ખુશ કરવું.) તરેહ તરેહની મોજમઝા.
સમા૦ કર્મ૦

ઢંગ = આકાર, ડોળ, ઠાઠમાઠ. [ઘણુંકરી મશ્કરી કરતાં વપરાયછે.]
(ક-ખ) અને એજ કારણથી સૌ જૂદાજૂદા પંથમાં પડી જૂદાજૂદા ભેખ
ધારી જૂદેજૂદે રૂપે બ્રહ્મને કલ્પી જૂદાજૂદા વિધિએ સેવેછે, પણ એ તે.

૩૯. વદન—સં. (वद् બોલવું.) મોહું [બધી માયાની જાળા
મૂળ સર્વેનું બ્રહ્મ, પણ ઉપજ્યા માયાવડે, માટે માયા તે મા અને બ્રહ્મ તે
બાપ. હવે જીવ પાછો બ્રહ્મ થતાં માયા અંતરાય થઇપડેછે, એ અંતરાય
છતાં જેને બ્રહ્મનું પિછાન એકવાર થયું તે ફરી માયાના પાશમાં ફસતો નથી.
અલં૦ રૂપક અને સજીવારોપણ.

૪૦. મુક્તિ—સં. (मुच् છોડવું) જનમમરણના ફેરામાંથી છુટકારો થવો તે;
જીવ મટી શિવ થવું તે; હું બ્રહ્મથી જૂદો એવું જે માયા મનાવેછે તે
માયાનું ટળવું તે.
પ્રગટ્યો—(ग प्र+कट् ખુલ્લા થવું.) ઊભો થયો, ઉત્પન્ન થયો.
જામ—સં. (या० यम् હદમાં રાખવું.) ત્રણ કલાક, પોર.
અમોઘ—સં. (मुह् અજ્ઞાન થવું.) કદાપિ ફોકટ ન થાય તેવું; સદા જેવુંનું-
તેવું. સમા૦ નપ૦
વૃત્ય—સં. (वृत्ति. वृत् હોવું.) વળણ, ઇચ્છા; વેવાર.
સંસૃત્ય—સં. (०ति. सम् બરાબર રીતે, सृ વેવું.) વેવું તે, પ્રવાહ.
મોક્ષની ઇચ્છા કરવી એનું નામજ બંધન, કેમકે એમ ઇચ્છવામાંજ માણસે
પોતાનું બધન માનીલીધું, અને મનથી એમ માન્યું એટલે તે બધનમાં
છેજ—[ मन एव मनुष्याणां कारणं बंधमोक्षयो := માણસને બંધન અને
મોક્ષનું કારણ પોતાનું મનજ] બંધન અને મોક્ષ એ વસ્તુતઃ કંઇ છેજ
નહિ-મનથી માનીલીધેલી વસ્તુ છે. સમણામાં કોઇ જાણે કે મને કોઇએ
કેદકીધો તો તે ખરેખરો કેદથયોહોય તેવુંજ કષ્ટ તે વેળા તેને થવાનું,
પણ જાગીને જોશે કે હું તો છૂટોજ છું ત્યારે તેનું બધન અને તેથકી થતાં
સઘળાં દુઃખ આપોઆપ ટળીજવાનાં (જો૦ નીચેનો છપ્પો.); આત્મા
અનાદિ નિરંતર જ્ઞાનમય બ્રહ્મ છે, તેને બંધન છેજ નહિ, એ તો સર્વત્ર.

( છપ્પા ૪૦—૪૩ )

સર્વદા જેવાનેતેવાજ છે, ઇંદ્રિયો અને ગુણના સઘળા વેવાર એ તો માયાનો પ્રવાહ છે સસારમા બનતા બનાવોના સબધમા વિચાર કરિયે તોજ પળ, ઘડી, પોર, દિવસ, રાત, માસ, વરસ એવા એવા નામ અ ાય, પણ કાળ મૂળે કઇ વિભજ્ય વસ્તુ નથી, એ ન્યાય આત્માને બધન-મોક્ષ વસ્તુત નથીજ, મને માનીલેવાથી એવુ ભાસે, પણ વિચાર કરતા આત્મા જેવોતેવોજ રેચલોછે

૪૧. વેષે—સ. = દેખાવમા

મરતકજસો—સ. = મરવાજેવો

મણિ—સ = સજીવન મણિ—એ મરેલાને જીવાડે એવુ મનાયછે

ઔષધિ—સં. = દવા માંણુ—ઓ० [ મેની ઔષધિ કે મેલા મત્ર ? ]

વિધિ—સ. ( वि + धा કરવુ ) ઉપાયો—મણિ મત્ર ઔષધિ ઈ०

(૩-૫) જાગેથી એ બધું ટળીજાયછે તેમજ સસારવિષે સમજીલેવુ અજ્ઞાનથી ખરુ ભાસે, જ્ઞાન થતા સઘળુ મિથ્યા થઇજાયછે

અલ० દષ્ટાતરૂપક, પાઠ્ગથી ઉપમા [ અટપટી ગરબડ

૪૨. માનિનતાભેદ—પ. (જો० ૪ ) હુપદથકી ઉપજેલી નહિ સમજાય તેવી

વિધિનિષેધ—સં (वि + धा ફરમાવવુ, नि + सिध् અટકાવવુ ) આ કરવુ આ ન કરવુ એના વિચાર, ભેદાભેદ સમા० ૬૬

દશા—સ. = સ્થિતિ, હાલત, મૂળ

અંધેર—સ ( अधकार. ) ગેરબંદોબસ્ત, ગરબડ

(૨-૩)અખાડચૈતનશિવાયનુ કઇ દેખાયછે તે વિષે વિચાર કરશો તો સમજાશે કે શુ છે એ તો આપણુ મન ભ્રમિત થવાથી મિથ્યા ભાસ છે, જેમ કોઇ માણસ ચકરી ખાતા સ્થિર વસ્તુપણુ તેને ફરતી દીશેછે

અલ० પૃચ્છા, દષ્ટાત

૪૩. ભવ—સ ( भू થવુ ) સસાર

પડછંદા—સ (प्रतिशब्द प्रात अभा ) પડઘામા બોલતો

ભ્રમ—સ ( भ्रम् ભટકવુ ) ખોટી કલ્પના—ધારણા

પૂર્યો—( स पृ ભરવુ ) બધે પસરીરહ્યોછે

સસાર મિથ્યાભાસ છે, ત્યારે કલ્પના ઉઠશે કે એને સત્ય કરી માનનાર કોણ ? શોધ કર્યાથી એ માનનાર કોઇ જૂદા પુરુષરૂ જડનાર નથી, તેમ એ માનનાર ન જડે—એ વેમનો ખુલાસો થઇ મનસાએ નિશ્ચય ન થાય ત્યા સુધી જન્મમરણનો ફેરો હાજર રહ્યો અનો ખુલાસો આ રીતે—કોઇ માણસ સાદ કરે તેનો પડઘો પડે, એ પડઘાને કોઇ બીજા માણસનો અવાજ ધારી તેની સામે બેઠો માણસ જેમ બોલે તે રીજ રીતે પડઘો

(છપ્પા ૪૩—૪૬)

અવાજ પાછો વાળવાનો; તેમજ માણસની ખોટી કલ્પના માણસનેજ સંસારના આકારમા બતાવેછે-અર્થાત્ સંસાર વાસ્તવિક છેજ નહિ, એમ પડઘામાં બોલનાર કોઇ જૂદો પુરુષ નથી અલં૦ દૃષ્ટાંત. [ વણુશોખ્યે નવ ભમંુંપડે-એવો પાઠ લેતા પેહેલી ઓળિનો આવો અર્થ થાય-સંસાર અસત્ય છતે સત્ય છે એમ માનનાર જપતપ જોગધ્યાન ઇત્યાદિ સાધનથી જડવાનો નથી, ન જડે તો ચિંતા નહિ, મનથકી એવો નિશ્ચય થાય કે સંસાર મિથ્યાભાસ છે ને હુ તો કેવળ બ્રહ્મ છુ તો તું મુક્તજ છે.]

૪૪. અણુલિંગી—સ. (लिंग (ચન્હ.) જ્ઞાની, જીવન્મુક્ત. સમા૦ બહુ૦
કળ—સ. (कला. कल् સમજવુ.) જુગતિ, કોંટી, કૂંચી.
પોખે—(સં. पुष् ધા૦) પોષે, મદદ આપે. બળ પોખે = વધારે તેજ આપે.
યોગ—સ. ( युज् જોડવુ જો૦ ૩-ખટદર્શનમાં ૬ ) પ્રાણવાયુનું રુંધન કરી અંત કરણની એકાગ્રતા કરવી અને પછી જીવાત્માનુ ને પરમાત્માનું એકપણુ કરવુ તે; એમ કરવાનુ જે શાસ્ત્ર તે.
સાંખ્ય—સં. (सङ्ख्या-ઉપરથી જો૦ ૩. ખટદર્શનમા—૫.)

વિદેહી-જ્ઞાનવડે જીવન્મુક્ત એવા પુરુષો જે જુગતિથી મુક્ત થયા તે મે અનુભવથી કહીબતાવી; એ કોટી મથમા ન જડે. એ વિષયપર બે મોટા ગ્રંથ જે યોગ અને સાંખ્ય તેજ એકબીજાને ખંડેછે. એ જુગતિ તો અનુભવી ગુરુપાસથીજ જડે-મુક્ત હોય તેજ મુક્ત કરીશકે, ચરમામાં અદરબાર નથી-બતે પારદર્શક છે માટેજ તે આખનું તેજ વધારીશકે.

અલં૦ દૃષ્ટાંત.

૪૫. કિલ્વિષ—સ. = પાતક, દોષ, પાપ
મહિમાય—સં. (૦મા. महत् મોટુ-ઉપરથી.) જશ, પ્રતાપ.
મોટપ—(સ. महत् મોટુ-ઉપરથી) મોટાપણું, મહિમા
સમર્યે—(સં. स्मृ ધા૦) યાદ કરવાથી, સંભારવાથી.

[ભક્તિ-ચૈતન્યબ્રહ્મ સચરાચર રચેલોછે તેની ભક્તિ-તે ઉત્પત્તિસ્થિતિ-લયાદિકનો કરનાર છે એવુ જ્ઞાન રાખવાનુ એવા ઇશ્વરને કહી દૂરવાનો નથી, જ્ઞાની-મુક્ત માણસમા જે ચૈતન્ય રહેલુછે તેજ ઇશ્વર-તેના સ્થૂળ દેહનો વિચાર ન કરવો, એનેજ અખો ખરી ભક્તિ કહેછે.]

૪૬. કર્તાંઅધકે—સં. (ઘણો-सन् ૨-अस् હોવુ-નો વર્તં૦ કૃ૦) કર્તા છતાં, કર્તા છે તોપણ. [ઘણો, માહેગો-આવા શબ્દોનો પ્રયોગ ઠીક કરેછે-વિભક્તિનું કે એવું બીજું પોતાનું કામ કરવાની સાથે વિશેષણનો ગુણ કઇ રાખેછે]
લિંગ—સ. ( लिग् રંગવું, ચિન્હ કરવુ. ) જાતિભેદદર્શક સંજ્ઞા, જાતિ.
"જળચર અંગ—ન. (થળ-સ્થલ; ને આકારમાં-ગ્ર આકાર; चर् ફરવુ)

(છપ્પા ૪૬—૪૯.)

પાણીમાં રેનાર પ્રાણી, ભોંયપર વસનાર પ્રાણી અને આકાશમાં ગમન કરનાર પ્રાણી-એ બધાંનાં શરીરમાં-રચલો સમા૦ ૫૦; જળચર,

હર્ત્તા—સ (हृ લઇલેવું) નાશ કરનાર. [થળચર, ખેચર—સ૦.

ભર્ત્તા—સં. (भृ ધા૦) પોષણ—પાળણ કરનાર. [ઇશ્વર ત્રણુશક્તિએ જગતમાં વ્યાપીરચલોછે-ઉત્પન્ન કરનાર, પાળણ કરનાર અને નાશ કરનાર.] (૩-ખ) ઇશ્વરને આવો જાણ્યો તેજ ખરો ભક્ત

૪૭ પૂજ્ય—સ. (पूज् ધા૦) પૂજવા-માન આપવા જોગ.

વચનેવચને—સ. (वच् ધા૦) બોધ-ઉપદેશ આપીઆપીને

ટાળે દુખી = દુખ ટાળી સુખી કરે. [રચના જાણવાજોગ છે]

નરવેષે—સ. = માણસના આકારમાં.

જુગત—સ (युक्ति युज् જોડવુ) હિકમત, કરામત, તદબીર.

મર્મ—સ. (मृ મરવુ) કળ, કૂંચી, છૂપાભેદ-બ્રહ્મજ્ઞાનના.

ગુણા-કરી = સત્વ રજ તમ એ ગુણો થકી ન્યારો છતાં એ ગુણો ધારણ-કરીને (સ. अगी + कृ કબૂલકરવુ) (૩) અલ૦ વિરોધાભાસ.

૪૮. પ્રતિમા—સં. (प्रति સામે, मा માપવુ) છબી, મૂરતિ

ગુણ—સ. (गुण् ગુણવુ, વધારવુ.) લાભ, ફાયદો

સેજ—સ. (सहज.) કંઇક, થોડો, થોડોજ, નહીં, નહીંજ.

પિંડ—સ (पिंड् એકઠુ કરવુ) શરીર, સ્થૂળદેહ.

વસ્ત—સ. (वस्तु वस् રેવુ) ખરી ચીજ, સત્ય; તેમા રહ્યું ચૈતન્ય-જ્ઞાન

હસ્તેહસ્ત—અવ્ય-સ. = હાથોહાથ, જાતોજાત, હાજરાહજૂર.

(૧) બોલતી મૂરતી = જ્ઞાની ગુરુ. (૨-ખ) જ્ઞાની ગુરુને સેવ્યોહોય તો તે તારી સેવા કઇઆપે-હું તેને રૂઝેછે એના ચિન્હ પ્રત્યક્ષ જણાઇ આવે, અથવા તારે કેવી ભક્તિ કરવી તે તે કઇશકે

૪૯. અખિલ જગત—સં (०गत्. खिल જૂદુપડેલ) આખી સૃષ્ટિ-દુનિયા.

સૌઉપલી—સ (सर्वोपरि) સૌથી ચડિયાતી, શ્રેષ્ટ.

કારણ—અવ્ય૦-સ. = કેમકે ૨ બાબત

વિશેષ—સ (वि + शिष् જૂદુ પાડી બતાવવુ) એકાદા ગુણનેલીધે તે જાતની બીજી વસ્તુથી જૂદાપડવુ તે, ખાશગુણ, અધિકપણ ૨ વધારે.

હું—સ. (अहम्) હુંપદ, અહભાવ.

લેશ—સં (लिश्. ઘટાડવુ) બિલકુલ, લગારપ

અલ૦ અનુક્રમ.

(છપ્પા ૫૦—૫૨.)

૫૦. માહાત્મ્ય—સં. (महत् મોટું ઉપરથી.) મોટાઇ, મોટી પદવી-શક્તિ.
જ્ઞાતા—સં. (ज्ञा જાણવું.) જ્ઞાની પુરુષ.
ધરે—(સં. धृ ધા૦) રાખેછે,—માં હોયછે.
સેવક—સં. (सेव् ધા૦) સેવા કરનાર, ભજનાર.
સૂજ—સં. (सूचन. सूच् જોવું.) સમજ, જ્ઞાન.

(૩) જડ ચૈતન બેઉ ઇશ્વર, એમાંથી જેને ભજિયે તેવો લાભ-જડ ભજવાથી જડ વૈભવ એટલે સંસારસુખ અને સ્વર્ગાદિકની પ્રાપ્તિ પણ થાય, મોક્ષ તો નજ થાય-તે તો ચૈતનમૂરતી-જ્ઞાનીગુરુનો બોધ લીધાથીજ થાય.

૫૧. ભેવ—સં. (भेद. भिद् ભાંગવું.) મર્મ ; ગુપ્તલાભ, લાભ.
નિપના—સં. (निष्पन्न.—निः+पद् થવુ-નો ભૂ૦ કૃ૦) થયા-જગતને જણાય તેવા, ઊંચ પદ પામ્યા, મુક્ત થયા.

શુકદેવ—સં. (જો૦ ગર્ભજોગી—પ્રેમા૦ અ૦ ૨૦-૧.)
જનકવિદેહી—સં.-મિથિલાનગરીના રાજા-સીતાના બાપ. [એ પૂર્ણજ્ઞાની હતા. જો૦ ગિર૦ અ૦ ૩૩-૪૫. વિદેહ.]

દ્વિજે—સં. (द्वि બે, ज જન્મેલો-જનોઇનો સંસ્કાર એ બીજો જનમ ગણાયછે.] બ્રાહ્મણ-શુકદેવ. [દ્વિજ સંજ્ઞામાં તો બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ત્રણે આવે, પણ વિશેષાર્થે બ્રાહ્મણ]

ધ્વજે—સં (ध्वज् હાલવું, ફરકવું, ઉડવું) ધજા. જ્ઞાનીની બેઠા ધ્વજે=જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ થયા. [ધ્વજ લશ્કરમાં મોખરે થાયછે અને સૌથી ઉંચે ફરકેછે.]
(૨-ક) વ્યાસે શુકને સમજાવ્યા છતાં તે સંસારમાં ન આવ્યા ત્યારે વ્યાસે કહ્યું કે એક આજ્ઞા મારી તારે પાળવી, તે એ કે તારે ગમેત્યારે એકવાર જનકનાં દર્શન કરવાં. તેથી શુકદેવ એકવાર જનકપાસે ગયા તો જનકને તેણે પૂર વૈભવમાં જોયો, તેથી તેનાં જ્ઞાનવિષે શુકને શંકા પડેલી, પણ પછી તેનાથી એના મનનું સમાધાન થયલું. (૩-ખ) મોટાઇ-મોટો વૈભવ કે ઠાઠ હોય તેપરથી મોટાઇ-જ્ઞાનીપણું જોવાનું નથી, જ્ઞાન કંઇ જૂદીજ ચીજ છે-બ્હારથી ન સમજાય.

૫૨ વરતતા—(સં वृत् હોવું) રેતા, આચરતા, સંસારમાં ચાલતા.
અધિકતા—સં. (अधिक વધારે.) વધારે વાત, વિશેષ—બીજામાં નહિ એવો એક ગુણ.
જ્ઞાતા—સં. (ज्ञा જાણવું.) જ્ઞાની, તત્વજ્ઞાની.
વૃત્તિ—સં. (वृत् વળવું) મનનું વળણ, ઇચ્છા, મનની સ્થિતિ.
સ્વતંતર—સં. (સ્વતંત્ર. સ્વ પોતાપર, तन्त्र આધાર રાખવો.) સંસારી ભોગસાથે વળગણરહિતપણાંની, ફળની ઇચ્છારહિત, નિસ્પૃહ, નિષ્કામ. સ્વતંતર વૃત્તિ=નિષ્કામભક્તિ.

( છપ્પા ૫૨—૫૫ )

હરિભાવ—સ. ( ભૂ ધતુ ) ઇશ્વરપર પ્રીતિ. ૨. બ્રહ્મની મૂળ પ્રકૃતિ; ઇશ્વરનું
નાવ—ન.-સ સ્ત્રી. (नौ) હોડી, વાણ. [શુદ્ધસ્વરૂપ.
સંસારપર આસક્તિ ન રાખી કોઇ નિષ્કામભક્તિ કરે-ફળની ઇચ્છા ન રાખી ધ્યાન ધરે તેને ઇશ્વરના શુદ્ધસ્વરૂપનુ જ્ઞાન થાય
અલ૦ (૩) ઉપમા

૫૩. નવની = નવધા-નવ પ્રકારની ભક્તિ કરવાની [નવધા ભક્તિ તે આ -

श्रवण कीर्तनं विष्णो : स्मरण पादसेवन ।
अर्चन वदन दास्य सख्यमात्मनिवेदनम् ॥ ]

કાસલ્ય—ળ = અડચણ, નડતર; પીડા, માથાકૂટ
રજે—સ્ત્રી.-સં. ન (रजस्) લેશમાત્ર, લગારપણુ
પંચ—સં. = પાંચ માણસ; દુનિયાના લોકો, સઘળા સાધારણ લોક
વિરલા—સ. = ઘણામા કોઇકજ, કોઇજ અસાધારણ પુરુષ.
એકારશી ભક્તિ બધી રીતનું જપતપાદિ ધર્મપાળણ કરી થાકે ત્યારે માણસ આત્મબુદ્ધિથી વિચાર કરેછે, અને કોઇ જ્ઞાની ગુરુથી ઉપદેશ પામી નવધાભક્તિની માથાકૂટમાથી છૂટે દુનિયાના બીજા લોકનો દાખલો લઇ બધાજ જડની ભક્તિમા અવટાયા કરે, કોઇકજ વિરલા એ ભક્તિ કોરે મૂકી જ્ઞાનથી મુક્ત થાય [એકારશી ભકિત તે કઇ ?]

૫૪. અંશ—સ. ( અશ્ ભાગ કરવા ) ભાગ, વિભાગ, કળા
સોળેઅશે = પૂર્ણરૂપે, પૂરેપૂરા શુદ્ધસ્વરૂપે [ચદ્રની સોળ કળાપરથી હશે ]
દાવાનળ—સ. ( दाव જગલ, अनल અગ્નિ ) વનમા લાગેલો અગ્નિ. દવ; અગ્નિ સમા૦ સ૦ [ દાવ અહિયા વગરપ્રયોજનનુ છે, સ્તે૦ શામ૦
સ્વે—સ. (स्वयम्) જાતે. [૪૫ તરુવર.]
જ્ઞાનીપુરુષના અંતઃકરણમા ઇશ્વર પોતાને શુદ્ધસ્વરૂપે પ્રકાશીરહ્યોછે, કારણ કે જ્ઞાની જે ઉપદેશ આપે તે ઇશ્વરવિના બીજા કોઇના બોલ નજ હોય. અગ્નિથકી દીવો અને દીવો તે અગ્નિજ, એ ન્યાયે ઇશ્વરમાથી ઉપજેલાં માણસ—વિશેષે જ્ઞાનીપુરુષ તે જાતે ઇશ્વરજ, એમા કોઇને શક
અલ૦ ઉપમા. [પડવાજેવુ છેજ નહિ

૫૫ પ્રીછવાકાજ—સ ( परिचयन-कार्य परि + चि ધા૦ ) જાણવાને, સમજ-
નવધાભક્તિ—( જો૦ ૫૩-નવની ) [વાને, ઓળખવાને
સાજ = સાધન; ઠાઠ; ઢોંગ. (સ. सज्जा શણગાર फा.• साज સામાનુ વાજું વગેરે) [આ શબ્દ વાપરી બેડી મજાખ કીધી છે]

(છપ્પા ૫૫—૫૮.)

આદર—સં. (आ+दृ માન આપવું.) સન્માન. આદર કરતાં = ખેત રાખી
જોતામાં—અવ્ય૦ = સેજ જોવાથી, સેજમાં, થોડી મેનતે. [ખોળતાં
શોધ્યાસાથ = શોધવાનું. (સં. शोधन-शुध् ચોકખું કરવું.)
અલ૦ ઉપમા. [અલં૦ રૂપક.

૫૬. હરિમણિ—સં. = ઇશ્વર એજ કોઇ મણિ-મહા મોંઘી વસ્તુ. સમા૦ કર્મ૦
અમૂલ્ય—સં. = જેની કિમ્મત થઇ ન શકે એવો. સમા૦ બહુ૦.
કર્મ—સ. = ધર્મસંબધી કામ કરવાં તે. [જો૦ ગિર૦ અ૦ ૩૩-૩. નિત્ય કર્મ૦]
કણુકા—સં. = (कणिका. कण् સકોચાવું.) રજ, કકડી.
તેવશ લાગ્યો = તેની ખતમાં પડીને.
અલ્પપ્રાપ્તિ—સં (प्र+आप् મેળવવું.) સેજ લાભ, જૂજ ફાયદો. સમા૦કર્મ૦
મહા મોંઘી વસ્તુ ઇશ્વર પોતાની પાસે છતાં દૂર જાણી તેને પામવાની ઇચ્છાથી મિથ્યા શ્રમમા પડેછે અને જપતપાદિ સાધનથી ઇશ્વર મળે એમ જાણી તેમાં મચેછે, અને એમ જૂજ-નજીવા ફાયદાના લોભમાં પડી ઇશ્વર પાસેજ છે તેને ઓળખતો નથી.
અલ૦ રૂપક.

[(૩—૪) અલ્પ પ્રાપ્તિ ને અતિ આયાસ-એ પાઠપ્રમાણે—પણ તેમ કરવામાં ફાયદો જૂજ અને શ્રમ ઘણો.]

૫૭. અંતરથો—અવ્ય. સં. (अतरत:) અંદરથી, અંત:કરણમાં.
ગળે—(સં. गल् ધા૦) પિગળે, ઓગળે, એકરસ થાય; હુંપદ-માયાથી મૂકાઇ બ્રહ્મરૂપ થાય.
જનક ખટ્વાંગ—સ. = સૂર્યવંશી રાજા જનક. (જો૦ ૫૧.)
હરિકૃપાહસ્તણીસું—સં. (०हस्तिनी.-સું-सह?) ઇશ્વરકૃપારૂપી હાથણી-સાથે. સમા૦ કર્મ૦. અલ૦ રૂપક.
ઢાળે = રેડે-માથાપર.
કળશ—સ. (कल् રાખવું.) ધાતુનું ગોળ વાસણ, ઘડો.
(૩) ઇશ્વરકૃપારૂપી હાથણીની સાથે કામ છે-તેની જરૂર છે, તે હોય તો અચળપદ-મોક્ષ મળે. [પૂર્વે એવો રિવાજ હશે કે કોઇ ગાદીનેમાટે હકદા રાજા ન હોય તો ઢંઢેરો પીટાવી લોકોને એકઠા કરે, પછી એક હાથણીને સૂંઢમાં પાણીએ ભરેલો ઘડો આપે. મળેલા લોકોમાથી જેનીઉપર પેલ હાથણી ઘડો ઢાળે તેને અભિષેક કરી ગાદીપર બેસારે]

૫૮. પરિક્ષિત રાજેંન—(જો૦ પ્રેમા૦ અ૦ ૨૦-૨૫, ૧.)

(છપ્પા ૫૮—૬૨)

**ભર્મ**—સં. (भ्रम. भ्रम् ભટકવું) ખોટો તર્ક, અજ્ઞાન

**શુક**—(જો૦ ગર્ભજોગી–પ્રેમા૦ અ૦ ૨૦–૧, ૧૫)

**મયા**—સ. (माया.) કૃપા

૫૯ **સુમજવાસાથ** = સમજવાનું, સુમજણનું

**આથ**—સ્ત્રી સ. (अर्थ પુ) પૈસો, પૂંજી, સગ્રહ

કૃપારૂપણી આથ = ઇશ્વરની કૃપારૂપી પૂંજી અલ૦ રૂપક

**દેહવ્યાપાર**—સં. (वि + आ + पृ ધાતુ) શરીરસબધીવેવાર–કામ–ખટપટ

[(૨—ખ) ન ટળે—એ પૂર્વાપર સબધ રાખેછે જેમ ઉબર ઘરની અદર કેવાય અને ઘરથી બાર પણ]

૬૦ **વણસુમજે**—સ. = સસાર એક મિથ્યા ભાસ છે એવો નિશ્ચય નથી થયો ત્યાલગી [સમા૦ બહુ૦

**સબળો**—સ (वल જોર.) જોરાવર; દુ ખનો દેણ, બધનમા નાખનાર.

**સમૂળો**—સં. = મૂળસહિત, તદન, બિનકુલ સમા૦ બહુ૦

**વાધે**—(સ. वृध धा૦) વધે, સબળ થતોજાય, સાચો છે એમ ભાસતુંજાય.

**પ્રેત**—સ (प्र આગળ, બાર, इत–इ જવુ નો ભૂ૦ કૃ૦) મુડદુ; ભૂતપિશાચ [વગેરે.

**કુશળે**—સ. = સુખે, સુખરૂપ, બિનહરકત

(૩) અલ૦ દષ્ટાત

૬૧. **સંસારી રસ**—સ (रस् લેજત પડવી) સસારી વૈભવથી મળતી લેજત, કસ = જોર, બળ; મઝા [માયાની મધલાળ

**અંગે અકલે હીણો** = શરીરે દુર્બળ અને બુદ્ધિનો રાંક (સ. हीन–हा [તજવુ–નો ભૂ૦ કૃ૦)

**કારજ સરે** = કામ થાય, ઉગરે, બચે

૬૨ **ભોગ**—સ. (भुज् લેજત લેવી) સુખનો લાવો ભોગ તણા સસાર = સસારી વૈભવની લેજત [રચના ધીટ છે ? વિષયના સમુદાય ?]

**જીર્ણ**— સ (जॄ ધા૦ નો ભૂ૦ કૃ૦) જૂના, કેટલીક મુદત ભોગવેલા

**આહાર**—સ. (आ + हृ ધા૦) ખોરાક પક્વા આ૦ પચપડીગયા, બધારણ થઇગયુ–માવરાજેટલુ હોય તો લેજત નહિ આપે–વધારે જોઇએ.

**ભવની વ્યાધ્ય**—સ (व्याधि પુ) સસાર એજ કોઇ રોગ અલ૦ રૂપક.

[જો૦ શામ૦ પુ૧ લોભનો અગ્નિ]

**ખસ**—સ્ત્રી સ પુ–(खज् હેરાન કરવુ) ખરજ, ધરડો

અલ૦ ઉપમા

(છપ્પા ૬૩—૬૫.)

૬૩. **આતમતત્વવિચાર**—સં. (आत्म०) આત્મા મૂળ શી વસ્તુ છે એનો વિચાર.

**છેક**—પુ = છેહ, અંત, છેડો, પાર.

**વિચાર**—સં. = તત્ત્વવિચાર, જ્ઞાન.

[(૨-૩) પ્રારબ્ધરનાં કર્મની આદબાકી થતી નથી—બન્યોનાં ફળ એકેકથી નિરાળાં રહી કર્તાને તે ભોગવવાં પડેછે, મોક્ષ તો જ્ઞાનરૂપી અગ્નિવડે સઘળાં કર્મ બળીજાય ત્યારેજ.]

અલ૦ ઉપમા-છપ્પા ૬૨ સાથે.

૬૪. **નભ**—સં. = આકાશ, જેમાં કંઇ નહિ તે, પોલાણ, પોકળી

**સ્વભાવે**—સ. (स्व પોતાનો, भाव પ્રકૃતિ-भू થવું) તેમાં એવો ગુણજ રૂપલોછે તેથી સમા૦ કર્મ.

[ઊભું થાય.

**ઉલસે**—(સ. उत्-ल्+लम् પૂરીનિકળવું) ઉભરાય, સ્ફુરી આવે, એકાએક

**જામે**—(અ.) વિસ્તાર પામી-ચોતરફ ફેલાઇ શોભીરેછે.

**હિમ**—સં. = બરફ.

**અદભદા**—સ. (अद्भुत.) અચરતી પમાડે-નહિ સમજાય એવીરીતે.

**અજ્ઞાન**—સં. (ज्ञा જાણવું.) મૂર્ખાઇ, જગત સત્ય છે એમ માનવું તે.

**પુષ્ટ**—સ. (पुष् પોષવું-નો ભૂ૦ કૃ૦) જાડું, ધાડું, સ્થિર.

**પાલવ**—સ. (पल्लव.) છૂટી છૂટી-વિખરાતી ચીજો-ઝરણો ?

**ગંગા**—સં. (गम् જવું વેહવું) નદી.

**સાધન**—સં. (साध् હેતુ પારપાડવો.) ઉપાય-સંસારઉપાધિ ટાળવાને.

પોતાની મૂળ પ્રકૃતિથકીજ આકાશ એકાએક ઉત્પન્ન થઇઆવેછે અને અદભુતરીતે ફેલાઇ શોભીરેછે—જેમ પર્વતપર બરફ. પછી તે આકાશ અજ્ઞાનનાં કારણથી ધાડું થઇજાયછે-તેમાં કઇકઇ આકારો ભાસીઆવેછે, જેમ ચોમાસાંના વખતે વરસાદ પડેછે; પછી એ ભાસ એકબીજાસાથે મળી-સંસારરૂપી પ્રવાહ ચાલવામાંડેછે, જેમ ઝરણો સઘળાં મળી મોટી નદીરૂપે વહેછે. પણ એ બધો મિથ્યા ભાસ છે, એને ટાળવાને ઉપાય તે હું શું બતાવું ? વિચારીને જોશો તો એ ટળીજ રહેલું છે. અલ૦ ઉપમા અને દષ્ટાંત. [૧-૫. જેમ હેમપર્વત અદભદા = જેમ મેરૂપર્વત અદભુત ઝળકીરહેછે,-અથવા આકાશમાં સંધ્યાકાળે સૂરજનાં તેજથી જેમ સુમેરી રંગનો પાડ થઇઆવેછે. (૩-૪) ગ ૫ પાયો નના ક્ષ વહે-મળી પાયો = પર્વતપરનું બરફ પિગળીને ? પાણી ?)

૬૫. **નિરાધાર**—સ. (आ+धृ ટેકા આપવો.) કારણરૂપ સહાયતાવિનાનું, જેનું કારણ નહિ એવું, એનીમેળે ઊભુંથયલું. ઉત્પા૦ બહુ૦

(છપ્પા ૬૫—૬૭.)

નાટક—स. (नट् ખેલ કરવો) વેષ ધરીને ખેલ કરવો તે ; ખેલ.
અટપટું=ગુંચવણભરેલું, ન સમજાય એવું, વિચિત્ર.
સ્વતઃસિદ્ધ—स. (स्वत: પોતાથી, सिद्ध તૈયાર થયલુ—सिध् પારપાડવું-નો ભૂ૦ કૃ૦) પોતાનીમેળેજ—સહજ ઉભુંથયલુ. समा० पं० ; કર્મ૦
સામટું—स. (समष्टि એકઠુ.) એકદમ—એકીવેળા સઘળુ.
ઉત્પત્તિસ્થિતિલય—स. (उत्+पद् धा०, स्था રેવું; ली પીગળીજવુ.) પેદાથવુ, કે ઘણીવાર નિયમસહિત રેવું અને આખરે સમૂળું સમાઇજવુ તે. समा० દ્વ.
સહજે—અવ્ય० स. (सह સાથે, ज પેદા થયલુ) એનીમેળેજ.
ચાલ્યુંજાય=અખંડ—નિરંતર ચાલ્યાકરેછે. [ઉપદેશક.
આચાર્ય—स. (आ+चर् નીમ પાળવો, હદમા રેવુ-પ્રે० ભેદ.) ગુરૂ,
કલ્પ્યો—(स क्लृ‍प् ધારણા કરવી) અટકળ—અનુમાન કરી કાઢ્યો, ધાર્યો.
માની—(स. मन् ધારવુ) સાચી ગણીલીધી.
(૧) અલ૦ ૩૫૬

૬૬. દર્શનભેદ—स. (જો૦ ૩) જૂદા જૂદાં—એકકથી વિરુદ્ધ દર્શનો—શાસ્ત્રો.
દાવામત=ખરાકરી માનીલીધેલા એકકથી વિરુદ્ધ ધર્મમાર્ગો. (दावा-अ. = હક, मत-स.-मन् ધારવુ-નો ભૂ० કૃ०.)
ગઢ=પહાડપર કિલ્લો, રક્ષણની જગા. ૨ પથ, વાડો.
હુંફીરયા=હુરકીરયા; બડાસ—ફૂલાત મારતા ફરે છે. (स उष्मा ગરમી?)
પામ્યા—(स. प्र+आप् धा०) મેળવ્યુ—ખરૂ તત્વજ્ઞાન, ઇશ્વરને મળ્યા.
વહીગયા=રખડીમુઆ, અવળે રસ્તે ચડ્યા
દ્વૈતાદ્વૈત—स. (द्वि બે) દ્વૈત=ઇશ્વર અને જગત જૂદાં એવુ મત; અદ્વૈત=આત્મા ને બ્રહ્મ—પરમાત્મા, જીવ ને ઇશ્વર એ બે જૂદા નથી પણ એકજ છે એવુ મત. દ્વૈતાદ્વૈત=આ દ્વૈત ને આ અદ્વૈત એવુ; અથવા—અદ્વૈતનું [દ્વૈતરૂપે ભાસવુ તે.

૬૭. આપેઆપ-પોતેજ, એક ઇશ્વરજ જાતે.
આરોપણ—स. (आ+रुह् પ્રે० ભેદ आरोपय् ચડાવવુ, ઉપર મૂકવુ) કઇ ગુણ કે વસ્તુ નહિ છતાં છે એવી—ખોટી કલ્પના કરવી તે.
થાપ—स. (स्थापन. स्था પ્રે० ભેદ स्थापय् ગોઠવવુ.) ગોઠવવુ તે, મૂકવુ તે, લાગુપાડવુ તે. ૨. ભૂલાવો, ગફલત. આરોપણથાપ=અસત્ય કલ્પના કરવી તે. ૨. અસત્ય કલ્પનારૂપી ભૂલાવો. समा० કર્મ०

(છપ્પા ૬૭—૭૦.)

સમી—સં. (सन.) સીધી, પાધરી, ખરી.

અસાધ્ય—સં. (साध् વશકરવું.) ટળવું કઠણ. સમાં૦ નપ૦

(૧) જે કંઇ ભાસેછે તે એક ઇશ્વરજ જાણે, તેશિવાય બીજું કંઇ છે એવું ધારવુ એ ખોટી કલ્પના છે—એ તો ઇશ્વર જે નિર્ગુણ છે તેને વિષે ગુણની કલ્પના કરવાસરખું છે. [(૩) અખા ચાલ્યો મત માયાવશો, દ્વૈત અભ્યાસ સૌને છે ઘણો—એ પાઠ લેતાં-દ્વૈતનો ખોટો ભાસ બધાને છે;

૬૮. ઘટ—સં. (घट् ઘડવું.) શરીર ; અંતઃકરણ. [અભ્યાસ = ખોટો ભાસ.]

કાળ—સં. (कल् ગણત્રી કરવી.) જેથી મોત-નાશ થાય-આત્મસ્વરૂપ ભુલાય એવું કંઇ ; માયા.

જૂદાં જૂદાં મત પડવાં એ મૂર્ખાઇ-વિદ્વાન માણસો નિષ્પક્ષપાતપણે અને વિવેકબુદ્ધિને અનુસરી વિચાર કરે તો બધા એકજ રસ્તે ઉતરે. [સાત એ પૂર્ણસંખ્યા છે.] (૨-૩) જેના ઉપર ઇશ્વરની કૃપા થાય તેને કોઇ સાધન કે ધર્મની જરૂર નથી, ઇશ્વરપ્રાપ્તિને અર્થે ખરું સાધન તત્વજ્ઞાન, તે શિવાયનાં બીજા સાધન તો માયા છે—જાળ વધે પણ મટે કે ઘટે

૬૯. તપસ્યા—સં. (तपश्चर्या.) ઇશ્વરપ્રાપ્તિને અર્થે દેહકષ્ટ કરવાં તે. [નહીં.

કાળને સાથ = માયાનાં કામ, માયાનું અંગ-(૨-૪)

વ્યાકરણ—સં. (वि વિશેષે, आ હદ બતાવેછે, कृ કરવું.) શાસ્ત્રનું અધ્યયન.

સમાધિ—સં. (सम् સાથે, आ+धा મૂકવું.) યોગનું આઠમું અંગ-પ્રાણ વાયુને ચડાવી બ્રહ્માંડમાં સ્થિર રાખવો તે. (શ્લો૦ ૪૪. યોગ.)

અસંગ—સં. (सञ् વળગીરેવું.) વિજોગ; સંસારથકી વિરક્તિ, ત્યાગીપણું.

માયાનું અંગ—સં. = માયાનું સ્વરૂપ કામો. [સમા૦ નપ૦

અણુલિંગીપદ—સં (लिंग ચિન્હ, पद् જવું) જ્ઞાનીની પદવી-સ્થિતિ-રીત.

અનુપ—સં. (ન્યમ. उपमा,બરાબરી, उप પાસપાસે मा માપવું.) જેની બરાબરી કોઇ નહિ કરીશકે એવું, ઉત્તમ. સમા૦ બહુ૦

ધ્યેય—સં. (ध्येय. ध्यै ધ્યાન ધરવું) જેનું ધ્યાન ધરવાનું તે, ઇશ્વર.

ધ્યાતા—સં. (ध्यै ધા૦) ધ્યાન કરનાર.

રૂપ—સં. (रूप् લેવું.) આકાર, જૂદા જૂદા આકાર, ભેદાભેદ, દ્વૈતભાવ.

૭૦. પૂરવ—અનુસાર—સં. (पूर्वजन्मकर्म०—अनु પાછળ, सृ જવું.) આગલે જન્મે કરેલાં કર્મોપ્રમાણે-કર્મનાં ફળરૂપે. સમા૦ પૂર્વજન્મ-કર્મ૦;-કર્મ-મ૦;-અનુસાર-દ્વિ૦ કે ૫૦

ઉત્તમમધ્યમ—સં. = ઊંચાનીચા, સારાભારા.

ભોગ સંસાર—સં. =સંસારના વૈભવ—સુખ. ર઼ વિત્વના સમૂહ!

(છપ્પા ૭૦—૭૨.)

હુંમમતા—સ. (अहममता-त्व) હું ને મારૂં એણે; અથવા-હુંપણાના અભિમાને. સમા૦ ૬૬. અથવા કર્મ૦.

ત્રિવિધકર્મ—સ. (विधि રીત; वि+धा કરવું. ૨. वि જૂદાં, धा મૂકવું.) ત્રણ જાતનાં કર્મ-કાયિક = શરીરસંબધી, વાચિક = વાણીસંબંધી, માનસિક = મનસબધી. સમા૦ કર્મ૦, ત્રિવિધ—બહુ૦.

પ્રાય—અવ્ય૦-સં. (प्राय:) મુખ્યત્વે કરીને, મૂળે.

અભાવ—સ. (भू હોવું.) નાસ્તિત્વ, ન હોવું તે. સમા૦ નય૦

(૩) પણ જ્યાં દ્વૈતજ છે નહિ તો પૂર્વજન્મ શાનો, અને તે કર્મપ્રમાણે સુખદુઃખ મળે એ વિચાર ક્યાંથી? અલં૦ પૃચ્છા.

૭૧. તરંગબુદ્‌બુદા—સ. (तॄ ઓળગવુ) મોજાં અને પરપોટા. સમા૦ દ્વંદ્વ.

ચળે—(સ. चल् જવું) ચાય, ઉડે. [અથવા તુ૦

વિકાર—સ. (वि ઉલટુ, જૂદી રીતનુ, कृ કરવુ) ફેરફાર, બદલાવુ તે

મહાંત—સ. (महत्) મોટા.

તારક—સ. (तॄ ઓળગવુ.) તારનાર; જ્ઞાની.

ભૂમંડ—સ. (ण्डल.) પૃથ્વીપર, સસારમાં, જગતમાં.

આકાશે ચદ્ર છે તે જળના આવતો નથી-જળમા ભાસે તે તેના પ્રતિબિબ; પવનથી પાણીમા મોજા ચાલે ને પરપોટા થાય, પણ મૂળ વસ્તુ પાણી કઇ બદલાતું નથી, અને એમ પાણી હાલવાથી ચદ્ર હાલતો અને ઘણે પ્રતિબિંબે જણાયછે, પણ મૂળ ચદ્ર તો આકાશમા જેમનોતેમ સ્થિર છે, એ રીતે પરમાત્મા શરીરમા રહેલોછે એવુ જેને જ્ઞાન થયુ તે જગતમાં મોટા જ્ઞાની માયાથકી મુક્ત છે-પોતે મુક્ત બીજાને ઉપદેશ કરી તારનાર.

અલં૦ દ્દષ્ટાંતસાથે ઉપમા.

૭૨. ભૂર = રે શૂરા-ડાહ્યા-જ્ઞાની પુરૂષ. [હાસી અને તિરસ્કારમા]

પ્રાકૃત—સં. (प्रकृति મૂળ-સસ્કૃત) સકૃત નહિ તે. [ગુજરાતી, મરેઠી, બંગાળી, હિંદી-એ હાલની પ્રાકૃત ભાષા છે. સોરસેની, માગધી; પૈશાચી, અને વળી એક અપભ્રશ એ નામ ની જૂની પ્રાકૃત ભાષા હતી]

બાવન = બાવન અક્ષર. (લક્ષણા.)

વિસ્તાર—સ. (वि+स्तॄ ધા૦) પસારો, ફેલાવો, રચના.

ત્રેપનમો = બાવન અક્ષરસિવાયનો-બાવન અક્ષરથી-ભણાથી જે વર્ણી-શકાતો નથી તે, પરમાત્મા; ખરો જ્ઞાની.

(છપ્પા ૭૨—૭૪.)

(૧) ભાષાની શી પચાત? જેમાં જ્ઞાન કહ્યું તે ભાષા—અને જેને જ્ઞાન થયું તે જ્ઞાની. હું શૂરો હું શૂરો એમ કોઇ બક્યાકરે તેમાં શું વળ્યું? યુદ્ધે [ચડી છતે તે શૂરો.

૭૩. કાષ્ઠ—સ. (काश પ્રકાશવું.) લાકડું.

વેહોણા—સં. (विहीन.) વિનાનો; વના, વગર.

નાવે = ન આવે.

અર્થ—સ. = કામમાં.

દામ—હિ = ગરથ, પૈસો, રૂપિયા.

લાકડાંનો ભારો બાંધેલોહોય તે છોડયેથી લાકડા ખપ આવે; કોઇ વેપારી પોતાનો પૈસો પેટીમાં મૂકીછાંડી ગ્રોપટે ચડાવ્યાકરે તેમાં શું વળ્યું? તે બહાર કાઢી લોકોને ધીરે તોજ વ્યાજ પામે; એમ સસ્કૃતમાં જ્ઞાન કહેલું હોય તે પ્રાકૃતની સહાયતાથી સમજાય.

અલ૦ ઉપમા—દષ્ટાંત.

૭૪. કરખ = શોક, દુઃખ. [હરખથી ઉલટું બતાવવા કરખ લખ્યુંહશે-ઉલટું કે નઠારું બતાવવાને ક, કુ-વગેરે આગળ ઉમેરાયછે એવા વિચારથી.]

અનુભવ—સં. (अनु પાછળ, भू થવું) અભ્યાસ—અવલોકન—કાર્યથી જે જ્ઞાન મેળવેલું તે અથવા જે નક્કી કર્યુંહોય તે. ૨. ખરુ તત્ત્વજ્ઞાન.

આકાશઉદર—સ. = આકાશનું પોલાણ.

દશદિશા—સ. = ચાર મુખ્ય દિશા ચાર ખૂણા અને આકાશપાતાળ.

આણ—સ. (आज्ञा.) હુકમ.

જ્ઞાનગગન—સ.=બ્રહ્મજ્ઞાનરૂપી ગગન—પોકળી. સમા૦ કર્મ૦ અલ૦ રૂપક.

દેશકાળ—સ. (दिश् બતાવવું; कल् ગણવું) જગા તથા વખતના વિભાગ.

અણજાણ્યાં—સ. (अज्ञात.) અજ્ઞાનથકી—ખરી વાત નહિ જાણવાને—લીધે ઉત્પન્ન થયલાં. સમા૦ નઞ૦ [કલ્પના.

આળ = તોહોમત, આરોપ; નહિ હતાનું હતુ કરીગેલાડવું તે, ખોટી

અનુભવથી જોતાં—અથવા ખરા તત્ત્વજ્ઞાનની બાબતમાં હરખશોક, સુખદુઃખ, હાનિવૃદ્ધિ, કંઇ વસ્તુત: છેજ નહિ, માત્ર પરસ્પર સબંધે એમ કેવાય. આકાશનાં પોલાણમાં કંઇ મર્યાદા કે ભાગ નથી, પણ પરસ્પર સંબંધે ઉત્તર દક્ષિણ વગેરે દિશાઓ કેવાયછે. હરખ કે શોક—જે વેળા જે આવે તે અનુભવવું,—તેથી મનમાં વિકાર થવાદેવો નહીં; કારણ કે હરખ શોક ઇ૦ નામો અજ્ઞાનથી ઉત્પન્ન થયલાછે, જ્ઞાનરૂપી પોલાણમાં તો

(છપ્પા ૭૪—૭૭.)

એમાંનું કશું નથી-ત્યાં તો સર્વત્ર સર્વદા જ્ઞાનમય બ્રહ્મ ભરપૂર રહ્યલો, તે કહિયે ક્યારેપણ વિકાર પામતો નથી.

અલ૰ દૃષ્ટાંત. [સ્ત્રી, પતિવ્રતા. સમા૰ બહુ૰

૭૫. **એકમની**—સ. = એકજ પુરુષ-પોતાના પતિપરજ જેનું મન એવી

**સાધવી**—સં. (साध्वी. साध् हेतु पार पाडवा) પતિવ્રતા સ્ત્રી.

વાર—સ. (वारि) પાણી. ઉરાડે વાર = પાણી વરોળે, ફાંફાં મારે, મથે.

સિદ્ધિથકી જ્ઞાનની મહતા છે એમ ન સમજવુ જ્ઞાનીમાં એ સ્વાભાવિક છે કે સિદ્ધિનું ડફાણ તેને ન ગમે; કારણ કે સિદ્ધિ તો ઉલટી મોક્ષમાં અંતરાય થઇપડેછે-એ માયાનો ભાગ છે અને જ્ઞાની પુરુષ માયાથી લેશમાત્ર નહિ [સેજ = લગારપણ—આ અર્થ લેતાં ભાવ સરળ છે.]

૭૬. અષ્ટમાસિદ્ધિ—(શ્લો૰ ૩૬.) સમા૰ દ્વિગુ.

લખે—(સં. लक्ष् તાકવું ૨. लिख् લખવું) ગણેછે. ૨. કહેછે.

લોકપતિ—સ. (लोक લોક, पा રક્ષવુ.) રાજા, મોટી સંસારી માયિક પદવી.

૨. આઠ દિશાના આઠ રક્ષક દેવ-સૂરજ, ચંદ્ર, અગ્નિ, પવન, ઈંદ્ર, યમ, વરુણ અને કુબેર.

અનુભવ—સ. (अनु પાછળ, भू થવું) જ્ઞાની પુરુષ. (લક્ષણા.)

ઇશ્વરમાં આઠ મહાસિદ્ધિ રહેલીછે તેનેજ વેદ માયા કરીને ગણેછે અને એજ સિદ્ધિના કારણથી પૂર્ણબ્રહ્મને સંસારરૂપે અવતરવું પડેછે, તો એ ઇશ્વરનો અતિ ઝીણો અંશ જે જીવ તે એ સિદ્ધિની સહાયતાથીજ પાછો પોતાને મૂળસ્વરૂપે કેમ થાય? એ સિદ્ધિઓવડે લોકપતિની પદવી પ્રાપ્ત થાય, પણ તે કંઇ જ્ઞાનીની તોલે નહિ આવે-લોકપતિ થઇને પણ આખર પુણ્ય ક્ષયથયેથી પાછા પડવુ, મોક્ષ તો નહીંજ. [(૩—૫) લોક પતીજે તે સિધ્યવડે-આ પાઠ પ્રમાણે=હા, એ સિદ્ધિ પામ્યાથી લોકોમાં તો મહતા મળે-લોકોને તો એવી પતીજ પડે કે એ જ્ઞાની-મુક્ત છે, પણ ઇ૰

અલં૰ (૨) પૃચ્છા. [પતીજ ક્રિયાપદ પ્રમાણે વપરાય?]

૭૭. અહંરોગ—સ. (रुज् माठा पडवु) અહપદ-હુંપદ એજ કોઇ રોગ. સમા૰ કર્મ૰. અલ૰ રૂપક. [સંનેપાત.

ભ્રમ—સ. (भ्रम् भटकवु.) મન ભમવુ તે; મનને ભમાવનાર ચીજ— સિદ્ધિરૂપી ભ્રમ = અષ્ટમહાસિદ્ધિ એજ ભમાવનાર. અલ૰ રૂપક

વ્યસને—સ. (वि खास, अस् होवु) કેફની આદત-ટેવ વ્યસને લાગ્યો=કેફ- [ની આદતમાં પડી,

માદક—સ. (मद् आंधा थवु-प्रे० भेद.) કેફી ચીજ.

ભખે—(સ. भक्ष् धा०) ખાય.

(છપ્પા ૭૭ ૭૯)

માપ—(स मुद् धा०) મોક્ષ પામજો, ગોટી ગણીલેજો.

જે કુપદના કારણથી શિવ મટી જીવ થવુપડયુ તે તો છેજ, અને વળી તેની સોરી સિદ્ધિરૂપી બમાવનારી વસ્તુ મળી એટલે પછી પુછવુ શું?—રોગીને સનેપાત થયા એટલે તે સારો થવો દોહલો. કોઇ માણસની અક્કલ ચળીહોય, તેમા વળી કેફ કરે એટલે પૂરો ભમે સિદ્ધિ વને મોટી લાગેછે, કારણ કે તું કુપદને લીધે ભમેલોછે, માટે કુપદને ટાળશે તો સિદ્ધિનો મોહ આપોઆપ ટળીરહેશે કુપદના કારણથીજ સિદ્ધિ વ્હાલી લાગેછે અને સિદ્ધિ [કુપદને વધારેછે
અલ૦ દ્રષ્ટાંત-ઉપમા

૭૮ પોત—(શ્લો૦ ૨)

પોતે = કુપદ ધરનાર

વહ્યા—(स वह् धा०) તણાયા, હદબ્હાર ગયા બેહ્યા, વહ્યા, ખરે રસ્તેથી ભમ્યા, પોતાનુ મૂળસ્વરૂપ છેક ભૂલ્યા [સમા૦ ૬૬

ક્રયવિક્રય—स (क्री ખરીદવું, वि+क्री વેચવુ) ખરીદી અને વેચાણ

વૃદ્ધિખાદ—ય = વધારોઘટાડો, નફોટોટો સમા૦ ૬૨

મૂળસ્વરૂપે ન રેતા અથવા મૂળસ્વરૂપ ન સમજતા કુપદ થયું એટલે માયાના વેગમા પડ્યો, અને સિદ્ધિઆદિક ઊંચી જાતની કે સંસારી વિષયભોગજેવી નીચી જાતની વસ્તુપર આસક્તિનેલીધે ભેકયો-પોતાનુ મૂળસ્વરૂપ છેક વિસર્યો ને ફરી ઠેકાણે ન આવ્યો કારણ કે માયા એ ખોટી કલ્પના તેથી એના કામનો છેડોજ નહિ જે મૂળનું નથી પણ ઉત્પન્ન થયુ તેને તું મૂળવસ્તુ માનેછે અથવા જે કંઇ પેદાથાય તેને કારણની જરૂર, અને તેમા વધઘટ હોય મૂળવસ્તુમા તેમ ન થાય, વેપારજ ન કરે તો નફોટોટો ક્યાથી? અલ૦ દ્રષ્ટાંત [(૩) અખા ઉપનુ ન માને આય, ક્રયવિક્રયવિના શી નાખ્ય એ પાઠ લેતા ઉપર બતાવેલો એ પદનો પેલો અર્થ થાય.]

૭૯ પ્રપંચ—स (प्र આગળ पञ्च् ફેલાવવુ) મિથ્યાનાટક ખોટો ભાસ, માયાનો [પસારો

પ્રીછીજોયો = તપાસ કરતા માલમપડ્યો, ઓળખીલીધો

વરો— = ખરચ, ઘટાડો

જયાંથું = જ્યાથી, જેમાથી

જાતું—(स जन् जा) પેદાથતું

તપાસ કરતા નક્કી થયુ કે આ તો સઘળો ખોટો ભાસ છે નથી કંઇ પેદાથતું કે નથી નાશ પામતું ખરેખરી કંઇ નવી વસ્તુ પેદા થતીહોય તો જેમાથી તે ઉપજે તેમા કંઇ ઘટાડો થવોજોઇએ પણ તેમ નથી—તે બ્રહ્મ તો જેમનુતેમજ છે [રવિ ન વધે ક્યા જઇ આવટે?—વાયુના સદમા પવન [illegible] તેના મૂળ

(છપ્પા ७६—८१.)

વિસ્તારમા કઇ ફેર પડતો નથી–અથવા જે જગાએ તે બાધેલુછે ત્યાથી તે ફૂલી વધતું નથી  આવો અર્થ થાય ?]

८० આકાશ—સ. (આ આદરફ, काश તેજ મારવુ) પેલાણ, ખાલી જગા.

રુંધાવ—(સ. रुद् રોકવુ) રોકાય, ભરાય.

અગ્નિજોગે—સ (યોગ. युज જોડવુ) દેવતાના સબધથી, ઉકળવાથી.

વર્ક્યાં—(સ. विकृत ઉલટુ થયલુ જો० ७१–વિકાર) વકેલા, આડાં કે

લય—સ. (ली પિગળવુ) સમીજવુ તે, નાશ. [હદથાર ગયલાં.

બ્રહ્મમા સ્ફુરણા થઇઆવ્યાથી તેજ જગતરૂપે વિસ્તાર પામેછે તેમાથી કઇ બીજી વસ્તુ નિકળતી નથી—જેમ ઇ० તત્વોના પરસ્પર મળવાથી વિકાર થાયછે અને નવાનવા પદાર્થો પેદાથતા જણાયછે, આખર લય અલ० દ્દષ્ટાંત [પામતા તત્વરૂપેજ થઇરેછે

८१. પંચ—સ.—પાંચ તત્વ (જો० ३३, १०७)-२. પાચ જ્ઞાનેંદ્રી. (જો० ३३)

તત્ત્વ—સ. (तत् તે) મૂળ, સાર

વાસનાલિંગ—સ (वास् ગુણ દાખલ કરવો, लिग् ચિન્હ કરવુ) વાસના–ઇંદ્રિયોવડે જેકઇ અનુભવ્યુહોય તેની યાદદાસ્ત એજ કોઇ અરૂપદેહત્વ. સમા० કર્મ० [વેદાતમતે આત્માને ચાર દેહ છે १ સ્થૂળ હાડકાચામડાનુ જડ ખોળિયુ २ સૂક્ષ્મ-વાસનાલિગ ३ કારણ–જીવને અજ્ઞાનનુ વેષ્ટન તે–હુ જીવ સ્થૂળસૂક્ષ્મ દેહથકી જૂદો છું, પણ કેવે રૂપે છુ તેનુ જે અજ્ઞાન તે ४ મહાકારણ —કેવળબ્રહ્મથી સેજ ઉતરતી સ્થિતિ

સત્વ—સ. (सत्–अस् હોવુ–નો વર્ત० કૃ०) સાર, પરિણામ, સેવટ.

ભૂત—સ. = પચમહાભૂત (જો० ३३, १०७)

વિચરે—(સ वि + चर् જવુ) જાય, મળે, મળીજાય

કલ્લોલ—સ (कल्ल् સોરકરવો) લેર, મોજા; ખળભળાટ.

ચિદ્દવિલાસ—સ. (वि+लस् ખેલવુ) જ્ઞાનજ જેનો વિલાસ છે એવો–બ્રહ્મ. २. જ્ઞાનરૂપ બ્રહ્મના વિલાસ. સમા० બહુ०. २. ५०

મનસુદા—વિ०–સ (मुद ધા०) મનમા મગ્ન–આનદરૂપ.

પાચ તત્વોના મૂળ એકમેકમા સ્થલાછે–એને પરસ્પર નિકટનો સબધ છે એ પાચના સમેલનથી સ્થૂળદેહ, અને એ સ્થૂળદેહે મેળવેલા અનુભવની જે સ્મૃતિ રઇજાયછે તે વાસનાદેહ–અથવા–પાચ જ્ઞાનેંદ્રિયના પાચ વિષય જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ–એ તત્ત્વોથી નિકળેલો જે સાર તે વાસનાદેહ–[અથવા વળી–પચતણા પચવીશ તત્ત્વ, વાસનાલિંગ તે તેનુ સત્ત્વ એ પાઠ પ્રમાણે–મૂળ પાચ તત્વના પચ્ચીશ તત્ત્વ ઇ० જો० ३३ ટીકા] સ્થૂળ દેહનો નાશ થતા તેનુ પ્રથકકરણ થઇપાચે તત્વો

(છપ્પા ૭૭ ૭૯.)

મોયજ—(સ. મુહ્ ધા૦) મોહ પામજે, મોટી ગણીલેજે.

જે કુંપદનાં કારણથી શિવ મટી જીવ થવુંપડયું તે તો ઉભુંજ, અને વળી તેની સાથે સિદ્ધિરૂપી ભમાવનારી વસ્તુ મળી એટલે પછી પુછવું શું?—રોગીને સંનેપાત થયો એટલે તે સારો થવો દોહેલો. કોઇ માણસની અક્કલ ચળીહોય, તેમાં વળી કેફ કરે એટલે પૂરો ભમે. સિદ્ધિ તને મોટી લાગેછે, કારણ કે તું કુંપદને લીધે ભમેલોછે, માટે કુંપદને ટાળશે તો સિદ્ધિનો મોહ આપોઆપ ટળીરેશે-કુંપદના કારણથીજ સિદ્ધિ વાહલી લાગેછે અને સિદ્ધિ કુંપદને વધારેછે.
અલ૦ દૃષ્ટાંત-ઉપમા.

૭૮. પોત—(લો૦ ૨.)

પોતે = કુંપદ ધરનાર.

વહ્યા—(સ. वह् ધા૦) તણાયા, હદબાર ગયા; બેહ્કયા, વંઠયા; ખરે રસ્તેથી ભમ્યા, પોતાનું મૂળસ્વરૂપ છેક ભૂલ્યા. [સમા૦ ૬૯.

ક્રયવિક્રય—સં. (क्री ખરીદવું; वि+क्री વેચવું.) ખરીદી અને વેચાણ.

વૃદ્ધિખાદ—ધ = વધારોઘટાડો, નફોટોટો. સમા૦ ૬૬.

મૂળસ્વરૂપે ન રેતાં અથવા મૂળસ્વરૂપ ન સમજતાં કુપદ ધર્યું એટલે માયાના વોમાં પડ્યો, અને સિદ્ધિઆદિક ઉંચી જાતની કે સંસારી વિષયભોગજેવી નીચી જાતની વસ્તુપર આસક્તિનેલીધે બેહ્કયો-પોતાનું મૂળસ્વરૂપ છેક વિસર્યો ને ફરી ઠેકાણે ન આવ્યો; કારણ કે માયા એ ખોટી કલ્પના તેથી એનાં કામનો છેડોજ નહિ. જે મૂળનું નથી પણ ઉત્પન્ન થયું તેને તું મૂળવસ્તુ માનેછે-અથવા જે કંઇ પેદાથાય તેને કારણની જરૂર, અને તેમાં વધઘટ હોય-મૂળવસ્તુમાં તેમ ન થાય; વેપારજ ન કરે તો નફોટોટો ક્યાંથી? અલ૦ દૃષ્ટાંત. [(૩) અખા ઉપનું ન માને આદ્ય, ક્રયવિક્રયવિના શી બાધ્ય-એ પાઠ લેતાં ઉપર બતાવેલો એ પદનો પેલો અર્થ થાય.]

૭૯. પ્રપંચ—સ. (प्र આગળ, पञ्च् ફેલાવવું.) મિથ્યાનાટક, ખોટો ભાસ, માયાનો પસારો.

શોધીજેયો = તપાસ કરતાં માલમપડ્યો; ઓળખીલીધો.

વરો— = ખરચ; ઘટાડો.

જયાંસું = જ્યાંથી, જેમાંથી

જાતું—(સ. जन् जा.) પેદાથતું.

તપાસ કરતાં નક્કી થયું કે આ તો સઘળો ખોટો ભાસ છે-નથી કંઇ પેદાથતું કે નથી નાશ પામતું. ખરેખરી કંઇ નવી વસ્તુ પેદા થતીહોય તો જેમાંથી તે ઉપજે તેમાં કંઇ ઘટાડો થવોજેઇયે, પણ તેમ નથી—તે બ્રહ્મ તો જેમનુંતેમજ છે. [શંઠ ન વધે ન્યા જંઇ આવટે?—વાણના સદમાં પવન ભરાયાથી તે ફૂલેછે તેથી વચમાં વધતું જણાયછે, પણ તેના મૂળ

( છપ્પા ૭૮—૮૧ )

વિસ્તારમા કઇ ફેર પડતો નથી—અથવા—જે જગાએ તે બાધેલુછે ત્યાથી તે ફૂલી વધતું નથી  આવો અર્થ થાય ? ]

૮૦ આકાશ—સ. ( आ ચોતરફ, काश તેજ મારવુ ) પોલાણુ, ખાલી જગા.
રૂંધાય—(સ. रुध् રોકવુ ) રોકાય, ભરાય.
અગ્નિજોગે—સ ( ૦યોગ. युज જોડવુ ) દેવતાના સબધથી, ઉકળવાથી.
વકર્યાં—( સ. विकृत ઉલટુ થયતુ જો૦ ૭૧-વિકાર. ) વકેલાં, આડાં કે
લય—સ. ( ली પિગળવુ ) શમીજવુ તે, નાશ [ હદબાર ગયલાં.
બ્રહ્મમા સ્ફુરણા થઇઆવ્યાથી તેજ જગતરૂપે વિસ્તાર પામેછે તેમાથી કઇ બીજી વસ્તુ નિકળતી નથી—જેમ ઇ૦ તત્વોના પરસ્પર મળવાથી વિકાર થાયછે અને નવાનવા પદાર્થો પેદાથતા જણાયછે, આખર લય
अल० દૃષ્ટાંત [ પામતા તત્વરૂપેજ થઇરેછે

૮૧. પંચ—સ.—પાચ તત્વ ( જો૦ ૩૩, ૧૦૭ )-૨. પાચ જ્ઞાનેંદ્રી. (જો૦ ૩૩ )
તત્વ—સ. ( तत् તે ) મૂળ, સાર
વાસનાલિંગ—સં ( वास ગુણ દાખલ કરવો, लिग् ચિન્હ કરવુ ) વાસના—ઇંદ્રિયોવડે જેકઇ અનુભવ્યુહોય તેની યાદદાસ્ત એજ કોઇ અરૂપદેહત્વ.
समा० कर्म० [ વેદાતમતે આત્માને ચાર દેહ છે ૧ સ્થૂળ હાડકાચામડાનુ જડ ખોળિયુ ૨ સૂક્ષ્મ વાસનાલિંગ ૩ કારણ જીવને અજ્ઞાનનુ વેષ્ટન તે-હુ જીવ સ્થૂળસૂક્ષ્મ દેહથકી જૂદો છુ, પણ કેવે રૂપે છુ તેનુ જે અજ્ઞાન તે ૪ મહાકારણ —કેવળબ્રહ્મથી સેજ ઉતરતી સ્થિતિ
સત્વ—સ. ( सत्—अस હોવુ નો वर्त० कृ० ) સાર, પરિણામ, સૈવટ.
ભૂત—સ. = પચમહાભૂત (જો૦ ૩૩, ૧૦૭ )
વિચરે—(स वि + चर જવુ ) જાય, મળે, મળીજાય
કલ્લોલ—સ ( कल्ल् સોરકરવો ) લેર મોજા , ખળભળાટ.
ચિદવિલાસ—સ ( वि+ल्स ખેલવુ ) જ્ઞાનજ જેનો વિલાસ છે એવો—બ્રહ્મ. ૨. જ્ઞાનરૂપ બ્રહ્મના વિલાસ समा० બહુ૦. ૨. ૫૦
મનમુદા—વિ૦-સ ( मुद धा० ) મનમા મગ્ન—આનદરૂપ
પાચ તત્વોના મૂળ એકમેકમા રચલાછે-એને પરસ્પર નિકટનો સબધ છે એ પાચના સંમેલનથી સ્થૂળદેહ, અને એ સ્થૂળદેહે મેળવેલા અનુભવની જે સ્મૃતિ રહીજાયછે તે વાસનાદેહ—અથવા-પાચ જ્ઞાનેંદ્રિયના પાચ વિષય જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ—એ તત્વોથી નિકળેલો જે સાર તે વાસનાદેહ-[ અથવા વળી-પચતણા પચવીશે તત્વ, વાસનાલિંગ તે તેનુ સત્વ એ પાઠ પ્રમાણે-મૂળ પાચ તત્વના પચ્ચીશ તત્વ ઇ૦ જો૦ ૩૩ ટીકા ] સ્થૂળ દેહનો નાશ થતા તેનું પ્રપકરણ થઇપાચે તત્વો

(છપ્પા ૮૧—૮૫)

તત્ત્વમા મળેછે, ત્યારે મોત શું? મોત કંઇ વસ્તુ નથી—જળમા ખળભળાટ થવાથી ઉપજેલો પરપોટો જળ શાંત થતે પાછો જળરૂપ થઇ તેમા સમાયછે એ પંચમહાભૂતમા એવો ખળભળાટ હમેશ થયાજ કરેછે અને તેથી કંઇકંઇ આકારો દેખાઇ પાછા લયપામેછે, તેમાં બ્રહ્મને કંઇજ ક્ષોભ નથી તે તો આનંદમા સદૈવ મગ્ન છે અથવા—પંચમહાભૂતના આ મોજાં હમેશ ઉછળેછે, હુ તો તેમનો, તેમજ છું—એવુ જ્ઞાનજ જેનો વિલાસ છે—અથવા વળી—પંચમહાભૂતના મોજા હમેશ ઉછળેછે તે જ્ઞાનરૂપ ઇશ્વરનીજ લહરીઓ છે

૮૨ **ચલણીવલણી**—સ. (चलन वलन–चल् वल धा०) હાલવુચાલવુઅનેવળવુ.

**પંચરૂપે** = પાંચ તત્વરૂપે

**વિસ્તરયું**—(સં. वि+स्तृ धा०) ફેલાવ્યુ, પસાર્યું.

**સાન**—સ (मज्ञा. ज्ञा જાણવુ) ઇસારો; મોટી, કુચી, કળ, ભેદ.

**નિર્વાણ**—સ. = ઉદ્ધાર, મોક્ષ

[૮૧ મા પાચ તત્ત્વને મૂળ ગણ્યા તે પણ એક કેવળબ્રહ્મનોજ વિસ્તાર છે]

૮૩. **આકાશ**—સ. = નિરાકાર નિર્ગુણ શૂન્ય જ્ઞાનરૂપ બ્રહ્મ

**આઘેરી** = આઘી, મનબુદ્ધિની જ્યા પોચ નહિ—મનાતીત (જો૦ ૧૫)

**સ્થાને**—સં (स्था. ઊભારેવુ) મૂળઆગળ, મૂળ તપાસીજોતા

**શૂન્ય**—(જો૦ નર૦ પદ ૯–૧) કંઇનહિ તે, કેવળ ભાસ

**મૂન્ય**—સ (मौन मुनि એ વ્રત પાળેછે માટે) ચુપકી, ગાડે કંઇ ન વદવુ તે.

[૭–૫ બોલે બે થાયજ માટે]

૮૪. **શૂન્યવાદી**—સ. (જો૦ ઉપર શૂન્ય) ઇશ્વર અને સૃષ્ટિ છેજ નહિ એવુ મત ધરનાર ૨. ખરી વાત જાણ્યાવગર વાદ ચલાવનાર

**પ્રત્ય**—સ. (वृत्ति. वृत् હોવુ) પોચ, ગમ.

**પર**—સ = આઘુ, દૂર, જૂદુજ, ન્યારુ

**ધામ**—સ. (धा રાખવુ) ઠેકાણુ ૨. સ્વરૂપ

૮૫. **ગુણવાદી**—સ. = ત્રણગુણ—સત્વ રજ તમ—ઉત્પત્તિ સંરક્ષણ અને લય કરવાની શક્તિ તેજ ઇશ્વર એમ માનનાર.

**માયાકૃત**—સ. = માયાથી ઉપજેલા તેથી

**ઊસરી**—(સ. अव દૂર, सृ જવુ) મકોડાઇ, ઘટી, ટળી. [ધરાવનાર

**કુટજ્ઞાની**—સ (कुट् ભટકવુ) સમજાય નહિ એવુ—વગરપાયાનુ મત

**અધ્યાસ**—સ (अधि ઉપર, आस् બેસવુ) ખોટો ભાસ

(૧૨) ગુણ માયાથી ઉપજેછે, માયા મિથ્યા ભાસ છે તો ગુણ સત્ય કેમ

(છપ્પા ૮૫-૯૧.)

હોય ? અને ગુણ સત્ય નહિ એટલે ઇશ્વરજ તેઓનો ટળીગયો માટે
૬. વસ્તુ—સં. (वस् રેવું) ખરું-મૂળ તત્વ, બ્રહ્મ. [ એ પણ શૂન્યવાદી.
ઉપમા —સં. (उप પાસપાસે, मा માપવુ.) સરખાવવું તે, મુકાબલે લાખવું તે.
૭. ઉપાસે—( સં. उप + आस धा०) સેવે, ઇશ્વરકરી માને, ખરી વસ્તુ ગણે.
વૃત્ય—(સં. वृत्ति. वृत् વળવું ) વલણ; વિષય. મનની વૃત્ય = મને કલ્પેલી
લાધે = હાથ આવે, જડે. (સં. लभ् ના ભૂ० કૃ० लब्ध ઉપરથી ?) [ વસ્તુ.
ગત્ય—સં (गति. गम् જવું.) મૂળ સ્વરૂપ.

(૨) જેમ જેમ માણસ આવી જાતની બ્રહ્મનું વર્ણન કરે તેમ તેમ દ્વૈત વિશેષ થઈ જાય-ખરુ જ્ઞાન તે વણમેલેજ થાય

૮. આકારી—સં. = ઇશ્વરને સાકાર કરી માનનારા
તત્વદર્શી —સં. (तत् તે, दृश् જોવું.) ઇશ્વરને આકારરહિત કેવળ સત્ય-સ્વરૂપે જોનાર. સમા० દ્વિ०
સરવેઊફરો—સં. = સૌથી ઉલટો—ન્યારો. (सर्वापरि ? ફ-ઊફરો विपरीत ?)
૯. અંતરજામી—(જો० પ્રેમા० ઉપજા० ૩ ) ઇશ્વર, બ્રહ્મ-જ્ઞાનીપુરુષનાં
ગોર—સં = ગુરુ. [ અંતઃકરણમાં રહેલો.
બાજીગરમોર—ફા० = ગારુડીએ પોતાના ઇલમના બળથી ખોટા-બતાવતાને ઉપજાવેલો સુનાનો સિક્કો; ખોટી ચીજ. સમા० મધ્ય०
લોભવા—સં. (लुभ् धा० પ્રે० અર્થે ) લોભાવવા, મોહ પમાડવાને, મોહ
રિદ્ધિ—( જો० ૧૩. ) [ પામે એટલાસારુ.
રૂપું—સં. (रूप्य. रूप જેવું ) પૈસો, દોલત

(૨) તે જે જ્ઞાન બતાવે તે ઉપરઉપરથી સારુ દેખાય અને સંસારીના મનને અલ० (૧) રૂપક. (૩) ઉપમા. [ રુચે એવું હોયછે

૯૦. બેસે ધારણ - બધબેસે, વ્યવસ્થા કરીબતાવાય, ખરું કરી દાખવાય.
મૂળ—સં. = જેમાથી એ ઊભુ થયુ તે, કારણ
નાટક—સં. (नट् ખેલ કરવો ) નાટકરૂપ, ભાસમાત્ર
પ્રમાણ—સં. (मा માપવુ ) માપ, આધાર, ધોરણ.
જાણ—સં. = જ્ઞાન. અલ० અનુક્રમ
૯૧. ઊંધ્યા = ઉંઘતા, બેભાન થઇને, ભાવાવત
બદલે = બકે, લવે. [ કરી થાપેછે,
અનુભવીરહ્યા = તપાસ કરજાકરેછે; ઉપરથી ઘાટ ગોઠવી તેને સત્ય-

(છપ્પા ૯૧--૯૪.)

આકુળે—(स. आ + स्कालय् પછાડવું.) અકૂળાવછે. [સ્વરૂપને.
આપેં આપ = પોતે પોતાનેજ, પોતાનું બોલવું પોતેજ. ૨. પોતે પોતાનાં

૯૨. દૃષ્ટ—सं. (दृश ધા૦ નો ભૂ૦ કૃ૦) દીઠેલા, જોવામાં આવેછે તે, ઇંદ્રિયોવડે
ફોક-- = અસત, મિથ્યા, નાશ. [જણાતા–ઇંદ્રિયગ્રાહ્ય.
સચર અચર—(જો૦ ગિર૦ અધ્યાય ૨૯ ૩. ચર--વ્યાપક.)
ચૌદે લોક—ग. (જો૦ ગિર૦ અધ્યાય ૩૬-૯. ચૌદભુવન.)
ગૂંથે—(सं. ग्रथ ધા૦) ગ્રંથે, બનાવે, લખે.
નિરધાર—सं. (निर्धार. નિ : નિશ્ચય બતાવેછે, ધૃ રાખવું.) નિશ્ચય, નક્કી ઠરાવ, ખાતરીનો વિચાર [આ શબ્દ ઘણુંકરીને અવ્યયપ્રમાણે વપરાયછે.]
સંસાર—सं. = જગત, દ્વૈત, માયાની ઉત્પત્તિ.

૯૩. મનન—स. (मन् ધા૦) વિચાર, ચિંતવન.
દર્પણ—सं. (दृप् ગર્વ કરવો–જો૦ દલ૦ શેરદ૦ ૧.) આરસી.

(૩) આરસીમાં પડેલા ભાસ તે ભાસજ–મિથ્યા છે, તેમ આત્મા-ઇશ્વરને વિષે દેખાતો આ પ્રપંચ–સંસાર મિથ્યા છે, આત્માને એ કંઇ લેપતું નથી; એવું આત્માનું સ્વરૂપ જે જાણે તે ઇશ્વરજ છે. [આત્મા = માયાના પડદામાથી જીવરૂપે ભાસતો ઇશ્વર. સર્વાતમા = શુદ્ધ ચૈતન્ય ઇશ્વર. તે નર કહિયે સર્વાતમા આ પાઠ પ્રમાણે અર્થ સુલભ છે.]

अल० ઉપમા.

૯૪. જતિ –(જો૦ ૩૩.) [ભેખ ધારણકર્યાથી.
ધોળાંભગુવાંવતી = ધોળાં કે ભગવાં લૂગડાં પેર્યાથી; જતિસન્યાસીનો
તોડે—(જો૦ નર૦ પદ ૧૦-૨. શું થયું વાળલોચન કીધે)
જોડે = ગુંથવાથી, જટા રાખ્યાથી.
જંજાળ—(स. जाल–जल् ઘેરવુ) ઉપાધિ, ખટપટ.
સંકોડે—(स. संस्ड સાંકડુ–ઉપરથી.) સકોચે, સમેટે.
વ્યાપ—स. (व्याप्ति. वि + आप् ધા૦) વિસ્તાર, પસારો, ફેલાવો.

(૩) જગત એ માયાનો પસારો છે એમ જાણી તેને સકોચતો સકોચતો કોઇ તેનાં મૂળતરફ જવાંકરે તો અંતે પોતેજ એક ઇશ્વર રહે. દીવામાંથી કે સૂરજમાથી કિરણો નિકળી ફેલાયછે અને તેમાં કંઇકંઇ રંગ ને ઢંગ ભાસે તે બધાંનો વિચાર ન કરતાં એ કિરણો ક્યાંથી નિકળેછે એ જોતા દીવાનું અને સૂરજનું જ્ઞાનં થાયછે તેમ નદીના પ્રવાહવિષે પણ એવીજ સમજ.]

(છપ્પા ૯૫—૯૮.)

૯૫. દાવાગિર—ફા૦. =હકદાર, અમારી સમજ ખરી એમ કેનાર. [દાવાગિર ને દાવેદાર તે એકજ?]

થાપે—(સં. स्था પ્રે૦ બેદે૦-स्थापय् દ્દઢ કરવું.) સિદ્ધ કરીઆપે.

એક—સં. =અદ્વૈત.

(૨-૩) હુંપદ ટાળી બ્રહ્મમાં લીન થવાને બદલે વાદવિવાદ કરી ઉલટો અહંભાવ વધારે; એનું સેવટ એ કે ખરાં તત્વજ્ઞાનથી વેગળા જતોજાયછે અલં૦ પૃચ્છા.

૯૬. સરે=ઠેઠ.

ઓરેરું—અવ્ય૦=આણીતરફ, બ્રહ્મથકી આ તરફ.

ઓરું=અહિયાં. (સં. आरात्. પાસે-કે अत्र અહિંયાં )

હું સમજાવું પણ કેવી ઢબમાં સમજાવું? એક રીતે કેવું ફાવતું નથી. લે કે મૂક-બ્રહ્મને પકડ કે માયાને છોડ-જે કહુ તે બ્રહ્મની બાબતમાં લાગુપડતું નથી. પકડવું છોડવું એ તો માયિક વિષયને લાગુપડીજાય; અને સમજાવીશકાતું નથી ત્યારે એમ કેતાં પણ મને લાજ આવેછે કે એમાં કંઇ મુશ્કેલ વાત નથી, એ સમજ તો સેલ છે. અર્થાત્-ચૈતન્યબ્રહ્મનું અદ્વૈતજ્ઞાન તે તો વણબોલેજ થાય-બોલ્યા કે બે થાયજ. [વાચવું.]

૯૭. ઉકેલપડે=ખુલાસો થાય, સમજવામાં આવે. (સં. उत्कलन.-उत्+कल्

જાએ પરહર્યું=તજીદેવાય, મટે, ટળે (સં. परिहृत—परि+हृ નો ભૂ૦ કૃ૦)

મોહ—સં. =માયા, માયિક વિષય; માયિક વિષય-સંસારી વસ્તુસંબંધી.

(૩) ખરુ જ્ઞાન કોઇ સમજાવવા બેસે તો તેને લજવાવુંપડે, કારણ કે કેનાર સાભળનાર અને કેવાનું એ બધુ એકજ, ત્યારે કોણ કોને કયા વિષયસંબંધી સમજાવે? એ તો પોતે પોતાની આગળ પોતાવિષે કેવાસરખું છે-છોકરો નાચે ને મા નાચ જોઇ રાચે, પણ પાછળથી ખબર પડતા લજવાય તેવું છે. આત્મા પરમાત્માનો અંશ છે અને જ્ઞાની તે જાતે પરમાત્મા.

૯૮. સગુણ—સં. =સત્વ રજ તમ એ ગુણસાથે-વાળો; સાકાર. સમા૦ બહુ૦

પસર્યો—સં. (प्रसृत-प्र+सृ નો ભૂ૦ કૃ૦) ફેલાયો, વિસ્તાર પામ્યો, ઘણે ઘણે રૂપે ભાસ્યો. [૨. કારણવિના.

અકસ્માત—અવ્ય૦ સં. (૦तू. कस्मात् શાથકી.) એકાએક, ઓચિંતો.

માનીજે=માનિયે.

(૨) ક... ભેશિર મૂકી વાત=અને પછી કાળ તથા કર્મને માથે અડસેલીમૂક ઢોળીદીધુ [(૩) શંકા ઉઠે કે બ્રહ્મને ઇચ્છા થઇ ત્યારે તો તે

(છપ્પા ૧૦૫—૧૦૯.)

વૈકુંઠ—સ. (वि વિનાનું, कुठ આળસ મોહ ઇ૦ ?) વિષ્ણુલોક, વિષ્ણુનો જ્યાં વાસ છે તે ધામ.
ક્યારેકજ—અવ્ય૦ = કોઇ કોઇ વાર.

(૩) આવું ઇશ્વરનું સ્વરૂપ ધાર્યાથી ખરી વસ્તુ ક્યાંથી હાથલાગે? ખરો ઇશ્વર તો આવો છે. (જો૦ ૧૦૬.)

૧૦૬. અવેવ—સ. (अवयव.) હાથ પગ વગેરે શરીરના ભાગો.

ક્ષરે—(સં. क्षर् ધા૦) નાશ પામતુંજાય. [૧૨૨ સાથે.

(૧) વૈરાટસ્વરૂપ-આખું જગત્ બ્રહ્મની મૂર્તિ છે. સરખાવો (૨) ને

૧૦૭. ભૂ—આકાશ—સં. (भू થવું; तिज् તીક્ષ્ણ કરવું; अन् દમ લેવો; काश् પ્રકાશવું.) પૃથ્વી, પાણી, તેજ-પ્રકાશ, પવન અને આકાશ એ પંચમહાભૂત સમા૦ ૬૬.

કદળીથંભ—સં. (कदलीस्तंभ स्तम्. ટેકો આપવો.) કેળનું થડ.
લુંબ—સ. (लुंबि.) ફળોનો ગુચ્છો-કાતરો.
રંભા—સ. (रम् ખુશ કરવું.) કેળ. [સમા૦ બહુ૦
અરૂપી—સ. (रूप् જોવું.) આકારવિનાનો, નિરાકારનિર્ગુણ-બ્રહ્મ.
પૂરવપક્ષ—સં. (पूर्व.० पूर्व પેહેલું, पक्ष વાદ, તકરાર.) કોઇ વાત સિદ્ધ કરવા-માટે વાદનો જે પેલો પાયો તે, અહિંયાં સામી તકરાર.

(૩) એ રીતે ઉપાધિરહિત જે બ્રહ્મ તેજ ઉપાધિ ગ્રહણકરી પોતે વિસ્તાર પામેલોછે. જો૦ ૪૭-૩.

અલ૦ દૃષ્ટાંત. (૩) રૂપક. [આ અષ્ટપદી છે.]

૧૦૮. કાંધ ક્લેશ—સ. (क्लिश् પીડવું.) લગારપણ પ્રયાસ-મેનત. [કાયક્લેશ-પાઠ લૈયે તો, જો૦ ૪.]

પખાલ—સ્ત્રી. સ. (प्रक्षालन: न. क्षल् ધોવું.) સંધ્યાકાળે શિવની નિર્માળ-સવારે ચડાવેલાં ફૂલવગેરે ઉતારી દેવાલયને પાણીથી ધોવું તે. ૨ દેવને નુવરાવવા તે [ત્યાંલગે ધૂપપૂજાપર વાલ-એ પાઠપ્રમાણે અર્થ સુલભ છે.]

શ્રુસલ્ય—સં. (मुसल. मुस् ભાંગવું.) સાંબેલું; નડતર, સાલ.

(૩) તત્ત્વજ્ઞાનની બાબતમાં અજ્ઞાન-દ્વૈતભાવ એજ મોટું નડતર અને તેનેજ લીધે બધા મતાંતર ખેંચી જુદેજુદે પંથે પડ્યેછે, બાકી તો બધાને એકજ નિશ્ચય થઇ એકજ રૂપે થાય.

૧૦૯. ઊખાણો—સ. (उपाख्यान. ख्या કેહેવું, उप् હલકું-ઉતરતું.) સમસ્યા, કોયડો-એક વસ્તુ ઓળખીકાડવાને તેને મળતુંઆવતું સમસ્યારૂપ કથન.

વધારે—(સ. वृध् પ્ર૦ વડે-વર્ધય.) વધારવાથી.

[સરખાવો (૧-૨) ધીરો પદ ૪; અને (૩) ૬૧-૬૨]

(છપ્પા ૧૧૦—૧૧૩.)

૧૧૦. કર્મધેન = જપતપાદિ ક્રિયાઓરૂપી ખુમારી–કેફ. સત્તા० કર્મ० અલ० રૂપક.
ચકચૂંધ્ય—ચધ = ખાંચખૂંચ; માથાકૂટ.
રૂંધ્ય—સં. (રુંધન ? રુધ્-રોકવું.) રોકાણ, ભ્રમ.

કોઇને શાંત નિદ્રા ન આવતીહોય તે આણવાને તે કેફ કરે તો ખુમારી ચડી ઘોડી વાર સુખસરખું લાગે પણ પરિણામે તેમાંથી દુઃખ; એમજ સંસારનો ઉપાધિ ટળવાસારુ કર્મ કરે તો સુખની પ્રાપ્તિ થાય-સ્વર્ગાદિક લોક પણ પમાય, પણ સેવટ એનું એ કે આત્મસ્વરૂપનું જ્ઞાન હોય તે ટળે. કર્મથકી ઇશ્વરપ્રાપ્તિ ન થાય, ઘોડીવારનું સુખ મળે, જેમ વગડામાં ઇ० અલ० (૨-૩) દષ્ટાંત.

૧૧૧. મર્મ—પુ.-સં. ન. (मृ મરવું.) છૂપો ભેદ; નહિ સમજાય એવો ઠાઠ.
ઠાઠ = દમાક; ધોંટાળો, શોભિતી પણ મિથ્યા ગરબડાટ
માય—સં. = માયા.
પરભાય—સ. (प्रभाव भा પ્રકાશવું.) પ્રકાશ, શોભા, શોભિતો ઠાઠ.
[ પરવાહ–પાઠ લેતાં અર્થ વધારે સુલભ થાય.]

૧૧૨. ઠરાવીને—(સં. स्थिर દઢ-ઉપરથી) એક નિશ્ચયપર આવીને.
શેષ—સ. (शिष् જૂદું પાડવું) બાકી રહે તે.
તેનું શેષ = પંચભૂત ટળતાં જે રહે તે ચૈતન્ય બ્રહ્મ. [છે તે.
ચૈતન્યતા—સં. (चित् જાણવું) જે શક્તિવડે જ્ઞાન થાયછે ને કર્મ કરાય-
ચૈતનધણી—સ. = બ્રહ્મ.
બીબું—સ. (बिंब આકાર, છબી) જે ઘાટ કે સાંચાવડે બીજો તેવોજ ઘાટ
ભાત્ય—ત-સ. (भाति.) છાપ, તરેહ. [તૈયાર થાય તે.

પંચભૂત અને ચૈતન્યબ્રહ્મ એનો આ સઘળો વિસ્તાર છે—પાંચ તત્ત્વનું પરસ્પર મળવું થઇ વિવિધ આકાર બનાઇ તેમાં ચેતન્ય બ્રહ્મ ચૈતન્યતા-ઉત્સાહશક્તિ (energy) રૂપે રેછે, અને એમ ચોરાશીલાખ અવતારની નિયમિત ગોઠવણી થઇપડી છે. આ રીતે વેદ સંસારનું સ્વરૂપ સમજાવેછે.

૧૧૩ એણે મર્મે—સ. = આવી અટપટી રીતે.
કાંડ—સ (कड् ભાગ કરવા.) ભાગ, પ્રકરણ, બાબ
ધૂમમારગ—સ. (धूममार्ग.) ધૂમાડાનો–અંધારાનો–કર્મ રસ્તો.
અરચિ—સ. (अर्चिस्. अर्च् પૂજવું.) જ્વાળા, જ્યોત, તેજ, તેજોમય બ્રહ્મ.
નિષેધ—સં. (नि+सि-षिध् મના કરવી.) નાકબૂલ કરવું તે, રદ કરવું તે.
ઉપનિષદ—સ. (०षद्. उप પાસે, नि+स-पद् બેસવું.) વેદાંતશાસ્ત્ર, બ્રહ્મેશ્વરજ્ઞાન.

(છપ્પા ૧૧૩—૧૧૬.)

(૧-ખ) જીવશિવ બે વસ્તુ જૂદીપાડી તેનાં જૂદાં જૂદાં કર્મ બતાવ્યાં. [જીવોત્પત્તિ આળેખ્યાં કર્મ-એ પાઠ લેતાં = શાં શાં કર્મનેલીધે શિવ મટી જીવ થવુંપણું, અને શું કરવાથી પાછો તે શિવ થાય ઇ૦ બાબતો વર્ણીછે]

[(૨) વેદમાં કર્મ ઉપાસના વગેરે માથાકૂટ કરી અંતે ખરાં જ્ઞાનની શિક્ષા છે.]

૧૧૪. નેતિ નેતિ – સં. (न इति न इति) એમ નહિ એમ નહિ–આવો નથી આવો નથી–તે બ્રહ્મ ; આગળ-વર્ણવ્યો તેવો નહિ.

વ્યર્થ—સં. (वि વગરનું, अर्थ હેતુ, સાર.) મિથ્યા, નકામું

હાથ ખખેર્યા = આગળ કહેલું રદ કરી આઘા ખસીએઠા.

તેર કાંડમાં જીવ ઇશ્વર માયા કર્મ જન્માંતર એવી એવી ગોઠવણી કરચાપછી આખર કેવળ બ્રહ્મનું ઓળખાણ થયું ત્યારે ચૌદમે કાંડે લખ્યું કે, નેતિ નેતિ= એમ નહિ એમ નહિ-ઇશ્વરને આવો વર્ણવ્યો, ને જગત્ ઉત્પન્ન થયું એમ કહ્યું તે ખોટું. એ રીતે બ્રહ્મ એક સત્ય ગણી બીજું બધું મિથ્યા કરીદીધું અને આગળ કહેલાનો નકાર કરચો. કોઇ એ તેર કાંડ વાંચે ને ચૌદમે કાંડે કહ્યું છે તેનું મર્મ ન સમજે તો તેને ખરું જ્ઞાન થાય નહિ અને તેથી માયાની જાળમાં ફસાયલો રહે. (જો૦ ૧૧૫.) [(૧-ખ) ઉપનું ગયું તે જાણ્યું વ્યર્થ-એ પાઠ લેતાં-ઉત્પત્તિ સ્થિતિ લય એ બધું ખોટું છે--બ્રહ્મ સર્વત્ર સર્વદા ભરપૂર છે.]

૧૧૫. ત્રિકાંડ—સ. = ત્રિપુટી ?–ત્રણ વાનાં તે–જેમકે, જોનાર જોવાનું ને જોતું તે ; જ્ઞાતા જ્ઞેય ને જ્ઞાન ; કર્તા-કર્મ ને ક્રિયા ; રજ તમ ને સત્વ ; બ્રહ્મા વિષ્ણુ ને રુદ્ર ; જીવ ઇશ્વર ને માયા–ઇ૦ ઇ૦.

ભેદ કીધો = ફેરફાર બતાવીઆપ્યો.

ખટકે = નડે ; ગુંથાયલો–વળગેલો રહે ; સત્યકરી માને.

શિરશેર = સર્વોપરી. (फा. शेर = સિંહ–ઉપરથી ?)

(૩) તેર કાંડમાં માથાફોડ કરીછે તે નહિ માનતાં ચૌદમા કાંડમાં જે બ્રહ્મનિરૂપણ કરેલુંછે તે સમજે તો તે સર્વોપરી થઇ બ્રહ્મને ભેટે-અથવા સર્વોપરી જે બ્રહ્મ તેને ભેટે.

૧૧૬. પુરાણ—સ. (पुरा આગલો કાળ.) ઇશ્વરલીલાના અને રાજાઓના ઇતિહાસના ગ્રંથ. [પ્રત્યેકમાં સૃષ્ટિની ઉત્પત્તિ, તેની સ્થિતિ, તેનો લય, દેવ અને શૂરવીરોની વંશાવળી, મનુઓના ને તેના વંશજોનાં રાજની કથાઓ ઇ૦ હોયછે. પુરાણ અઢાર છે—બ્રહ્મ, પદ્મ, બ્રહ્માંડ, અગ્નિ, વિષ્ણુ, ગરુડ, બ્રહ્મવૈવર્ત, શિવ, લિંગ, નારદીય, સ્કંદ, માર્કંડેય, ભવિષ્યત, મત્સ્ય, કૂર્મ, વરાહ, વામન અને ભાગવત-હે રી.]

. . . ) પ્રમાણ ગણેના

(છપ્પા ૧૧૬—૧૨૦).

નિદાન—સ. (નિ અચૂકપણે, दा આપવું.) સેવટ, પરિણામ, આખરનો નિશ્ચય. [આ શબ્દનો મૂળ અર્થ પ્રથમ કારણ છે.]

૧૧૭. લક્ષ—સ. (लक्ष्. लज् જોવું) ખંતીલી ધારણા, ધ્યાન; આખરનો હેતુ.

ઇશ્વર—સ. (ईश् સત્તા ધરાવવી) જગત્કર્તા પ્રભુ.

સાર—સ. (सृ નિકળવું) મૂળ ઉદ્દેશ, મુખ્ય હેતુ.

ઉદ્ધાર—સ. (उत्-द् + धृ બચાવવું) મુક્તિ, મોક્ષ, જન્મમરણથી છુટકારો

તેને સ્થળે = ચોવીશ અવતારને ઠેકાણે.

[(૨) ચોવીશ અવતાર—૧ સનક, સનંદન, સનાતન, સનત્કુમાર, ૨ વરાહ, ૩ યજ્ઞપુરુષ, ૪ હયગ્રીવ, ૫. નારાયણ, ૬ કપિલદેવમુનિ, ૭. દત્તાત્રય; ૮. ઋષભદેવ, ૯. પૃથુરાજ, ૧૦ મત્સ્યાવતાર, ૧૧ કચ્છ, ૧૨ ધન્વંતરિ, ૧૩ મોહિનીરૂપ, ૧૪ નૃસિંહ, ૧૫ વામન, ૧૬ હંસપક્ષી, ૧૭ નારાયણ, ૧૮. હરિ, ૧૯ પરશુરામ, ૨૦. રામ; ૨૧ વેદવ્યાસ, ૨૨ કૃષ્ણ; ૨૩. બૌદ્ધ, ૨૪ કલ્કિ મુખ્ય દશ અવતાર છે–મચ્છ, કચ્છ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બૌદ્ધ અને કલ્કિ]

૧૧૮. જુગ—સ. (युग. युज् જોડવું) લાંગો કાળ. ચારે જુગ કૃત–સત્ય, ત્રેતા, દ્વાપર ને કળિ.

વર્ત્તમાન—સ. (वृत् હોવું) સમાચાર, હકીકત, રીત.

પરંપરા—સ (પર પાછળનું, બીજું) અસલ–ઘણા કાળથી ચાલતોઆવેલો જે ઉત્તરોઉત્તર ક્રમ તે, હંમેશનો રિવાજ

અનુમાન—સ. (अनु ઉપરથી, मान માપ, मा ધા૦) તર્ક, કલ્પના, અટકળ

નિરંતર—સં (निर् વના, અંતર વિરામ) બધ પડ્યાશિવાય, ચાલુ, હંમેશા સમા૦ અવ્ય૦. [તપાસ.

સૂજ્ય—સ. (सूचन. सूच् જોવું) ગમ, પોચ, સમજ ૨ ખત, ખોજ,

પ્રભાવડે = મહતા–પ્રતાપનાં કારણથી. [પ્રવાહ પડે એપાઠપ્રમાણે–એવો રિવાજ કર્યો માટે] [સમા૦ ૫૦–મધ્ય૦.

દેહઅધ્યાસ—સ. (अधि ઉપર, आस બેસવું) દેહ સત્ય છે એવો ભ્રમ. [સરખાવો (૩) ૬૭ ટીકાસાથે–અખા ચાલ્યો મત માયાતણો, દ્વૈત અધ્યાસ સૌને ઘણો]

૧૧૯. થાપ—(જો૦ ૧૭)

પટતર ઘાત—સ (પટાંતર.) વચમા માયા આવીપડે એ થાપ–ભુલાવો. (૩–ખ) મોટે ઓની સ્વરૂપની સિદ્ધતા કરવા લાગ્યા કે દ્વૈત થાય અને થાપ ખવાયજ. [ઝૂઝ્યુ ત્યા પરતતર ભાત–એ પાઠપ્રમાણે પણ આખરે ભાવ એજ આવે]

૧૨૦ સહજે—અવ્ય૦ (જો૦ ૬૪–૫) પોતાનીમેળેજ.

(છપ્પા ૧૨૦—૧૨૩.)

કર્ત્તવ્ય—स. = કરવા ધારેલું તે, કર્મ.

સાજ—फा. = જરૂરની તૈયારીઓ.

કરણહાર = કરનાર, કરવાવાળો.

કંઈ થયું તો કહે કર્મનેલીધે થયું-અથવા ઇશ્વરે એમ કરવા ધારેલું તે થયું, એમ ઇશ્વરને માથે ઢોળીદેવામાં આવે છે, પણ તે કંઇજ કરતું નથી-તત્ત્વોમાં રહેલી ઉત્સાહશક્તિનાં કારણથી ફેરફાર થયાંજ કરે અને એ શક્તિ સર્વમાં રૂપલીછે માટે સૌ કર્ત્તા છે એમ કહીએ તો ચાલે અર્થાત કર્ત્તા કોઇજ નથી, જગત પોતાનીમેળે ચાલ્યુંજ જાય છે.

૧૨૧. અસો—सं. (ईदृश्) એવો.

કહ્યો ન જાય = કહી ન શકાય.

કશો—स. (कीदृश.) કેવો તે.

કળે—(सं. कल् સમજવું.) સમજે, જાણે, ઓળખે. [ચેતનવાળાં છે

ચળવળે—(ग. चल् હાલવુ. वल् વળવું.) હાલચાલ કરેછે, ગતિમાં છે,

બુંદકરી = ટીપાં—છાંટાવડે, છાંટા મળીને. (स. बिंदु.)

(૩) વાદળું કંઇ વસ્તુ નથી-છાંટાનો સમુદાય એજ વાદળું. હવે કદાપિ છાંટાને વાદળું શું છે એ જાણવાની ઇચ્છા થાય તો તે કેમ જાણીશકે? વાદળાંરૂપે તો નજ જણાય-પોતાના સરખા ઘણા છાંટાઓનો એકત્ર વિચાર કરે તોજ વાદળાંરૂપ સ્વરૂપ જાણીશકે, એવુંજ બ્રહ્મનું સમજવું.

અલં० ઉપમા; પૃચ્છા.

૧૨૨. સમાસ—स. (सम् સાથે, अस् હોવું; आस् બેસવું.) સમાવું તે, શાંત થવું, મટવું, લય થવો. ઉપજ-સમાસ = આગળ—બુસાય.

[સરખાવો (૧) ને ૩૨, અને ૧૦૨ સાથે; (૨) ને ૬૪ સાથે; (૩) ને ૧૦૬ સાથે] [શકાય એવું.

૧૨૩. પ્રત્યક્ષ—स. (प्रति આગળ, अक्षि આંખ.) ખુલ્લું, ઉઘડું, નજરે જોઇ-

પ્રમાણ—सं. (मा માપવું.) આધાર, સાબીતી, પુરાવો. [પ્રમાણ ચાર છે- પ્રત્યક્ષ; અનુમાન-પ્રતિજ્ઞા એટલે વાદવાક્યપરથી સિદ્ધ કરવું તે; ઉપમાન-કોઇનો દાખલો બતાવવો તે; શબ્દ-સાક્ષી.]

જદા—सं. (य०) જ્યારે. [જો અને જદા બેની જરૂર નથી.]

નિરવયવ—स. (निर् વિનાનું, अवयव અંગ) નિરાકાર બ્રહ્મ. સમા०બહુ०

મહાનિધ્ય—स. (०धि. नि+धा મૂકવું.) મોટો ભંડાર—સાગર—બ્રહ્મ.

ભેવ—(જો० પા)

(૩) સાકારરૂપે દેખાઇ કેટલોક કાળ સાકારના વેવાર કરી અંતે નિરાકાર

(છપ્પા ૧૨૩—૧૨૭.)

બની બ્રહ્મમા સમાયછે [(૨—૬) નિર્વેદવિના સર્વ અવિવેક—એ પાઠ લેતા—બધું સાકાર ભાસેછે પણ તે સઘળુ નિરાકારમાથી નિપજી આખરે તેમા લીન થશે. એવા જ્ઞાનશિવાય જે ગોઠવણી ગોઠવવી તે અનુગતી ન

૧૨૪. પાછું વળે=ધીમેધીમે ક્ષય પામી અતે લયથાયછે. [ ખોટી છે ]

લોકપાળ—(જો૦ ૭૯ લોકપતિ )

શીટ્યામાટ=શીટ્યું માટે, લય પામ્યુ જાણીને.

નિધાન—स. (नि+धा મૂકવુ ) નિધિ, ભડાર, ખજાનો-બ્રહ્મ. [ નિદાન—પાઠ લેયે તો—અતે, આખરે, અથવા જો૦ ૧૧૬ ]

(૨-૩) પણ એ સઘળુ લય પામ્યુ જાણી એમ ન સમજશો કે ખાલી જગા રહે, એ તો લય પામી જૂદે આકારે દેખાય, અને તે ફરી લય પામવાનેજ, એકવાર દેખાઇગયુ તે પાછુ દેખાયછે, અને એમ ચક્રના આરાની પેરે આવજા કર્યાજકરે, તે છતા બ્રહ્મમા કઇ વધઘટ થતું નથી તે તો સચરાચર ભર્યોજ રહ્યોછે

૧૨૫. કશો=શી વસ્તુ, શી ગણતીમા, શી જૂદી વસ્તુ.

ફોરાં = વરસાદના ઝીણા છાટા, બુંદ.

પ્રમાણ—स. ( मा માપવુ ) માપ, ગણત્રી

સાવ—स. ( सर्व ) સધુ, બધુ [ જગાએ.

નિરંતર—स ( निर् વના, अतर છેટુ ) જારી, હંમેશ, સદાકાળ. ૨ તમામ

નિદાન—स (नि નક્કીપણે, दा આપવુ ) છેલ્લે, સેવટે, આખરે. ૨ મૂળ જોતા

અળગુ—स ( अलग्न. लग् અડકવુ—નો ભૂ૦ કૃ૦ ) છેટે, દૂર, આઘે

૧૨૬ મેસ—स. (मषी.) સાહીથી [ હાલ આ શબ્દનો પ્રયોગ કાજળને અર્થે થાયછે ]

ફરતાં ભેઠાં = જાત્રાપુખાત્રા કરતા ફરવાથી કે જપતપ કરવાથી

નખશિખલગે—અવ્ય૦ स = પગના નખથી તે માથાના નિમાળા સુધી, આખે શરીરે [ નખશિખ એ સામાસિક શબ્દ વાપરી ફરી લગે કેવાનુ

ચળવળે = વ્યાપી-પસરીરયતોછે [ અગત્ય નહિ

સહેજે સહજ—અવ્ય૦ स. = આપોઆપ, કોઇ આગળના ઠરાવ શિવાય.

ધસાણી હામ = હિમ્મત ધરાઇ, હુપદ ઉપજ્યુ, માયા વ્યાપી [ હામ બીડવી—બોલવાનો સાધારણ રિવાજ છે ]

(૩) વિનાકારણ હુપદ ઉપજેછે અને તેથી હમેશ બ્રહ્મ ખીલીને વિસ્તાર પામેછે [ (૨—ખ ) નખશિખનગે તે નવ ચગે—એ પાઠ પ્રમાણે — આખા શરીરમાં તે રચેલોજ છે, કહીં નથી એમ નહિ ]

૧૨૭. વસ્તે—આ સં ન ( वस्तु. वस् રેવુ ) મૂળ વસ્તુમા, બ્રહ્મમાં.

(છપ્પા ૧૨૭—૧૨૯)

અસ્ત પામ્યું—સ. = લય પામ્યું, એકરૂપ થઇ મળીગયું.

સંપદા—સં. (संपद्) દોલત, ધન; વૈભવ, સુખ.

મૂળનિધાન—સ. (नि + धा મૂકવું.) મૂળઠેકાણું, બ્રહ્મ

૧૨૮. આદ્યે—સં. (आदि.) શરુઆતમાં, સૃષ્ટિને છેક આરંભે.

કર્મ ક્રિયે = ક્યાં કર્મ કર્યાં કે તેથી.

કારણ—સ. = જે મૂળથી કાર્ય થાય તે. [જેથી થાય તે કારણ અને જે થાય તે કાર્ય. કારણ ત્રણ કેવાયછે-સમવાયી, અસમવાયી, ને નિમિત્ત.]

શાનાં = શાને, ક્યાં.

પરઠિયાં = ધારચાં, ઠેરવ્યાં, નક્કી કરચાં. (સ. પૃષ્ટ–જેઠ૦ શામ૦૪૪. રૂઠે.)

જાણ—વિ૦ સ. (ज्ञानी. ज्ञा જાણવું.) વિદ્વાન, જાણકાર. [હાસીમાં]

વિક્તિ—સં. (उक्ति. वच् બોલવું.) ભાષણ, કથા, ખરું જ્ઞાન કથવું તે [વ્યક્ત-પાઠપ્રમાણે = સ્પષ્ટ, ઉઘાડું, ખુલ્લું, સમજાય તેવું]

વક્તા—સં. (वच् ધા૦) બોલનાર, ભાષણ-કથા કરનાર, ઉપદેશક.

(૧) કહોછો કે પોતાને કર્મકરી શિવના જીવ થયા અને પાછા કર્મે—સાધન જપતપથી શિવ થવાય, તો શરુઆતમાં ક્યાં કર્મ? અને એવાં કર્મ થવાને ક્યાં કારણો તમે બતાવોછો? कर्मानुसारिणी बुद्धिः = કર્મપ્રમાણે બુદ્ધિ-બીજાં કર્મ કરવાને મનનું વળવું. [કારણ આઘ શાનાપર રહ્યાં=એ પાઠ-પ્રમાણે પણ આખરનો ભાવ એજ થાય = શરુઆતમાં શિવનો જીવ થવાને ક્યાં કર્મો કારણરૂપ થયાં, અને તે કારણો-કર્મો ક્રિયે ધોરણે થયલાં?]

૧૨૯. ગીતા—સં. (गीत—ગાયલું—गै ધા૦ નો ભૂ૦ કૃ૦) જેમાં જ્ઞાનબોધ હોય તેવું સંવાદરૂપ કવિતાનું પુસ્તક. [ભગવદ્ગીતા, શિવગીતા, અખેગીતા, અર્જુનગીતા ઇ૦; અહિંયાં—ભગવદ્ગીતા. એમાં ભગવાને અર્જુનને જ્ઞાનબોધ કરેલોછે.]

મનસાથે એવો નિશ્ચય થાય કે હું તો પૂર્ણ બ્રહ્મ છું, કંઇ કર્મ કરતોજ નથી, જે થાય તે સહજ થાયછે-તો તું કર્મ કરે તેનું ફળ તને નથી અને તેં આગળ કરેલાં કર્મ ઘટવામાટે. મુક્ત થવાની આ કળ છે. પણ દેહનો અહંભાવ ધરી કર્મ કરશે તો તું જીવ થયો અને તારો કર્તા ઇશ્વર, એટલે તેની નીતિપ્રમાણે તારે તારા કર્મનું બોનાયતન કરવું. ગીતામાં જ્ઞાન આજ રીતે ભગવાને સમજાવેલુંછે-બરાબર સમજે ત્યારે, નહિ તો પર ભ્રમણમાં. [કર્તા રહે તો ખૂટે કર્મ-એ પાઠ લેયે તો-કર્તા = ઇશ્વર બ્રહ્મ-એજ અર્થ લેવો. अर्थ० विरोधाभास (૩) અખા એમ જાણે તે આપોઆપ-એ પાઠપ્રમાણે પણ ભાવ એનમ છે.]

(છપ્પા ૧૩૦—૧૩૩ )

૧૩૦ જ્ઞાતા—स (ज्ञा धा०) મને જાણનાર, જ્ઞાની
કારજપ્રત્યે—स (कार्यपरत्वे) કામનેલીધે, કાર્ય કરવાના સબધમા
વિશમું—(स वि+शम् धा०) લીન થાઉછુ, લય પામુછુ

(૧) ભગવાને અર્જુનને કહ્યુછે કે ચાર પ્રકારના પુણ્યવાન માણસ મને ભજેછે- ૧ આર્ત્ત-દુખિયો દુ ખનિવૃત્તિ ઇચ્છનારો ૨ જિજ્ઞાસુ-આત્મજ્ઞાનને ઇચ્છનારો ૩ અર્થાર્થી આ લોક પરલોકસબંધી ભોગને લક્ષ્મી, સત્તા, કીર્તિને ઇચ્છનારો ૪ જ્ઞાની-તત્ત્વવેત્તા

૧૩૧ સાન—स (सज्ञा ज्ञा જાણવુ) ઇસારો, સેજ ચેતવણી-ઉપદેશ
ભાત્યઉભાત્ય ? = બેમાનો એક પાર—છેડો
રહ—આગ્રહ, હઠ
અક્ષરમત્ય—सं (अमति क्षर् નાશ પામવો, मन् ધારવુ) ક્ષીણ ન થાય એવી બુદ્ધિ, મોક્ષબુદ્ધિ ૨ અક્ષતરફ નિશ્ચય, ઇશ્વર અવિનાશી અવિકારી છે એવો નિશ્ચય समा० કર્મ૦

(૧ ૨) ખરા જ્ઞાનવિના એકલી વિદ્યાથી તો અપચો થાય—અહભાવ વધી વધારે ફૂલ્યોફૂલ્યો ફરે છેક મૂરખ સારો કે પૂરો જ્ઞાની સારો, અધવચનો નકામો ચોખા પુરા ચડેલા સારા કે છેક કાચા સારા જ્ઞાની તો સારોજ અજ્ઞાની સારો કે કોઇનો ઉપદેશ સાભળે, પણ જ્ઞાનદગ્ધ નકામો

अज्ञ सुखमाराध्य सुखतरमाराध्यते विशेषज्ञ ॥
ज्ञानलवदुर्विदग्ध ब्रह्मापि त नर न रंजयति ॥

૧૩૨ વિરલા स ઘણામા કોઇકજ
રસિયા હરિતણા—स ઇશ્વરના સ્વરૂપની લેજત જાણનાર, જ્ઞાની
(रसिक रस-સ્વાદ લેજત •

કેશરી—सं (केसर યાળ કેશવાળી) સિહની એક જાતિ છે [એને ગરદન-પર કેશવાળી હોયછે ] કેશરી સિહ समा० કર્મ

સુભટ મોટા જોદ્ધા समा० કર્મ૦ [પર આવર્તુજ નથી ]
અનળ—स (अ નહિ नल् બાધવુ રોકવુ) એક પક્ષી છે [એ પૃથ્વી-

(૨ ખ) માળા સુદ્રા સારોધાર ? માળામા મેરનો મણકો તે એકજ હોય ?
અલ૦ દષ્ટાત [समा० કર્મ૦

૧૩૩ અક્ષરપદ—स (क्षर् નાશ પામવુ पद् પામવુ) અવિનાશી પદવી, બ્રહ્મપદ
ચવે-બોલે કહે વર્ણન કરે ૨ સમજે અનુભવમા આણે [રટણ
નિવેદન—सं (नि+विद् પ્રે૦ લેદે નમ્રતાથી જણાવવુ) સમજાવવુ તે,

(છપ્પા—૧૩૩—૧૩૪.)

પરમાણુ—સં. (प्रमाणय.) ગણ્યુ, સમજ.

સર્વું = અંત, છેડો

૧૩૪. આપ = તારૂં પોતાનું મૂળસ્વરૂપ.

બાહ્ય—સં. બારનું. ૨. બાર દેખાઇતો માયાનો પસારો.

અંતરગત—સ. (अतर्गत. अंतर् અંદર, गत ગયલું.) અંદરનું. ૨. મૂળ સ્વરૂપે નિર્વિકાર ઇશ્વર અંતઃકરણમાં બિરાજેછે તેતરફ.

અન્વય—સ. (अनु પાછળ, अय् જવું.) સંબંધ; એકપણું.

વ્યતિરેક—સ. (वि+अति+रिच् જુદું પાડવું.) જૂદાપણું, નિરાળાપણું.

તુષ—સ. = ભાતનાં છાલાં, ફુસકા.

શાળ—સ. (शालि.) ડાંગર, ચોખા.

અવસ્થા—સં. = સ્થિતિ, હાલત, રૂપાંતર.

(૨) ઇશ્વર માયામા લપટાઇ રૂપાંતર પામતો જણાયછે તે છતાં તે અવિકારી-માયાથી નિરાળો છે એમ જાણી તેને ઓળખ-છાલાંમાં ચોખા ઢંકાયલા છતાં છાલાં જૂદાં કાઢીલાખ્યાથી ચોખા મળે છે. અલ૦ દૃષ્ટાંત.

---

મલયજગંધે વાસિત, વાસ પસારે દશો દિશા પવન;
સંસ્કૃત કાવ્યરસે મુજ, વાણી રસગુણ મુલાવજો ભુવન.



# અલંકારપ્રકરણ.

અલકાર એટલે શોભા અથવા શોભા આપનારી વસ્તુ જેમ ઘરેણા શરીરને શોભિતા કરેછે તેમ બોલવાલખવાની કેટલીક ચમત્કારિક રીતિ છટા ભાષણ-લખાણને શોભિતા-ખુશી અને અસર ઉપજાવનારા કરે છે

એ ભાષાલંકારના બે ભાગ કર્યા છે—અર્થાલકાર ને શબ્દાલંકાર. વિશેષે કરીને વાક્યના અર્થની અથવા વાક્યમાહેના વિચારની ચમત્કૃતિ જા જેનામા આવે તા અર્થાલંકાર જાણવો. એમા શબ્દોનો ફેરફાર કરિયે અથવા વાક્યનો એક ભાષામાથી બીજી ભાષામા તરજૂમો કરિયે તોએ અલકારની ખુબી જતીરેતી નથી વિશેષેકરીને જા શબ્દની ચમત્કૃતિ જેનામા આવે તા શબ્દાલકાર જાણવો એમા શબ્દોનો ફેરફાર કર્યાથી અલકારની ખુબી જતી રેછે

## અર્થાલંકાર.

### ૧. ઉપમા. (Simile)

જા બે વસ્તુનુ અથવા બે વિચારનુ સરખાપણુ મનને આનદ પમાડતુ હોય તા ઉપમા અલકાર જાણવો

(૧) આ સરોવરનુ પાણી અમરતસરખુ મીઠુ છે

(૨) મોટા વનોમા ઘુળમાટ થાએ, પક્ષી પશુઓ ઘસડાઇજાએ,
સમુદ્ર મોજા ગગને ચડાવે, થઇ ઘણો મસ્તજ ઝાઝ ડાબે,
રે તેપ્રમાણે સ્મૃતિવાયુ વાએ, ટોળાઇજાએ દિલ ના સમાએ,
સકલ્પ સતાપ વિકલ્પ હાકે, મારી ઉછાળા જીવ ચાપીનાખે

[ઉપમા અલકારમાં ચાર વસ્તુ જોઇએ—જે વસ્તુને સરખાવવીહોય તે (ઉપમેય), જેની સાથે સરખાવવીહોય તે (ઉપમાન), જે વાત—ધરમમા તે બે વસ્તુ સરખી આવતીહોય તે (સાધારણધર્મ), અને સરખાપણાનુ જે શબ્દથી ગ્નાન થાયછે તે શબ્દ (વાચક)- જેવા કે જેમ, તેમ, જેવુ, તેવુ, પ્રમાણે, પેઠે, પેરે, ગોઠે, કાણી, સમ, સરખુ, તુલ, જે રીતે, જે માફક-વગેરે]

(ક) અનન્વય.

જ્યારે કોઇ વસ્તુને તેની પોતાનીજ સાથે સરખાવવામાં આવેછે ત્યારે અનન્વય અલંકાર થાયછે. [એમાં ઉપમેય તેજ ઉપમાન.]

(૧) વિક્રમસરખો પરદુખભંજન તે એક વિક્રમજ.

(ખ) ઉપમેયોપમા.

જ્યારે બે વસ્તુઓ એકબીજાસાથે અરસ્પરસ સરખાવવામાં આવેછે ત્યારે ઉપમેયોપમા અલંકાર થાયછે.

(૧) બીજ તેવું ફળ ને ફળ તેવું બીજ.

(ગ) પ્રતીપ.

જ્યાં લોકમાં પ્રસિદ્ધ એવાં ઉપમાનને ઉપમેયજેવું ગણ્યુંહોય ત્યાં પ્રતીપ.

(૧) પ્રિયે, તારાં મુખસરખો જે ચંદ્ર તે વાદળથી ઢંકાઇગયો.

૨. જ્યાં ઉપમેયથી ઉપમાનનું કે ઉપમાનથી ઉપમેયનું માન ઘટતુંહોય ત્યાં પણ પ્રતીપ.

(૧) દમયંતીનો ચોટલો દેખી, અતિ છે સૌભાગ;
અભિમાન મૂકી લાજ આણી, પાતાળે પેઠા નાગ.

(૨) અરે ઓ કામિની, તું તારાં મુખની કાંતિનો ગર્વ મૂકીદે, ચંદ્ર પણ તારાસરખો છે.

(ઘ) દૃષ્ટાંત.

જ્યાં બે વાક્યોના જૂદા જૂદા અર્થનું સાદશ્ય-સરખાપણું હોય ત્યાં દૃષ્ટાંત.

(૧) મેઘવીજવાયુથકી, ડોલે નહિ ગિરિરાય;
આધિવ્યાધિઉપાધિથી, ત્રતાંળી ચલિત ન થાય.

(૨) પ્રીત થવી તો સેલ છે, નિભાવવી નહિ સેલ,
પીતાં કેફ પડે મઝો, જીરવતાં મુશ્કેલ.

(ચ) નિદર્શના.

જ્યાં સરખા વાક્યાર્થનું એક્ય—એકપણું વર્ણાયછે ત્યાં નિદર્શના.

(૧) તલવારની ધારઉપર સુવું અને સ્ત્રીની પ્રીતિમાં નિભવું એ બે બરાબર.

(૨) મૂરખને ઉપદેશ કરવો એ પત્થરઉપર પાણી રેડવું છે

(છ) વ્યતિરેક.

જ્યાં ઉપમાનથી પઉમેય વસ્તુઓનું વર્ણાતુંહોય ત્યાં વ્યતિરેક

(૧) સાધુ સંત ઊંચા ઘણા, મોટા પર્વત જેમ;
પણ પ્રકૃતિના દૂબળા, હોય કુપળિયાં તેમ.

(જ) પરિણામ.

જ્યાં ઉપમેય જે છે તે ઉપમાન થઇને ઉપમાનની ક્રિયા કરેછે ત્યાં પરિણામ અલંકાર. [સરખાવો રૂપક સાથે.]

(૧) વક્ત્રારવિંદ કરમાઇ ગયું જળે છે,
આ જીવ હંસ વણઓથ રડીમરેછે;
આ દેહ હોડી નબળી પવને ડૂબેછે,
ઓ બેની વાલી પિયુને ઘણી ધીર દેજે.

૨. રૂપક. (Metaphor.)

જ્યારે એક વસ્તુનું વર્ણન બીજી વસ્તુનાં નામથી અથવા ધર્મથી અથવા નામધર્મ બંનેથી થાયછે ત્યારે રૂપક અલંકાર

(૧) જિવતરવાણું વહિજશે, બણવે કઇ ચિત રાખ;
ખરે બપોરે તજ્યોને, થૈશ બળીને ખાખ ૧
સ્વતંત્રતા વેચીકરી, કરવી પરવશ દેહ;
ગર્દભી નક્કટ નોકરી, નામ બાળ તું તેહ. ૨

૨, વળી રૂપ, રૂપી અને બીજે-બીજી-બીજું એ વાચક શબ્દથી પણ રૂપક ઓળખાયછે.

(૧) રોવાંકર્યાથી ગયુ પાણી આલી,
આંખોરૂપી વાવડિયોજ ખાલી.
(૨) આ ગવૈયો તો બીજો તાનસેન છે

૩. સજીવારોપણ. (Personification.)

જે ચીજમાં જીવ નથી તેમાં જીવ છે એવી કલ્પના કરી તેને સજીવ બનાવી તેની પાસ સ્ત્રીપુરુષનાં કામો કરાવવાં તે સજીવારોપણ.

(૧) આકાશે તો ચકચક થતો શ્વેત વાગો સજ્યોરે,
તારાઓ જે મુઝઇ રડતા, શોક તેણે તજ્યો રે;
પીડાતો તે અતિશ કમળે, ચંદ્ર સારો થયો ને,
પાવામાંડી ફરી મીઠી સુધા, ધન્ય તેણે સહુને.

૪. ઉત્પ્રેક્ષારૂપક.

જ્યાં એક વસ્તુનું વર્ણન બીજી વસ્તુને નામે અથવા ધર્મે શંકા કે કલ્પના—

સાથે થાયછે ત્યાં ઉત્પ્રેક્ષા. [ઉપમાનનો ધર્મસંબંધ મનમાં રાખી ઉપમેયઉપર ઉપમાનનાં સરખાપણાંનો તર્ક અથવા સંશય હોયછે ત્યાં ઉત્પ્રેક્ષા.]

(૧) ચપળ નેત્ર ઝીણું અંજન, જાણે જાળે પડ્યાં ખંજન.

(૨) જટાની શોભાથી અતિશ શરમાઇ ચિત્ત ઉડ્યા,
જટાને સંકેલી વડ તજી ગિરિએ જઇરહ્યા.

[શંકા છે-કરુંછું, ધારુંછ, લાગેછ, જણાયછે, માનુંછ, જાણે, આમ હશે, એમ હોયની શું-વગેરે શબ્દો ઉત્પ્રેક્ષાવાચક છે ]

૫. દ્રષ્ટાંતરૂપક. (Allegory.)

જે વર્ણન કરવાની વસ્તુનું, તેનું પોતાનું છતું નામ ન લેતાં હરકોઇ બીજાના દાખલાથી ભેદમાં વર્ણન કરેલુંહોય ત્યાં દ્રષ્ટાંતરૂપક. [અપ્રસ્તુત-પ્રશંસા, અન્યોક્તિ-એવાં બીજા નામો પણ છે. ]

(૧) મસ્તાની તૂતી રાધે-કૃષ્ણ રામ-કૃષ્ણ બોલ—ટેક.
દાના એ ખાતી તૂતી પાની એ પીતી,
પિંજરેમેં કરતી કલ્લોલ રે—મસ્તાની૦

[ એમાં અદરનો અર્થ પામર પ્રાણી-માણસને લાગુ પડેછે. એ દ્રષ્ટાંતરૂપક **સમાસોક્તિથી** ઉલટું—દ્રષ્ટાંતરૂપકમાં અવર્ણ્યને બણતાં વર્ણ્યનું અને સમાસોક્તિમાં વર્ણ્યને બણતાં અવર્ણ્યનું ભાન થાયછે. ]

(૬) અપન્હુતિ.

એકના સરખી બીજી વસ્તુ જોઇને પેલીનો નિષેધ કરી બીજીને નામે વર્ણન કરવું તે અપન્હુતિ.

(૧) [ચંદ્રને જોઇ કોઇ કહેછે] "એ ચંદ્ર નથી-એ તો આકાશગંગાનું કમળ છે.

૨. જે વસ્તુઓનો એકપછી એક, કારણસાથે નિષેધ કર્યોહોય ત્યાં પણ અપન્હુતિ.

(૧) [ કોઇ વિરહિણી સ્ત્રી પોતાની સખીને કહેછે ] સખી, આકાશમાં જે ગોળ ચળકતો દેખાયછે તેને ચંદ્ર કહિયેછ તો ચંદ્ર ઠંડક કરવીજોઇએ તે નથી કરતો ને ઉલટું વધારે દુઃખ કરેછે, માટે તે ચંદ્ર નથી. વારુ, વધારે તપાવેછે એમ કહિયે તો તે સૂર્ય કહેવોજોઇએ, પણ રાત છે એટલે સૂર્ય શેનો હોય, માટે એ સૂર્ય પણ નથી—ને ચંદ્ર પણ નથી. એ તો સમુદ્રમાંથી નિકળેલો વડવાગ્નિ ( એક જાતનું તેજ ) આકાશમાં જઇને રહ્યોછે.

૩. જ્યુ સદેહ ઉપજ્યોહોય અને પછી તેનો નિષેધ કર્યોહોય તો પણ અપન્હુતિ.

(૧) વિરસ વદન ગાલે આસુના ઓઘ ચાલે,
થર થર બહુ કાંપી શુષ્ક તુ શોક પાળે;
મરણુ કઇ થયું કે મેની અન્યાય કીધો,
સજની નહિ પ્રદેશે [પિયુએ પથ લીધો
[આ ઉદાહરણમા મેનપણીના સદેહનુ નિવારણ કર્યુંછે]

૪ કોઇ, પોતાના મિત્રઆગળ પોતાની છાની વાત કરતુંહોય ને તેમા એવો શક પડે કે એ વાત કોઇ તીજા આદમીએ સાભળીછે તો, કહેલી વાત બીજી વસ્તુને લાગુપાડી ઉડાવીદેવી તો પણ અપન્હુતિ

(૧) શીત રતે તેવગર ન ચાલે,
મુજ અગે લપટાઇ આલે,
પિઉકરતા અદકો છે વાલો,
કા સખી પ્રીતમ ના ચોફાળો

(ખ) સમાસોક્તિ.

જે વર્ણન કરવાની વસ્તુનુ વર્ણન કરતા તે વર્ણન બીજાને પણ અદરથીજ લાગુપડતુંહોય તો સમાસોક્તિ

(૧) જે નદી નિરમળી નીર અબર સજી
ગભિરાઇ ધરી બાર તેરે,
ચોરીથી દોડતી વાટ ટુંકી શોધતી
સગ સખી લેઇ સિધુસું મેરે .

[એ નદીનુ વર્ણન અદરથી વ્યભિચારિણી સ્ત્રીને પણ લાગુપડીશકે]

(ગ) ઉલ્લેખ.

જ્યુ એક વસ્તુનુ ઘણી રીતે વર્ણન થતા તે ઘણે રૂપે દેખાતીહોય તો ઉલ્લેખ

(૧) દેવે દાન ઉદાર, કર્ણ બળિરાજા માણું,
વિદ્યા શ્રમ મમજ્ઝૂક, ભોજ વિક્રમ તે જાણું,
શરવીર બહુ રખે, ઇંદ્રજિત અરજુન આપું,
વચની સતભરપૂર, ગુરુ હરિશ્ચદ્ર વખાણું,
ધર્મ પ્રેમે પાળે પ્રજા, "રામ ધર્મરાજાજ જેમ,
કીર્તિ મુકુટની કાંતિએ નૃપ, શોભેછે રવિચદ્ર તેમ

(ધ) સંબોધન. (Apostrophe.)

જ્યાં ગેરહાજર અથવા ગુજરીગયલી અથવા નિર્જીવને સજીવ કલ્પેલી એવી વસ્તુને બોલાવવાનું થાયછે ત્યાં સંબોધન.

(૧) જઇ તું કાં વળી બેઠી છેરી રે,
પ્રીતડી બાપને ના તું બેટી રે,
સ્વર્ગમાં મળીશ સુતા અરે,
અરર કાળી લે-લે હવે ખરે.

(ચ) સ્વપ્ન. (Vision.)

જ્યાં કોઇનું વર્ણન કરતાં વચમાંથી વર્ણન કરનાર પોતાની તરફનું બોલવું બધ પાડીદઇ વર્ણન કરવાની વસ્તુના બોલ બોલેછે ત્યાં સ્વપ્ન

(૧) પછી ધર્મ અર્જુન આકાશ જોએ,
બહુ બ્રહ્મની કીર્તિથી ભારી મોએ,
પ્રભુ ધન્ય તુને કીધી શર્દરાત્રી,
દયા મોટી તારી થઇ પૂરી ખાત્રી.

[ છેલ્લા બે ચરણમાં ધર્મઅર્જુનનું બોલવું છે. ]

૬. અતિશયોક્તિ (Hyperbole.)

જ્યાં વસ્તુનું ખરેખરું હોય તેના કરતાં ઘણું વધારીને વર્ણન કરેલું હોય ત્યાં અતિશયોક્તિ.

(૧) ધ્રુજ્યો ધ્રુવ ને મેરુ ડગિયો, ખળભળિયાં પાતાળ,
સાગરે મરજાદ મૂકી, ડોલ્યા દશ દિગપાળ. ૧
અષ્ટ પર્વત ગળ્યા ભૂમીએ, મૂકી વનસ્પતિ સર્વ,
જક્ષ કિન્નર વિદ્યાધર કાંપ્યા, અપ્સરા ને ગધર્વ. ૨
ત્રૈલોકમાં ભુંગાણું વરત્યું, થાવ ગર્ભનો પાત,
વાયુ રુંધાયો વિશ્વનો, થઇ કોટી જીવની ઘાત. ૩

[ એમાં શિવ અને કૃષ્ણનાં યુદ્ધનું વર્ણન છે. ]

૭. અન્યોક્તિ. (Irony.)

જ્યાં ઉપરથી નિંદા કરીને અંદરથી સ્તુતિ કરીહોય, અથવા ઉપરથી સ્તુતિ કરીને અંદરથી નિંદા કરીહોય ત્યાં અન્યોક્તિ.

(૧) ઓ પ્રભુ, કેવો તારો અવિચાર કે પાપીઓને પણ મોક્ષ આપેછે.

(૧) કૃપણમાં તુજ નહિ મણા, માણે મોટી મોજ ;
વાવા ભાઇ વાવા તને, અમળા મારે રોજ.

[ જ્યાં એકની નિંદાથી બીજાની પણ નિંદા જણાતીહોય ત્યાં પણ અન્યોક્તિ — તેજ ગાંડો કે મેં તને કામ સોંપ્યુ. ]

(ક) કાકુસ્વર અથવા પૃચ્છા. ( Interrog ation. )

જ્યાં સ્વરના ( અવાજના ) ભેદથી ઉલટા અર્થની કલ્પનાનું ડોળ દેખાતુંહોય, અથવા જ્યાં સામાને પ્રશ્ન કરીને તેમાં પોતાનો નિશ્ચય બતાવ્યોહોય ત્યાં કાકુસ્વર અથવા પૃચ્છા.

(૧) સમજાવ્યો સમજે નહિ એહ,
ઉઠ ભાઇ ચલ આવેછે મેહ ;
થશે મધુર એળીઓ વળી,
રાખ્યો ભેંશો શાકર ગળી !

૮. વિરોધ. (Antithesis.)

જ્યાં બે વસ્તુઓ એકબીજાની સામે ( ઉલટી રીતે ) મુકાબલે આવ્યાથી ખૂબ ભભકમાં દેખાય ત્યાં વિરોધ અલંકાર

(૧) આકાશ આ સુંદર સ્વચ્છ શોભે,
ધોળાં રૂપેરી લક વાદળાંએ ;
અધારુ કોડે વિરહાગ્નિધૂમે,
ચારે ખૂંણે વાધ કુતર્ક ઘૂમે

(ક) વિરોધાભાસ.

જ્યાં પ્રથમ તો અર્થનો વિરોધ દેખાયછે પણ પછી કોઇ કારણનેલીધે તે વિરોધ જતોરેછે ત્યાં વિરોધાભાસ અલંકાર

(૧) ટાઢેશ તો થઇ ન મુજને ટાઢિયો તાવ આવ્યો,
અગ્નિ મેઘે અતિશ પવને સ્નેહરૂપે વધાર્યો.

(૨) જે સમદષ્ટિ જ્ઞાની છે તેને શત્રુ મિત્ર છે, સાપ તે રજ્જુ છે.

(ખ) કાવ્યાર્થાપત્તિ.

ફલાણું થાયછે પછી ફલાણું કેમ થશે એવી બોલવાની રીત જ્યાં હોય ત્યાં કાવ્યાર્થાપત્તિ અલંકાર.

(૧) એની આજ્ઞાઅગ્નિનું ચાલતું નથી તો પછી કુતરાનું શું ચાલે !

### ૯. અનુક્રમ. (Climax.)

જ્યાં એક વસ્તુ–કર્મને લગતી સઘળી બાબતો એક એકથી ચડિયાતા જોસમાં ગોઠવેલી જોવામાં આવે ત્યાં અનુક્રમ અલંકાર.

(૧) [ઘાશીરામ કોટવાળવિષે કહેવાયછે કે] અરે એ શેહેરનો કોટવાલ, એણે તો કોઇને દેહાંત દંડ કરવો નહીં, તેમાં તેણે બ્રાહ્મણોને—રે નિરપરાધી બ્રાહ્મણોને માર્યા, તે વળી ગોધીને માર્યા, એ તેણે ઘણુંજ નઠારું કીધુ.

#### (ક) સમુચ્ચય.

જ્યાં અનેક ક્રિયા—સ્થિતિ એકેજ વખતે બને એવો સંભવ હોય ત્યાં સમુચ્ચય.

(૧) અરે ભાઇ તારું મોટું નસીબ કે આવી તુને મળી—એક તો પૈસાદાર, વળી ઉંચ કુળની, વળી રૂપે રંભાસરખી, વળી ભણેલી, વળી ડાહી અને વળી રસિક

#### (ખ) સાર.

જ્યાં એક એકથી ચડતો સરસ અર્થ હોય ત્યાં સાર.

(૧) મીઠું મધ, વધારે મીઠું અમૃત અને સૌથી મીઠી કવિતા.

#### (ગ) કારણમાળા.

જ્યાં એકપછી એક એમ વસ્તુઓ કારણ ને ફળરૂપે દેખાય ત્યાં કારણમાળા.

(૧) નીતિથી ધન, ધનથી દાન ને દાનથી યશ.

(૨) દુઃખ પાપથકી, પાપ દળદરથકી અને દળદર આળસથકી

---

## શબ્દાલંકાર.

### ૧. અનુપ્રાસ. (Alliteration.)

સરખા સ્વર અથવા સરખા વ્યંજન અથવા સરખા શબ્દનું જે સ્થાપન તે અનુપ્રાસ [સ્વરનું સરખાપણું તો જોઇએ; પણ કદાપિ સ્વર જૂદા હોય તોપણ શબ્દનું જે કંઇક સરખાપણુ હોય તે પણ અનુપ્રાસ.] એની પાચ જાતિ છે.

#### (ક) છેકાનુપ્રાસ.

જ્યાં અનેક વ્યંજનોનું સરખાપણું એકજ વેળા અનુક્રમે અથવા વ્યુત્ક્રમે આવ્યુંહોય ત્યાં છેકાનુપ્રાસ. [તે વ્યંજનોની વચમાં એકજ સ્વરનું અંતર

જોઇએ, વધારે નહિ; અર્થાત્ છેકજ પાસપાસે હોવા જોઇએ. વ્યુત્ક્રમે એટલે રસ સર એમ.]

(૧) અનીતિપીડે મેં, નિરખી નરી નારી જગજગે,
કરી જારી જારી વિખ બહુ પસાર્યું રગરગે.
(૨) સહુ મંત્રી તંત્રી, છલ વિવિધ વિશ્વાસથી ભણી,
કલંકી કંઠીમાં, અતિશ મન ગંદી ભ્રમતણી.

(ખ) વૃત્યનુપ્રાસ.

જ્યાં અનેક વ્યંજનોનું ક્રમથી અથવા ક્રમભેદથી ઘણી વાર આવવું થાય ત્યાં વૃત્યનુપ્રાસ.

(૧) તજી દુરગુણ ભણીગણીલઇ, કદર ફરજ સહુ જાણ;
ભજી ભગવત સદગુણ સજી, સ્વરગ સરવ સુખ આણ.

(ગ) શ્રુત્યનુપ્રાસ.

વર્ણ જૂદા હોય પણ એકજ સ્થાનના હોય, એટલે જ્યાં સ્થાનનું સરખાપણું આવતુંહોય ત્યાં શ્રુત્યનુપ્રાસ.

(૧) નવલ લલિત લીલા થાપીને તું ઉથાપે,
સતત સત સુનીમો લાભ દેતા બતાવે;
ભુવનપતિ તપાસી પાસ તું પાસ લેને,
પલિત પતિત પાપી દીનને માફી દેને.

(ઘ) અંત્યાનુપ્રાસ. (Rhyme.)

અંત્યસ્વરસાથે વ્યજનનું એકસરખુ જ્યાં મળવું થાય ત્યાં અંત્યાનુપ્રાસ.
[ એમાં કદાચિત્ સ્વરની આગળના વ્યંજનો અનુસ્વારને લીધે મળતા ન હોય તોપણ ચાલે, જેમકે—સાહુ—બહુ. ચરણને અંતે અથવા અર્ધને અંતે અથવા યતિઆગળ અનુપ્રાસનો ઉપયોગ કરવો ]

(૧) વિનતિ દેશીને કરું, હું દાઝ દિલમાં ધરું,
કહું વળી ખરેખરું, જૂઠું ન લેશ ધારરે;
કુસપથી તૂટી સહુ, ગયાં સુરાજ્ય તો બહુ,
કહું શું દૈવ વાત હું, નહીંજ દુઃખ આરરે.

(ગ) લાટાનુપ્રાસ.

જ્યાં એક અથવા વધારે શબ્દોની તેજ અથવા જૂદા. જૂદા અર્થમાં પુન–

રુક્તિ હોય તાં લાટાનુપ્રાસ. જુદા જુદા અર્થમાં પુનરુક્તિ હોય તેવા લાટાનુ-પ્રાસને યમક પણ કહે છે.

(૧) ધંન છે ધન છે ધન છે રે, હોળ દેવી તુને તો ધંન છે.

(૨) જે વાવડીઓ સર ને તળાવ,
પાણી ભરાએ ઉભરાઇજાય;
પાણી ભરાવ્યું મુજને અનગે,
પાણી ભરાવાં નથી લોહી અગે.

## ૨. શ્લેષ (Pun.)

અનેક અર્થના પદવડે અનેક અર્થનું વર્ણન કરવુ તે શ્લેષ અલંકાર.

[વર્ણ ને અવર્ણ એવા શબ્દમાં ને પછી વાક્યમાં નાના પ્રકારના અર્થ થતા હોય તાં પણ શ્લેષ.]

(૧) ફૂકે શંખ પણ નવ કઇ, ઉતરે તેનો નાદ;
કરનાટકમાં કવિ ઘણા, મંત્રજંત્રના વાદ.

પેલો માણસ શંખ ફૂકે છે પણ તેનાથી તે વાગતો નથી. ૨. તેણે હાથ ધોવા —દેવાળુ કાડવુ તોપણ તેનો મિજાજ ઉતરતો નથી.

કરનાટક દેશમાં કવિઓ અને મત્રજંત્રના વાદ ઘણા હોય છે. ૨. હે કવિ, તુ નાટકમાં મત્રજંત્રના વાદ ઘણા કર.]

## ૩. ચિત્ર.

જે અક્ષરોથી જે પ્રશ્ન થયો હોય તેજ અક્ષરોથી તે પ્રશ્નનો ઉત્તર મળે તાં ચિત્ર.

(૧) કો-ઠારે અન રહે, આ તે મુરતી શિ-કોતરી બાઇ.

## ૪. એકાનેકોત્તર.

જો એક ઉત્તરમાં બીજા ઘણા ઉત્તર આવીજાય તાં એકાનેકોત્તર.

(૧) નર્મ કવિતા પુસ્તક પેલે પાને ૪૮૩ મે અને ૪૮૪ મે શોધ કરી અને અભાગિયો૦ એ કવિતો જોવાં.

(૨) પાન સડે, ઘોડા અડે, વિદ્યા બીસરજાય;
ચૂલેપર રોટી જલે, ચેલા કવન ઉપાય?
ઉત્તર.—ગુરુજી, બિનફિરે. [આ દાખલો બારનો છે]

## ૫. બાહ્યાંતરલાપિકા.

જ્યં એક લખેલા વિષયમાં બારના પેલા અક્ષરોની અથવા અંદર

અમુક અમુક ઠેકાણાના અક્ષરોની એવી રચના થઇહોય કે જેમાથી કઇ નવો અર્થ નિકળે તાં બાહ્યાંતરલાપિકા.

(૧) નર્મકવિતા પુસ્તક પેલે પાને ૪૮૧ મે વિદ્યાવિષે છપ્પો જોવો—**સરમાયિઉસાસ** એ નામ બહિર્લાપિકાથી, અને **નર્મદાશંકર** એ નામ અતર્લાપિકાથી નિકળેછે.

---

## લક્ષણાપ્રકરણ. (Tropes)

પદમા તેના મુખ્ય અર્થનો બાધ આવતોહોય તો, તે મુખ્યઅર્થજોડે સબધ રાખતોહોય એવા બીજા અર્થનો બોધ જે શક્તિવડે થાયછે તે લક્ષણા.

(૧) કાશી નક્કુ લુચ્ચુ શેહેર છે. (૨) ગાડી ગુજરાત. (૩) ગગાઉપર આહીરોના ઝૂપડા છે. (૪) તમે પૂછોછ તે રસ્તો તો પેલા કૂવાપરથી જાયછે

[ લક્ષણાના ભેદ ઘણા છે તેમાના બે નીચેપ્રમાણે ]

### (ક) અજહલ્લક્ષણા.

વાક્યમા મુખ્ય અર્થ રહે છતે બીજા અર્થનુ જે ખેચવુ—આણવુ થાય તે

(૧) ધોળો ઠીક દોડેછે. (ધોળા રગનો ઘોડો બળદ ૪૦)

(૨) તે ગામ લુટાયુ ત્યારે પચ્ચીશ કામડી હતી. (કામઠીવાળા ભીલો.)

(૩) ખેતરમા આજ કેટલી દાતરડી છે? (દાતરડીવાળા મજૂરો.)

### (ખ) જહલ્લક્ષણા.

વાક્યમા મુખ્ય અર્થનુ ગ્રહણ નજ કરવુ—તેના બાહારના સબધીનોજ અર્થ લેવો.

(૧) ગાણુ તે હિન્દુસ્તાનીજ. [ એમા હિન્દુસ્તાન એ દેશને ગાણુ લાગુ-પાડવુ નહીં, પણ બાપાનેજ લાગુપાડવુ ]

(૨) ગગાપરના ઝૂપડાં. [ એમા ગગાના જળરૂપ આકારને અર્થ ન લગાડતાં તટનેજ લગાડવો ]

### (ગ) લક્ષણાના બીજા દાખલા.

૧. ક્રિયાનુ સાધન-કરણ તે કર્ત્તા થાયછે —હરમાનની પૂછડીએ આખી લકા સળગાવીમૂકી

૨. કારણનુ વિશેષણ તે કાર્યનુ વિશેષણ થાયછે —તેણે જબરો ઘા કર્યો

(૩) કાર્યનુ વિશેષણ તે કારણનુ વિશેષણ થાયછે —તેણે પોતાની ખુની આંખ મારીતરફ કીધી

૪. કર્તાનું વિશેષણ તે કરણનું વિશેષણ થાયછે:—તેણે પોતાની ધ્રૂજતી તલવારે પણ એક છેલ્લો ઘા કીધો.

૫. કર્તાનું વિશેષણ તે કર્મનું વિશેષણ થાયછે:—તેણે ચડતી પદવી મેળવી.

---

કાર્યને બદલે કારણ મૂકવામાં આવેછે:—ચૈતરવૈશાખમાં સૂરજના કીર્ણ બહુ સખ્ત હોયછે.

૨. કારણને બદલે કાર્ય મૂકવામાં આવેછે:—તેને હવે પળિયાં આવ્યાં.

૩. આધેયને બદલે આધાર મૂકવામાં આવેછે:—મેં આજ ચાર કટોરા પીધા.

૪. ગુણીને બદલે ગુણ મૂકવામાં આવેછે:—ઓ મીઠી ખુબસુરતી તું મારી સામે કેમ જોતી નથી.

[ આ ચાર અજહલ્લક્ષણાના પેટામાં આવીજાયછે. અજહલ્લક્ષણાને અંગ્રેજીમાં metonymy કહેછે. ]

---

૧. આખાને બદલે તેનો ભાગ—અંશ મૂકવામાં આવેછે:—તેને શ્રી કાઢતાં આવડતી નથી. એ મારાં કાળજડાં.

૨. અનેકવચનને બદલે એકવચન મૂકવામાં આવેછે:—કાફલો આવ્યો. સંઘ ગયો. ટોળું દોડયું.

૩. એકવચનને બદલે અનેક વચન મૂકવામાં આવેછે:—મોજાં ઘણાં ઉછળેછે.

૪. શખસને મોટે તેની જાત મૂકવામાં આવેછે:—[ તમે લોભી છો એમ કેવાને બદલે ] બ્રાહ્મણો બહુ લોભી હોયછે.

[ આ ચારને ઉપલક્ષણ અથવા અંગ્રેજીમાં Synecdoche કરીને કહેછે. ]



# समाप्तिपंचक.



અક્ષર એનું નામ પણ, અર્થે વિશાળ વિગૂઢ;
મન-ભાષા-ભૂખેડથી, આર્ય નામ જગરૂઢ. ૧
જાતે ઊંચી પ્રત છતાં, વણખેડી રસહીન;
ભાષા ભૂમી ખેડતાં, થાય સરસ દિનદિન. ૨
ગુર્જરભાષાભૂમિના, સરસ સકળ કૃષિકાર;
સફળયત્ન થઇ મિષ્ટફળ, લાહો વારંવાર. ૩
ચાખી તે ફળ અવરજન, બીજ ધરે એ ખેત;
ફળ નિપજાવી નવનવાં, વેંચે વાલસમેત. ૪
એ રીતે નિત ખેડતાં, હોશે એ ફળવંત;
લીલા નવનવી દાખવે, હરિઇચ્છા બળવંત. ૫

Bastille, 14th July the abolition of feudal orders, 4th Aug with the Declaration of the Rights of Man 27th Aug the transference of the King and the Assembly from Versailles to Paris

property

Page 3 2 **two clubs** Political clubs have been numerous in England for over two hundred years Some are head-quarters of party organisation, some are mainly social others are obscure and unimportant The Constitutional Society (or Society for Constitutional Information) was an obscure body which had been formed in 1780 to aid the movement then going on in behalf of parliamentary Reform Its chief work consisted in disseminating political tracts The Revolution Society was an older club which met annually on the 4th November to commemorate the Revolution of 1688 In the eighteenth century the name Revolution recalled the happy and glorious events of 1688-89 and did not suggest violence

Para. 4 6 **the constitution of this kingdom** The system of government by King Lords and Commons In the constitution as fixed in 1689 it was long believed that the parts were perfectly balanced The King retained the dignity of his office and nominated the ministers while the ministers by being made responsible obtained the actual power The Lords and Commons were able to check each other as no new bill could pass into law without the sanction of both and both could be checked by the king's negative The Commons as the representatives of the people voted the annual taxation which the Lords simply confirmed The Lords had the supreme judicial power but the Ministry represented the opinions of the majority of the Commons who by renewed elections were kept in closer touch with the country

7 **principles of the glorious revolution** The principles embodied in the Declaration of Right and Bill of Rights These asserted the ancient rights of the Commons and determined the constitution as that of a Limited or Constitutional Monarchy Glorious was a familiar epithet due to the fact that the Revolution was wrought peaceably

14 **Those who cultivate** Burke considers himself the true exponent of these principles but in fact now after 100 years a point of time was reached at which in the light of new conditions and new developments these principles were capable of divergent interpretations Thus Burke separated himself from Fox and Sheridan and their party he styled New Whigs This new development he deemed highly dangerous

23 **presides in the other** Lives and rules in the Constitution

Para 5 *The Constitutional Club and its efforts to circul poor books*

35 *Seven or eight years* It was founded in 1780

36. **charitable** Written with a touch of irony and contemp

Page 4. 3 **charitably read** This implies that Burke had About 1780 when all kinds movements were set on fo tions such as was carried o bills Burke opposed the movement and endeavoured to meet the evils by a plan Economical Reform

5 **like goods** A scornful comparison to the pu chase in France of inferior articles of manufacture that w despised in England

Para 6. 18 **National Assembly** The name then given France to its Parliament The arrangement of the Three E tates broke down from the beginning and the Third Estate (th Commons) with the members that joined them from the oth two Estates (the Nobility and the Clergy) were constituted o body under the title of the National Assembly June 1789

20 **you reserved** This is banter or chaff

24 **in equity** In natural fairness Sarcastic

30 **adopting** Because they gratefully welcomed the deput tion and the address

31 **committee** The term is often used vaguely of a self constituted body of workers for any end

33 **Henceforward** A continuance of the style of mockery and irony Burke's pamphlets are *written speeches* with elements of argument declamation and invective.

34 36 **privileged persons diplomatic body** This mock *heroic description is founded on the fact that they have been* publicly recognised by the French Assembly It is contrary to all right practice for a Parliament or a governing body to enter into correspondence with unofficial and irresponsible foreigners International negotiations are conducted by diplomatists and every country has at foreign courts a legation or diplomatic body (ambassador consul &c) through which it communicates with or receives communications *from the foreign power* Ambassadors and their staffs are *privileged persons* whose persons are by immemorial law inviolable Burke is ridiculing both the *presumption* of the Revolution Society and the folly of the French Assembly